## કર્તાનાં બીજાં પુસ્તકો

૧

### કવિતા પ્રવેશ

પ્રાચીન અર્વાચીન કવિઓના વિવિધ કાવ્યોનો શાળાઓમાં કરેલો સંગ્રહ, કવિઓના જીવનચરિત્રો સાથે

પ્રથમ આવૃત્તિ, ૧૯૦૮, ચોથી આવૃત્તિ, ૧૯૩૧ કીમત રૂ. ૧-૦-૦

જોડિયા સંગ્રહ કર્તા

હિમ્મતલાલ ગણેશજી અંજારિયા

એમ એ., એલએલ બી

કાવ્ય માધુર્ય, સંગીત મંજરી, કવિતા વિનોદ, પદ્ય સંગ્રહ, મધુ બિન્દુ, ગદ્ય પ્રવેશ, સાહિત્ય પ્રવેશ વગેરેના કર્તા

નામદાર મુંબઈ સરકારના મે ડાયરેક્ટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રક્શનના નં ૧૦૩૮૯ તા ૨૪-૧૨-૦૯ થી હાઈસ્કૂલોમાં ગુજરાતી અભ્યાસક્રમ માટે ટેક્સ્ટ બુક તરીકે તથા ઇનામો માટે મંજુર કરેલી તે ઉપરાંત, લંડન સ્કૂલ ઑફ ઓરીઅન્ટલ સ્ટડીઝમાં ગુજરાતી કવિતાના અભ્યાસક્રમ માટે ટેક્સ્ટ બુક તરીકે મંજુર થયેલી છે

૨

### An Analysis of Ingram's History of Political Economy

First printed in 1909 Not re-printed since It was introduced in lieu of Adam Smith's Wealth of Nations in the Political Economy

course in the B A, in 1909 and 1910 But since after Ingram was discontinued Therefore, not reprinted thereafter

Price Re 1-8-0

૩

## ઇસ્લામની ઓળખ

પ્રથમ આવૃત્તિ, ૧૯૨૭, કીમત રૂા ૧ ૦ ૦

કુરઆને શરીફમાંની કેટલીક અગત્યની સૂરતો સાથે ગુજરાતી અક્ષરોમાં આપી, તેના ગદ્યમય ભાષાન્તર અને વિસ્તૃત ટીકા સાથે, ભાષાન્તરરૂપ ગ્રંથો અને અન્ય ઇસ્લામી લેખોનો સંગ્રહ

નામદાર મુંબઇ સરકારના મે ડાયરેક્ટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રક્શનના નં એસ-૮૬ (બી) ૨૪૩ (પી) સી, તા ૫-૯-૨૮ થી પ્રાયમરી અને સેકન્ડરી શાળાઓ તથા ટ્રેનીંગ કૉલેજોમાં ઇનામ તથા લાઇબ્રેરીઓ માટે મંજુર થયેલી છે

વડોદરા રાજ્યના મે વિદ્યાધિકારી સાહેબના નં ૯૨૯ ભા ૮૪ ૬ ાવ ૭૬/૮૪ તા ૨ ૩-૨૮ થી શાળાઓના પુસ્તકાલયો માટે તથા તે જ રાજ્યના જાહેર પુસ્તકાલયોના ખાતાના મે સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબના દ્રા લા જા નં ૨૪૪/૮૩-૮૪ તા ૩-૧૨-૨૭ થી વડોદરા રાજ્યની લાઇબ્રેરીઓ માટે મંજુર થયેલી છે

૪

## કરીમ મહમદનાં કાવ્યો અને લેખો

વિવિધ માસિકો તથા અન્ય પત્રોમાં પ્રકટ થઈ ચુકેલા કાવ્યો તથા લેખોનો સંગ્રહ

નામદાર મુંબઇ સરકારના ઉત્તર વિભાગના મે એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના નં ૨૪૩ તા ૬ ૪-૩૭, શ્રીમંત ગાયકવાડ

સરકારના મે વિદ્યાધિકારી સાહેબના હુકમ નં. ૭૪૧૮/૩૬-૩૭ તા. ૧૬-૨-૩૭, વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટ્સ એજન્સીના મે એ જી. જી. સાહેબના નં ૭૩-૩૭ તા ૩-૩-૩૭ તથા શ્રીમંત ગાયકવાડ સરકારના જાહેર પુસ્તકાલયોના ખાતાના મે ક્યુરેટર સાહેબના નં. ૪૨૬૭/૩૬-૩૭ તા ૧૯-૩-૩૭થી અનુક્રમે શાળાઓના પુસ્તકાલયો તથા જાહેર પુસ્તકાલયો માટે આ પુસ્તક મંજુર થયેલુ છે.

ઉંચા જાડા એન્ટીક કાગળ, પાકું પુંઠું, જેકેટ સાથે, પૃષ્ઠ ૨૦૦

પ્રથમ આવૃત્તિ, ૧૯૩૬ કીમત રૂ. ૨-૦-૦

૫

## મુસલમાન વકફ એકટ

નામદાર હિન્દુસ્તાન સરકારના સને ૧૯૨૩ ના ૪૨ મા એકટમાં નામદાર મુંબઇ સરકારના સને ૧૯૩૫ ના ૧૮ મા એકટથી થયેલા સુધારા મુજબનો એકટ.

નવી રૂલો તથા હિસાબના નવા પત્રકો તથા જરૂરી ટીકા સાથેની નવી આવૃત્તિ.

પ્રથમ આવૃત્તિ, ૧૯૨૬, દ્વિતીય આવૃત્તિ ૧૯૩૮

કીમત આઠ આના

# પ્રસ્તાવના

નામદાર મુબઈ સરકારની મજુરીથી ઑમ્ગ્રે ગવર્નમેન્ટ ગેઝીટીયર સેરીઝના પુસ્તક ૯, ભાગ ૨, વિભાગ ૧નુ આ માત્ર ભાષાન્તર છે. મૂળ પુસ્તક સરકારી પ્રકાશન હોઇ, તે પ્રમાણભૂત ગ્રથ છે તે પુસ્તક સને ૧૮૯૯ મા પ્રસિદ્ધ થયા પછી ફરી છપાયલુ નહિ હોવાથી, હાલ તે મળી શકતુ નથી. મૂળ પુસ્તક ઑમ્બે હાઇ કોર્ટમા ચાલેલા આગાખાન કેસ, ચાદાભાઈ ગ'લા કેસ વગેરે મહત્વના કેસોમા તે કોમોના ઇતિહાસ વગેરે માટે પ્રમાણ તરીકે લેવામા આવેલુ હતુ.

આવુ પુસ્તક ગુજરાતીમા હોવુ જરૂરી માની મે તેનુ ભાષાન્તર કરેલુ છે. મૂળ પુસ્તક સને ૧૮૯૯ મા એટલે ૪૦ વર્ષ ઉપર પ્રસિદ્ધ થયેલુ હોઇ, તેને અપ-ટુ-ડેઇટ કરવાની જરૂર છે, પરતુ મે તેનુ માત્ર ભાષાન્તર કરેલુ હોઇ, મૂળ પુસ્તકમા હુ સુધારે વધારો કરી શકયો નથી છતા ઇશ્વિરેચ્છા હશે તો બીજી આવૃત્તિમા પરિશિષ્ટો રૂપે પૂરવણી માહિતી પૂરી પાડવા યથાશક્તિ પ્રયાસ કરીશ

આ ભાષાન્તરને છેડે મે કેટલાક ઉપયોગી પરિશિષ્ટો મારા તરફથી ઉમેરેલા છે આશા છે કે તેથી મૂળ પુસ્તકનુ વસ્તુ યથાર્થ સમજવામા સહાય થશે

સુજ્ઞ વાચકો પોતપોતાની કોમના ઇતિહાસ, રીત રિવાજ વગેરે બાબતોની માહિતી મને મોકલવા કૃપા કરશે તો તેમના સહકાર માટે હુ તેમનો ઋણી થઈશ અથવા ઓછામા ઓછા તેઓ અને જીજ્ઞાસુ અભ્યાસકો મને તેવી માહિતી મેળવવાના સાધનો અને પુસ્તકો સૂચવશે તો મે હુ તેમનો સહૃદય ઉપકાર માનીશ 'એક હાથે તાળી પડે નહિ' આવા વિષય માટે અતિ વિશાળ વાચન અને તેટલાજ સાહિત્યનાં સાધનો જોઇએ અહીં કાઠિયાવાડના મુલ્કમાં

તેનું અને તેટલું સાહિત્ય ઉપલબ્ધ થવું કઠિન છે. તેથી તો આ વિષય પરત્વે સુજ્ઞ વાચકોને મારી ખાસ વિનંતિ છે. આશા રાખું છું કે તેમનો સહકાર મને જરૂર મળશે

મુસલમાનોની વિવિધ કોમોના માનનીય સંતો, સ્થાપકો, નેતાઓ અને અગ્રગણ્ય વ્યક્તિઓ માટે માનાર્થે બહુવચન વાપરવા મેં બને તેટલી કાળજી રાખેલી છે પણ કોઈ સ્થળે વિસ્મૃતિ થયેલી હોય તો સુજ્ઞ વાચકો ક્ષમા કરશે એમ આશા રાખું છું. તેઓ તેવી ક્ષતિઓ પ્રતિ મારું લક્ષ ખેંચશે તો તેમનો ઉપકાર માનીશ અને બીજી આવૃત્તિમા તેવો સુધારો કરવા ધ્યાનમા રાખીશ.

આ વિષયને અંગે હિન્દુ લેખકોનું ખાસ ધ્યાન ખેંચવા માગું છું કે આવી વ્યક્તિઓ માટે માત્ર માનાર્થે બહુવચન વાપરવું એટલું જ મુસલમાનોની નજરે પૂરતું નથી દાખલા તરીકે, ઇસ્લામના હઝરત પેગમ્બર સાહેબ માટે હમેશા સલ, બીજા પેગમ્બરો માટે અલ, ખલીફાઓ માટે રદી, હઝરત અલી માટે ખાસ કર્રમ, વલી ઓલિયા માટે રહ, વગેરે ટુંકાક્ષરો તેમના નામો સાથે અવશ્ય જોડવા જોઈએ અનુક્રમે, સલ્લલ્લાહો અલયહે વ સલ્લમ તેમના ઉપર અલ્લાહના દરૂદ અને સલામ હો, અલયહિસ્સલામ અલ્લાહની સલામ એમના ઉપર હો રદી અલ્લાહો તાઆલા અનહો અલ્લાહ તાઆલા તેમના ઉપર રાજી હો, કર્રમઅલ્લાહો તાઆલા વજહુ અલ્લાહની ઉદારતા એમના ઉપર હો, રહમતુલ્લાહ અલયહે અલ્લાહની રહેમ એમના ઉપર હો,—એ માટે ઉપરોક્ત ટુંકાક્ષરો લખાણમા વપરાય છે, બોલતી વખતે આખા ઉચ્ચાર બોલવા જોઈએ હિન્દુ લેખકો મુસલમાનોની આ ધાર્મિક દૃષ્ટિ વીસરી જાય છે તેથી તેમના લખાણો મુસલમાનોમા આવકારદાયક થતા નથી હિન્દુ લેખકો પોતાના એવા જ પુરુષો, ઉદા. શ્રીકૃષ્ણ, શ્રી રામચંદ્ર વગેરે માટેના પોતાના sentiment નો વિચાર કરશે તો મુસલમાનોના તેવા જ sentiment નો તેમને યથાર્થ ખ્યાલ આવશે.

આ વિષય મે મારી "ઇસ્લામની ઓળખ"ની પ્રસ્તાવનામાં ચર્ચ્યો હતો "બુદ્ધિ પ્રકાશ"ના તંત્રીએ એ પુસ્તકના પોતાના રિવ્યુમા એ વિષયની ચર્ચા કરી, તેને અનુમોદન આપેલુ હતુ અને "સસ્તા સાહિત્ય"ના યોજક ભિક્ષુ શ્રી અખંડાનંદજીએ તો તેમના પ્રકાશન 'મુસ્લિમ મહાત્માઓ"મા તે માટે એક ખાસ પ્રસ્તાવના લખી, તે તરફ હિન્દુ લેખકોનુ ધ્યાન ખેંચેલુ હતુ હુ એક વખત વધારે તેમનુ ધ્યાન મુસલમાનોની આ નાજુક માગણી તરફ ખેંચુ છુ

પરંતુ આ તો કંઇક વિષયાન્તર થયુ પ્રસ્તુત વિષય પ્રતિ વળતા, આ પુસ્તક ફક્ત બોમ્બે ગેઝેટીયરના "ગુજરાતના મુસલમાનો" વાળા વિભાગના પહેલા અર્ધ ભાગનુ જ ભાષાન્તર છે. તેમા મુસલમાનોની વિવિધ પેટા કોમોના ઇતિહાસનું દિગ્દર્શન કરાવેલુ છે બીજા અર્ધ ભાગમા, તેમની રહેણી કરણી, નિત્યનો જીવન વ્યવસાય રીત રિવાજો, ઉદ્યમો, સામાજિક સ્થિતિ અને સ્થાન, ધાર્મિક માન્યતાઓ અને તે અંગે આચાર વિચાર, તહેવારો વગેરે અને છેવટે તેમની રમત ગમતો અને મહેફિલમા તેમના કાળગમન કરવાના સાધનો અને સાહિત્યો ઇત્યાદિ છે તે બીજો ભાગ આ પ્રથમ ભાગ જેટલો જ, બલકે કંઇક પ્રમાણમા આથી યે વિશેષ ઉપયોગી છે પરંતુ આ એક ભાગનુ પુસ્તક પણ પૂરતુ દળદાર થઇ ગયેલુ હોવાથી બીજો ભાગ જુદા પુસ્તક તરીકે પ્રગટ કરવા રાખેલો છે તે સાથે મારે અહિં ઉમેરવુ જોઇએ કે એ યોજના મુખ્યત્વે આ પ્રથમ ભાગનો અમારા વાચક વર્ગમા અને શિક્ષિત જનતામા કેવો અને કેટલો થાય છે તે ઉપર અવલંબે છે ઈશ્વરેચ્છા બળવાન છે! ભાવી અગમ્ય છે! અસ્તુ!

જુનાગઢ
નવેમ્બર ૧૯૩૮

કરીમ મહમદ માસ્તર

# ૧. વિષયવારી અનુક્રમણિકા

૩. ખેડુતો



૪. કારીગરો

### ૫. નોકરીઓ કરનારા



### ૬ મજુરી કરનારા



### પરિશિષ્ટો

---

## ૨. કક્કાવારી અનુક્રમણિકા

# શુદ્ધિ પત્ર

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩ | ૨૧ | વૃત્તાંત્ત | વૃત્તાંત |
| ૧૮ | ૨૦ | યુરૈંઝી | ઉરૈંઝી |
| ૧૯ | ૧૮ | તેને | તેમને |
| ૩૦ | ૨૩ | Bellow | Bellew |
| ૩૨ | ૨૩ | બાબા ઘોર | બાબા ગોર |
| ૪૧ | ૨૧, ૨૫ | ઝુંકાર | ઝંકાર |
| ૪૬ | ૧૦ | નિકા | નિકાહ |
| ૭૪ | ૧૬ | હેમાચાર્ય | હેમચંદ્રાચાર્ય |
| ૮૧ | ૧૭ | પીત્તળની | પીતળની |
| ૯૪ | ૪ | શમ્સુદ્દીન | શહાબુદ્દીન |
| ૧૧૬ | ૯ | નિષ્કલંકી | નિકલંકી (કલ્કી) |
| ૧૩૩ | ૨ | હજરત | હઝરત |
| ૧૩૪ | ૨૩ | નિષ્કલંકી | નિકલંકી (કલ્કી) |
| ૧૫૦ | મથાળે | મેમાણોનો | મેમણોનો |
| ૧૬૭ | ૨૬ | બોડાણમાં | બોધાનમાં |
| ૨૨૨ | ૧૫ | મઝશબે | મઝહબે |
| ૨૨૯ | ૯ | દુકાને | દુકાનોએ |
| ૨૩૫ | ૨૪ | સુખ્યત્વે | મુખ્યત્વે |

મીસર, મીરઆત, સીંધી અને હીજડા જ્યાં જ્યાં દીર્ઘ ઈથી હોય ત્યાં ત્યાં તે હ્રસ્વ ઈથી વાંચવા.

——o——

# ગુજરાતના મુસલમાનો



## પ્રકરણ ૧

### ઉત્પત્તિ અને વસ્તી



ગુજરાતના મુસલમાનો મુખ્ય બે વર્ગમાં વ્હેંચી શકાય જેમનામાં પરદેશી તત્ત્વ છે તે અને જેઓ લગભગ બધા જ સ્થાનિક હિન્દુઓમાંથી મુસલમાન થયેલા તેમના વંશજ છે તે

ઇસ્વી સનના સાતમા સૈકાના મધ્યભાગથી અગારમા સૈકાના અંત સુધી પરદેશી મુસલમાનો ગુજરાતમાં વારંવાર આવતા ગયા હતા

---

*હિન્દમાં મુસલમાન અરબો આવ્યા તે પ્હેલાં ચેઉલ કલ્યાણ અને સોપારામાં અરબ વસવાટોના દાખલા નોંધાયલા છે અબુલ ફિદા (ઇ સ ૧૨૭૩–૧૩૪૩) કહે છે કે સોપારામાં મહંમદ પ્હેલાંના સમયથી અરબો વસતા હતા રેનો (Reinaud) કૃત અબુલ ફિદા પુ ૨ પૃ ૩૫૦–૩૪ (ccc–cxxxix) ઍગેથારસાઇડિસ–Agatharcides ના સમયમાં ઇ સ પૂ ૧૭૭–૧૦૦, (વીન્સેન્ટનું પેરીપ્લસ–Vincent's Periplus, પૃ ૧૫૪) મલબારના કિનારા ઉપર એટલા બધા અરબો હતા કે ત્યાંના લોકોએ અરબોનો ધર્મ સ્વીકાર્યો હતો ટૉલેમી–Ptolemy ના હિન્દના નકશામાં (ઇ સ ૧૫૦) આ લોકોની અસર મેલીઝીજેરીસ (Melizigeris) નામમાં મળે છે એ રાજ્યનો ઉત્તર વિભાગ આ સી

'જઝીરા', અર્થાત્ દ્વીપનુ રૂપાન્તર છે થાણા ગેઝિટીયર, પુ ૧૩, પૃ ૬૧, નોટ ૧

અરબોએ ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો તે પહેલા તેઓ ઘણાખરા સાબીયન–Sabian હતા સેઇલ–Sale કુરાને શરીફના ઉપોદ્ઘાતમા, પૃ ૧૦મે કહે છે કે અરબોના ઇસ્લામ પહેલાના 'જહાલતના ઝમાના'મા જો કે ત્યા મૂર્તિપૂજકો, યાહુદીઓ, મેગીઅનો અને ખ્રીસ્તીઓ હતા તોપણ સાબીઅનોનો ધર્મ આખી અરબ પ્રજામા ઓતપ્રોત થઇ ગયેલો હતો

મુસલમાન અરબોની હિન્દુસ્તાન ઉપરની પહેલી ચઢાઇ, ઇ સ ૬૩૬મા, બીજા ખલીફા હઝરત ઉમર બિન અલ ખત્તાબ (રદી), (ઇ સ ૬૩૪–૬૪૩)ના અમલ દરમ્યાન, જો કે તેમની મંજુરી વિના, થયેલી હતી જ્યારે તેમને ખબર પડી હતી કે બહરૈનના તેમના સુબા ઉસ્માન અસ્સકફીએ હિન્દ પર સ્વારી મોકલી હતી, અને તે લશ્કર ફતેહ મેળવી પાછુ આવ્યુ હતુ, ત્યારે ખલીફાએ ઉસ્માનને લખ્યુ હતુ કે 'બિરાદર સકીફ ! તે કાષ્ટમા કીડો મુક્યો છે, પરંતુ, અલ્લાહના કસમ ! જો મારા માણસોમાથી કોઇનુ મૃત્યુ થયુ હોત તો તારી કોમમાથી હુ તેટલી સંખ્યા કતલ કરત ' ઇલીયટ Elliot, પુ ૧, પૃ ૧૧૬મા અલ–બીલાઝુરી, ઇ સ ૮૪૦.

હઝરત ઉમરના હિન્દ વિરુદ્ધના અભિપ્રાય (prejudice)નુ કારણ એવુ હતુ કે અરબ મુસાફરો પાસેથી તેમણે સાંભળ્યુ હતું કે હિન્દમા જવા લશ્કરનો રસ્તો કીરમાનમા થઇને હતો, અને તે રસ્તો વિકટ હતો

હિજરી સન ૧૪=ઇસ્વી સન ૬૩૬ મા, કાદેસીઆની લડાઇ પછી તરત જ, નવા સ્થાપેલા બસરા શહેરમા જ્યારે હઝરત ઉમરે પોતાનો પહેલો સુબો ઉત્બહ મોકલ્યો હતો ત્યારે તેમણે તેને કહ્યુ

હતુ કે હુ તને હિન્દના મુ'કમા સુબા તરીકે મોકલુ છુ ધ્યાન રાખજે કે તે દુશ્મનોનો ખરાબમા ખરાબ પ્રદેશ છે '

એ જ અરસામા, હઝરત ઉમરે એક અન્ય ફિલસુફને હિન્દુસ્તાન વિશે તેનો અભિપ્રાય પૂછતા તેણે ઉત્તર આપ્યો હતો કે ' તે મગરૂરોના કાફરોનો દુન્નો પ્રદેશ છે' અલ-મસઊદીના મુરૂજ નામના પુસ્તકની અરબી પ્રત, પુ, ૩, પૃ ૧૭૧, કેરોની આવૃત્તિ

હિન્દ વિશેની આ માન્યતા ઠેઠ ઉમય્યા વંશના ખલીફા અબ્દુલ મલિક-ઈ સ ૬૮૫-૭૦૬ ના અમલ સુધી ચાલુ રહી હતી તેના સમયમા ઇબ્ને કીરીય્યાએ હજ્જાજ બિન યુસુફને હિન્દ અને ખુરાસાન વિશે આ પ્રમાણે સચોટ ટુંક મત આપ્યો હતો કે ' હિન્દના સમુદ્રોમા મોતી, પર્વતોમા માણેક, વૃક્ષોમા સુવાસિત અગર અને તેના પર્ણોમા પમરાટ છે પરંતુ ત્યાની પ્રજા બિચારા કબુતરના ચેરા જેવી છે, અને ત્યા જવાનો માર્ગ ખુરાસાનમા થઈને છે, જેનુ પાણી બન્ધ જેવુ છે અને જ્યાની વસ્તી સદા ચાલાક દુશ્મન છે ઇબ્ને કીરીય્યાહના જીવનવૃત્તાંત માટે જુઓ ઈબ્ને ખલ્લીકાનની અરબી પ્રત, પૃ ૧૨૨

ઈ સ ૬૩૬મા બહરૈનના અરબ સુબાએ ખંભાતના અખાતમા આવેલા બંદરો સામે એ કાફલા તૈયાર કરી મોકલ્યા હતા ઈ સ ૭૩૦ મા ભરૂચ ઉપર હુમલો કર્યો હતો ઇ સ ૭૫૮ અને ૭૭૮મા કાઠિયાવાડના કિનારા સામે કાફલા મોકલ્યા હતા અને ઈ સ ૮૩૦ના અરસામા ઘણુ કરીને કચ્છમા છે તે સીન્દાન ફતેહ કર્યું હતુ, અને કેટલાક વરસો સુધી તેનો કબજો રાખ્યો હતો ઇલીયટનો ઇતિહાસ, પુ ૧, પૃ ૧૫, ૪૧૫, ૪૧૬, ૪૪૪, ૪૫૦

એક વૃત્તાંત પ્રમાણે, ઇ સ ૭૨૪મા, અરબો કિનારો વટાવી દેશમા અંદર દાખલ થયા હતા, અને ઉજ્જયૂન કબ્જે લીધુ હતુ ઇલીયટ, પુ ૧, પૃ ૪૪૨ આ ઉજ્જયૂન જૂનાગઢનો ગિરનાર વા ઉપરકોટનો ડુંગરી કિલ્લો કદાપિ હોય પરંતુ જ્યારે આપણે જોઈએ

ત્યાર પછી, અગિયારમા અને બારમા શતકોમાં, ઉત્તર તરફથી મુસલમાનોનાં આક્રમણો શરૂ થયાં હતાં મહમદ ગઝનવી, ઇ. સ. ૧૦૨૪ અને કુત્બુદ્દીન આયબક, ઇ. સ. ૧૧૯૪ પરંતુ ઇ. સ. ૧૨૯૭માં અલફખાને ગુજરાત છેવટનું સર કર્યું ત્યા સુધી, કિનારા પરના થોડાક ગામોના અપવાદ સિવાય, ગુજરાતમા મુસલમાનોની વસ્તી ઘણી થોડી હતી *

---

Meynard's Prairies d' Or, I, 382 સૈમુરમા–તે કદાપિ મુંબઇથી ત્રીસેક માઇલ દક્ષિણે આવેલું ચોલ ગામ હોય–ત્યા ૧૦૦૦૦ મુસલમાનો વસ્તા હતા તેઓ ઘણાખરા ઇરાની અખાતમાથી આવેલા હતા. ઇબ્ને હૌકલે ઇ. સ ૯૪૩મા અણહીલવાડ, ખંભાત અને સીન્દાન (કચ્છ) મા મસ્જીદો જોઈ હતી. અને અલ ઇદ્રીસી (ઈ. સ ૧૦૭૦–૧૧૦૦) કહે છે કે નેહ્‌રવાલા વા અણહીલવાડમાં મુસલમાન સૌદાગરો મોટી સંખ્યામા આવતા જતા હતા, ઇલીયટનો ઇતિહાસ, પુ ૧, પૃ ૫, ૨૪, ૨૭, ૩૪, ૩૮, ૮૮ અને Reinaud's Memoire Sur L'Inde રેનોનુ હિન્દનુ વૃત્તાન્ત, પૃ ૨૦૦

*મુસલમાનોના આક્રમણોમા નુકસાન પ્હોચ્યા છતા અણહીલવાડના રજપૂત રાજાઓએ મુસલમાન વેપારીઓ તરફ ઘણુ ન્યાયી વર્તન ચાલુ રાખ્યુ હતુ મોહમ્મદ ઔફી (ઇ સ ૧૨૧૧) કહે છે કે સિદ્ધરાજ જયસિંહે (ઇ સ ૧૦૯૪–૧૧૪૩) ખંભાતના કેટલાક મુસલમાન વેપારીઓ ઉપર થયેલા જુલમની તપાસ કરી હતી અને તે માટે હિન્દુઓને શિક્ષા કરીને, મુસલમાનોને નવી મસજીદ બાંધવા નાણાની મદદ કરી હતી, ઇલીયટનો ઇતિહાસ, પુ ૨, પૃ ૧૬૪ કેટલાક નાના હિન્દુ રાજાઓએ તો મુસલમાનોને ભાડુતી લશ્કરમા રાખ્યાનુ જણાય છે ઇ સ ૧૨૬૪ મા સોમનાથના રાજા પાસે કેટલાક મુસલમાન અમલદારો હતા તેમા એક નૌકાસૈન્યનો ઉપરી–

તેમાંના ઘણાખરા, સ્ત્રીઓ વિના એકલાજ આવેલા હોવાથી, તેઓ સામાન્ય મુસલમાન વસ્તીમાં ભળી ગયા હતા. અર્વાચીન કાળમાં ત્રણ કારણોને લીધે ગુજરાતની મુસલમાન વસ્તીમાં વિદેશી તત્વ કંઇક વધારે પ્રમાણમાં વૃદ્ધિ પામ્યું છે: (૧) અગિયારમા સૈકાના અંતમાં અરબસ્તાનના યમન પ્રાન્તમાંથી શીઆ વેપારી વ્હોરાઓના વડા ધર્મગુરૂ-"મોટા મુલ્લાંજી સાહેબ"-તેમના અનુયાયીઓના સમૂહ સાથે ગુજરાતમાં આવ્યા હતા; (૨) આશરે સત્તરમા સૈકાના મધ્યમાં મોગલ કાફલાના નાખુદા તરીકે જંજીરાના સીદીઓ સુરતમાં કાયમના વસવા આવ્યા હતા; અને (૩) અઢારમા સૈકામાં અરબ ભાડુતી સૈનિકો અને, ઇરાની રાજકીય આશ્રિતોનાં કેટલાંક ટોળાંની ભરતી થઇ હતી.[૨]

---

ઇ.સ. ૧૫૧૪ માં ગુજરાતની મુલાકાત લેનાર બારબોસાના કહેવા પ્રમાણે ઘોડેસ્વાર લશ્કરમાં તુર્કો, મમલુક, અરબો, ખુરાસાનીઓ અને તુર્કોમાન હતા. બીજા દિલ્લીથી આવ્યા હતા અને કેટલાક ગુજરાતના જ હતા; સ્ટેનલીનું બારબોસાનું વૃત્તાંત, પૃ. ૫૫-૫૬). એમ લાગે છે કે વેપારીઓને કાયમ વસવા ઉત્તેજન મળતું હતું. તેવા એક વેપારીને ઇ. સ. ૧૩૨૧ માં સુરત પાસે નવસારીમાં કેટલીક જમીનની બક્ષિશ આપવામાં આવેલી હતી અને તેને "મલેકુત્તુજ્જાર", એટલે 'શાહ વેપારી'નો ઇલકાબ આપવામાં આવેલો હતો. રાસમાળા, પુ. ૧, પૃ ૨૮૭.

૨. ઓગણીસમા સૈકાના આરંભમાં (ઇ. સ. ૧૮૦૨મા) ગુજરાતમાં અંગ્રેજી લાગવગ સંપૂર્ણપણે સ્થાયી થવામાં માત્ર આ અરબ ભાડુતી સૈનિકોજ અંતરાયરૂપ હતા. બહાદુર પણ બંધારણ વિનાના, તેઓ આશરે ૭૦૦૦ હતા. તેમાંના ચોથા ભાગના અરબસ્તાનના વતનીઓ હતા, અને બાકીના ગુજરાતમાં વસેલા અરબોની ઓલાદમાંથી હતા. મને ૧૮૦૨ના ડીસેમ્બરની ૨૬મી તારીખે વડોદરામાં તેમની હાર થયા પછી આ અરબી ભાડુતી સિપાહીઓની સત્તા

સ્થાનિક વતનીઓમાથી કેટલાકને સમજાવીને અને કેટલાકને જબરદસ્તીથી ઇસ્લામમા દાખલ કરવામાં આવ્યા હતા વખતોવખત ઇસ્લામના ઉપદેશક અને ફકીરો પોતાની મેળે અથવા ગુજરાતના સુલતાનોના આમંત્રણથી અહીં આવીને ઘણા હિન્દુઓને ઇસ્લામમા મેળવી લેવામા ફતેહમંદ થયા હતા [3]

---

પઠાણી ગઇ હતી રાસમાળા, પુ ૨, પૃ ૩૨ અને ૪૬ ખંભાતના કસ્બાતી આશ્રિતો માટે જેમ્સ ફોર્બ્સ (ઇ સ ૧૭૮૧) કહે છે કે તેમાના કેટલાક, અફઘાનોએ ઇ સ ૧૭૨૩મા તેમનો દેશ જીતી લીધો હતો ત્યારે, અહીં રહેતા હતા, બીજા ઇ સ ૧૭૩૬મા નાદીરશાહે કંદહારની ગાદી હાથ કરી ત્યારે નાસી આવ્યા હતા, અને બીજા કેટલાક ઇ સ ૧૭૩૮મા નાદિરશાહનુ લશ્કર હિંદુસ્તાનમાથી ઇરાન પાછુ ફર્યું, ત્યારે અહીં રહી ગયા હતા Oriental Memoirs, પુ ૩, પૃ ૮૩, ઇરાનના બાજુની સિપાહીઓ ખંભાતના નવાબ સાહેબની કંપની પલટનમા નવા સિપાહીઓ તરીકે હજી આવે છે

૩ આ ધર્મોપદેશકોમા સૌથી અગત્યના ગુજરાતમા (ઇ સ ૧૦૬૭ મા) શીઆ વ્હોરા કોમની સ્થાપના કરનાર દાઇ અબ્દુલ્લા હતા રાસમાળા પુ ૧, પૃ, ૩૪૪ બીજા સુપ્રસિદ્ધ પ્રચારકોમા ઇ સ ૧૧૬૫મા આવનાર હજરત ખ્વાજા મુઇનુદ્દીન ચીસ્તી (રહ) હતા તેઓ ઉત્તર અજમેરમા વસ્યા હતા ત્યા તેમણે ઘણાને ઇસ્લામમા દાખલ કર્યા હતા અને ત્યા જ તેઓ સને ૧૨૩૫માં ખુદાની રહમતને પહોચ્યા હતા (કના) બાગરનનુ મોંઘનુ દર્શન, પૃ, ૨૧૩ સુલતાન મહમુદ ગઝનવીએ ગુજરાતના ઉત્તર ભાગના રજપૂતો, જેઓ હાલ 'મલેક' કહેવાય છે તેમને ઇસ્લામમાં દાખલ કર્યાની આખ્યાયિકાઓ હજી એ પ્રદેશમા પ્રચલિત છે દિલ્હીના તઘલખ બાદશાહ સુલતાન ફિરોઝશાહ (ઇ સ ૧૩૫૧-૧૩૮૮) ના એક વિશ્વાસુ અમીર શ્રી

ખાને જ્યારે ઈ સ ૧૩૭૧ મા ગુજરાત સર કર્યું હતુ ત્યારે તેની સાથે કેટલાક ઇસ્લામના ઉલમાઓ આવ્યા હતા તેમણે લોકોને ‘ સુન્નત વ'લ જમાઅત’ અર્થાત્ સુન્ની મઝહબ દલીલોથી સમજાવ્યો હતો પરિણામે, ઇ સ ૧૦૬૭મા ઇસ્લામમા દાખલ થયેલા શીઆ વ્હોરાઓમાથી કેટલાકે સુન્ની પથ સ્વીકાર્યો હતો એશિયાટિક પુરાતત્વ,પુ ૭,, પૃ ૩૪૨ બીજા ઉપદેશકોમા સૈયદ મોહમ્મદ જૌનપુરી હતા તેઓ ગુજરાતમા ઇ સ ૧૫૦૯મા આવ્યા હતા, અને ઇમામ મેહદી હોવાનો દાવો કરતા હતા બર્ડનુ ગુજરાત, પૃ ૨૧૮ બીજાઓમા, સુલતાન મહમૂદ બેગડાના જમાના (ઇ સ ૧૪૫૯–૧૫૧૩) ના અલકારરૂપ હઝરત શાહ આલમ સાહેબ (રહ) બર્ડ, પૃ ૨૧૮, અને સુલતાન મુઝફ્ફર બીજાના (ઇ સ ૧૫૧૩–૧૫૨૬) પીર શાહ તાહીર સાહબ (રહ ) હતા બર્ડ, પૃ ૨૨૯ ગુજરાતના સુલતાનોમા મુઝફ્ફર પહેલાએ ઇ સ ૧૩૯૫ મા અને મહમૂદ બેગડાએ ૧૪૭૧ મા ઇસ્લામનો પ્રચાર કરવા ગુજરાતમા ઉલમાઓને આમન્ત્ર્યાનુ ખાસ નોધવામા આવેલુ છે બ્રીગ્સનુ ફરીશ્તાનુ વૃત્તાત, પુ ૪ પૃ ૬ અને ૫૨, વિદ્વાન અને નિપુણ મુઝફ્ફર શાહ બીજાના રાજઅમલ દરમ્યાન (ઇ સ ૧૫૧૩–૧૫૨૬) ઈરાન અરબસ્તાન અને તુર્કસ્તાનથી ઘણા વિદ્વાનોને ગુજરાતમા સ્થાયી વસવાનુ ઉચિત લાગ્યુ હતુ બ્રીગ્સનુ ફરીશ્તાનુ વૃત્તાત, ૪/૯૭ પીરાણાવાળા હઝરત ઈમામશાહે (રહ) પણ ઘણા હિન્દુઓને ઇસ્લામમા આણ્યા હતા તેમના પિતા હઝરત કરીમુદ્દીન ઈરાનના ઇરાક પ્રાન્તમાથી અહમદાબાદ આવ્યા હતા તેમના પુત્ર સૈયદ ઇમામુદ્દીન અહમદાબાદથી દક્ષિણે આઠ માઈલ ઉપર આવેલા એક ગામડામા અવસાન પામ્યા હતા તે ગામડાને પોતાની જન્મભૂમિ યન ઉત્પત્તિની યાદમા તેમણે કર્મથાહ નામ આપ્યુ હતુ હાલ તે કરમથાહ (પીરાણા) નામથી ઓળખાય છે હઝરત ઇમામશાહ (રહ )

ના વંશજો હજી પણ, જે મોમનાઓને તેમણે (હ. ઇમામશાહે) ઇસ્લામ માં આણ્યા હતા, તેમના પીરઝાદાનો મહત્તાઓ ભોગવે છે. હઝરત ઇમામશાહ (રહ.) ના અવસાનની વાર્ષિક તિથિએ કરમથાહ (પીરાણા) માં આવેલા તેમના રોઝામાં ભરાતા ઉર્સમાં તેમના ઘણા મુરીદો હજી જાય છેઃ મીરઆતે અહમદી, પુ. ૨, પૃ. ૮૧-૮૨, ફારસી આવૃત્તિ.

અહીં કર્મતિયનોની ટુંક પણ ખાસ નોંધ લેવા જેવી છે. હિજરી સન ૨૭૮ (ઇ. સ. ૮૯૧) માં અબ્બાસી વંશના પંદરમા ખલીફા અલ મો'તમીદ અલલ્લાહના અમલના અંત ભાગમાં, કુફા પાસે નહરૈનના ન્હાના ગામડામાં એક વખત એક ગરીબ ઘરબાર વિનાનો રખડતો મુસાફર આવ્યો હતો. તે કહેતો હતો કે ઇરાનના ઇસ્ફહાન શહેર પાસેના ખુઝીસ્તાનથી તે આવ્યો હતો. તે અજાણ્યો માણસ નહરૈનમાં કાયમનો રહી ગયો હતો, અને એક સુખી સ્થિતિના બકકાલ (શાકભાજી વેચનાર) ના આશ્રય નીચે રહી તેણે ઉગ્ર તાપસ જીવન ગાળવા માંડ્યું હતું. તેનું નામ અહમદ હતું. તેના વિલક્ષણ ધાર્મિક વિચારો અસાધારણ ઉગ્ર ધર્મક્રિયાઓ અને આચારોના તીવ્ર પાલનમાં પ્રત્યક્ષ થતા હતા. ઇસ્લામની શરીઅત મુજબ નિત્યની પાંચ નમાઝને બદલે તે પચાસ નમાઝ પઢતો હતો અને બીજાઓને તેમ કરવા ઉપદેશ કરતો હતો. તે કહેતો હતો કે હઝરત ઇસા (અલ.) એ તેને સાક્ષાત દર્શન દીધાં હતાં, અને તેને કહ્યું હતું કે "તું 'આમંત્રણ'–Invitation છે; તું 'પ્રમાણ'–Demonstration છે; તું 'ઉંટ'–Camel છે; તું 'પશુ'–Beast છે; તું હઝરત ઝકરીય્યા (અલ) નો પુત્ર યહયા (John) છે; તું 'પવિત્ર આત્મા' Holy Ghost છે," અહમદ પોતાની જાત મહેનતથી મેળવ્યા સિવાયનું કંઇ પણ કદી ખાતો નહતો. આવા જીવનનાં કેટલાક વર્ષો વ્યતીત થયા પછી તેના ઉપદેશોથી આકર્ષાઇ લોકો તેના પંથમાં ભળ્યા હતા જો કે અહમદ પોતે તો પૂર્વવત્ એકાંત અને સાદું

જીવન જ ગાળતો હતો તોપણ તેના શિક્ષણે રાજકીય સ્વરૂપ ધારણ કર્યું હતુ અને તેના અનુયાયીઓને હઝરત પેગમ્બર સાહેબ (અસ) ના ખાનદાનના અમુક ઇમામનીજ આજ્ઞાઓ માનવા કહેવામાં આવ્યું હતું. નિરંતર નમાઝ પઢવાના તેના સતત આગ્રહને લીધે તેના અનુયાયીઓનો જીવનપલટો થયો હતો અને જેઓ એક વખતે મહેનતુ ખેડુતો હતા, તે મટી તેઓ નિરૂદ્યમી, ઉદાસીન, બગાસાં ખાનાર ટોળા બની ગયાં હતાં, આ ફેરફારને લીધે તે પ્રાન્તનું જમીન મેહસુલ, જે તે વખતે પાકના અમુક ભાગ રૂપે લેવાતું હતુ, તે ઘટી ગયું હતુ. તે કારણે ત્યાંના સુબાએ અહમદને કેદમાં નાખ્યો હતો, અને બીજી સવારે તેને દેહાંત દડ આપવાની આવશ્યકતા વિશે તેણે ચર્ચા કરી હતી આ ચર્ચા તે સુબાની એક ચાકરડીએ બીજાની ધ્યાન બ્હાર ગુપ્ત રીતે સાંભળી લીધી હતી કદાપિ તે અહમદની ગુપ્ત શિષ્યા હોવાથી, જ્યારે સુબો નિદ્રાવશ થયો હતો ત્યારે સુબાના અંગ ઉપરથી કેદખાનાની ચાવીઓ તે ચાકરડીએ ચોરી લીધી હતી અને તેણે અહમદને છુટો કર્યો હતો પછી અહમદ શામ (Syria) મા ન્હાસી ગયો હતો પરંતુ, જેલમાથી તેના આ ભેદભર્યા છુટકારાને લીધે, તેના અનુયાયીઓની દ્દષ્ટિમા તે એવો મહાન પુરૂષ જણાવા લાગ્યો હતો કે તેના નામની સાથે અલૌકિક મહત્તા સકળાઇ ગઇ હતી આ અરસામા તેના એક મુરીદે જાહેર કર્યું હતુ કે તેના મુરશિદને વહી–Revelation–દૈવી સંદેશો મળ્યો હતો ઇબ્ને અસીરના કહેવા મુજબ, તે પેગામ આ પ્રમાણે હતો "બિસ્મિલ્લા હિર્‌રહમાનિર્‌રહીમ, (દયાળુ અને કૃપાળુ પ્રભુને સંબોધુ છુ), નસાગ Nazareth ગામના અલ–ફ્‌રજ બિન ઉસ્માન સૌને આ મંત્ર છે કે સૌ મસીહને માનો તે હઝરત ઈસા (અસ) છે; તે કલામ–Word છે, તે રહબર–Guide છે તે અહમદ બિન મોહમ્મદ બિન હનીફા છે, તે હઝરત જીબ્રીલ (અસ) છે" અહમદે

હિન્દુઓને બળાત્કારે મુસલમાન બનાવીને અગ્નિકુળને (ઇ
સ ૧૨૮૭-૧૩૧૭) અણહીલવાડથી ભરૂચ સુધી ઇસ્લામ ફેલાવ્યો
હતો.

પરંતુ તે પછી થયેલા સુમાઓએ ઇસ્લામનો પ્રચાર
કરવામાં વધારે ઉત્સાહ દર્શાવ્યો નહતો અને કેટલાક પ્રમાણમાં એ
માનવું છે કે હિન્દુમાંથી મુસલમાન થયેલા કેટલુંક હિન્દુ
મુસ્લીમના આશ્રય નીચે નિર્ભય હતો. નહરૈનમાં તે સમયે
પ્રચલિત નમાની અને એ ભાષામાં કર્મતા નો અર્થ લાલ
આંખવાળો' થાય છે તેથી મઝહેબના આ લાલ આંખવાળા માલિમના
માનીતા પાક અહમદનું ઉપનામ કર્મતિયા અથાત્ કર્મતાના
માણસ એવું પડયું હતું આ ખુલાસો સાચો વધારે બંધબેસતો
લાગે છે બીજાઓના કહેવા પ્રમાણે જ્યારે અહમદ તોફાની અને
જબરદસ્ત થવાનો ઉપરી થયો હતો ત્યારે તે મંડળનો પત્રવ્યવહાર
તેની પોતાની સંશોધિત રચની આકૃતિક ભાષામાં ચાલતો હતો. આ
લિપિની પંક્તિઓ એવી નિકટ લખાતી હતી અને અક્ષરો એવા
ઝીણા હતા કે તેને કર્મત અથાત્ ગુપ્ત કહેતા હતા ત્રીજો ખુલાસો
છે કે આ કર્મતિયન પીરનું નામ અહમદ બિન મોહમ્મદ હતું
એ નામોના અક્ષરો વાંકા હોવાથી અહમદનું ઉપનામ કર્મત એટલે
વાંકો પડયું હતું ડબ્રે અમાન ૭ ૧૪૮ અને મેદદનાકુ આનનો
ઉપોદ્ઘાત પૃ ૧૩૧-૩૨

ભડનું ગુજરાતનું વૃત્તાન્ત ૧૮૭ કેટલીક તવારીખ મુજબ
(ટૉડનું પશ્ચિમ હિન્દ ૧૮૪ ૧૮૮) અણહીલવાડના એક કરતા
વધારે નાગરોએ ઇસ્લામ સ્વીકારેલો હતો અને જો એ સત્ય હોય
કે અજયપાળે (ઇ સ ૧૧૭૪-૧૧૭૭) પોતાના રાજ્યમાં માત્ર
એક જ મંદિર ઉભું રહેવા દીધું હતું તો ગુજરાતના નવ મુસલમાન
રાજ્યકર્તાઓમાં તે સૌથી વધારે ધર્માન્ધ હતો

ધર્મને ઉત્તેજન આપ્યુ હતુ તેથી ઇ સ ૧૩૯૧મા, ગુજરાતમા ઝફરખાનને સુબા તરીકે મોકલવામા આવ્યો હતો પાછળથી તે અહમદાબાદનો પહેલો સુલતાન થયો હતો અહમદાબાદના સુલતાનોમાથી–સુલતાન અહમદ (ઈ સ ૧૪૧૧–૧૪૪૧), મહમૂદ બેગડો (ઇ સ ૧૪૫૯–૧૫૧૩) અને મહમૂદ બીજો (ઇ સ ૧૫૩૬–૧૫૪૭) એ ત્રણ સુલતાનોએ ઇસ્લામ ફેલાવવાના ખાસ પ્રયાસ કર્યા હતા ×

અને મોગલ બાદશાહોમા, જહાંગીરે ઇ સ ૧૬૧૮ મા અને ઔરંગઝેબે ઇ સ ૧૬૪૬મા હિન્દુઓને હેરાન કરીને

---

× સુલતાન અહમદશાહે બે વખત (ઇ સ ૧૪૧૪ ૧૪૨૦) હિન્દુઓ પાસે ફરજ્યાત ઇસ્લામ સ્વીકારાવવાના ઝનુની યત્નો કર્યા હતા જે રજપૂતો એ પ્રમાણે ઇસ્લામમા આવ્યા હતા, તેઓ 'મોલેસલામ' કહેવાયા હતા અને વાણીયાઓ અને બ્રાહ્મણો વ્હોરા કોમમા ભળી ગયા હતા ફૉર્બસની રાસમાળા, ૧–૩૪૩ ઇસ્લામ ફેલાવવાના કદાપિ મહમૂદ બેગડાએ અહમદશાહના બીજા કોઇ પણ સુલતાન કરતા વિશેષ પ્રયાસ કર્યા હતા પરંતુ તેના તે પ્રયત્નો પોતાની રૈયતને બદલે તે સમયના ત્યાર સુધીના સ્વતંત્ર રાજાઓને ઇસ્લામમા લાવવા માટે હતા મહમૂદ બીજાના સમયમા મુસલમાની ધર્મ એટલો સત્તાધારી થયો હતો કે તેના અમલની આખરે ઈ સ ૧૫૪૭મા કોઇ હિન્દુને ઘોડે બેસવા દેવામા આવતો નહતો અને પગે બાવલાને ખાસ નિશાન પહેરવા પડતા હતા તેમને નગરમા પૂજા કરવા દેવામા આવતી નહતી અને હોળી અને દીવાળીના ઉત્સવો તેમને ઉજવવા દેવામા આવતા નહતા ફા બસની રાસમાળા ૧–૩૮૭ બર્ડનુ ગુજરાત, ૨૬૭

મને ફરજ્યાત મુસલમાન કરવાના પ્રયાસો કર્યા હતા

૧જહાંગીરે ઈ સ ૧૬૧૮ મા અહમદાબાદના જૈનોને સતાવ્યા હતા અને તેમના ઉપાશ્રયો તોડી, ઈસ્લામને ઉચ્ચતર કર્યો હતો બ્રીયટનો ઈતિહાસ, ૬, ૪૫૦ ઔરંગઝેબે હિન્દુઓને એટલા સખ્ત રીતે હેરાન કર્યા હતા કે તેમના અમલોને કારણે, ઈ સ ૧૬૪૬ મા, તેને ગુજરાતના સુબાના પદ ઉપરથી બદલવામા આવ્યો હતો વૅાટસનનો ઈતિહાસ, ૭૪ ઓવીંગ્ટન ઈ સ ૧૬૮૯ મા સુરત વિશે લખે છે કે ઔરંગઝેબે, મૂર્તિપૂજા પ્રતિ તેના અનિવાર્ય તિરસ્કારને લીધે, દેરાંઓ નવા બધાતા મોટે ભાગે બધ કર્યા હતા, અને (જે હસ્તીમા હતા) તેમનુ ખડન કરવાના અને તેમા થતી જાહેર પૂજા વિધિ બધ કરવાના ફરમાનો કહાડયા હતા (ઓવીંગ્ટનની) સુરતની મુસાફરી, ૨૯૩



# પ્રકરણ ૨

## મુસલમાનોના પેટા વિભાગ



### વિભાગ ૧

### સંપૂર્ણ પરદેશી અથવા ન્યૂનાધિક પરદેશી મુસલમાનો



ગુજરાતની મુસલમાન વસ્તી જેમાં થોડું ઘણું પરદેશી લોહી છે, તેને અંદાજથી બે મુખ્ય વર્ગમાં વ્હેંચી શકાય ૧ ચાર મુખ્ય અથવા નિયમબદ્ધ વર્ગો, જેમને સાધારણ રીતે સૈયદ, શેખ, મોગલ અને પઠાણ તરીકે ઓળખવામાં આવે છે, અને ૨, સ્વતંત્ર ખાસ કોમો જેમના ઇતિહાસથી તેઓ ન્યૂનાધિક પ્રમાણમાં વિદેશી તત્ત્વવાળા જણાયા છે.*

*ચાર નિયમબદ્ધ કોમો સંપૂર્ણપણે વિદેશી ઓલાદ હોવાનો દાવો કરે છે. આમાંથી સૈયદો ઉત્તરોત્તર દાદા પરદાદાથી હજરત બીબી ફાતિમા (રદી) અને મૌલા અલી (કરંમ) ની ઓલાદ હોવાનો દાવો કરે છે. તેમાંના કેટલાક, ઐદ્રુસી સૈયદો, જેઓ હાલ ગુજરાત અને કોંકણમાં વસે છે, તેઓ અરબસ્તાનથી સીધા આવેલા છે. બીજા બુખારી સૈયદો મધ્ય એશિયામાંથી સીંધમાં અને ત્યાંથી ગુજરાતમાં આવેલા છે. ત્રીજા મશહદી સૈયદો ખુરાસાનથી આવેલા છે. ગુજરાતના ઉત્તર ભાગમાં છેક હમણાં સુધી એક વર્ગના સૈયદો બીજા વર્ગના સૈયદો સાથે લગ્ન-વ્યવહાર રાખતા નહોતા. અને હજી પણ ઘણાખરા સૈયદો બિન-સૈયદને પોતાની કન્યાઓ આપતા નથી. મીરાતે અહમદીની પાલનપુરની ફારસી આવૃત્તિના પુ ૧, પૃ ૭૬ થી ૮૫ માં જણાવ્યા પ્રમાણે ગુજરાતમાં આશરે દશ મુખ્ય સૈયદ કુટુંબો છે.

(૧) બુખારી સૈયદો ગુજરાતમા આવેલા તેમના પ્રથમ પૂર્વજ સૈયદ બુરહાનુદ્દીન કુતુબે **આલમ**, હઝરત ઈમામ અસ્કરી (૧૧મા) (જન્મ, ઇ સ ૮૧૯)ના ભાઇ સૈયદ જાફર મુરન્નાના વંશમાથી હતા તેઓ, ઇ સ, ૧૩૯૭મા, દશ વર્ષની વયે, તેમના મા સાથે, ઉત્તર ગુજરાતમા પટ્ટણમા આવીને વસ્યા હતા અને અહમદાબાદ શહેર સ્થપાયુ ત્યારે તેઓ પટ્ટણથી અહમદાબાદ આવ્યા હતા

(૨) કાદરી સૈયદો હિન્દમા આવનાર તેમના પ્રથમ પૂર્વજ સૈયદ જમાલ પથરી હતા તેઓ હઝરત પીરાન પીર અબ્દુલકાદિર જીલાની (રહ) ના પૌત્ર હતા સૈયદ જમાલ ઇરાની અખાતના ઓરમઝ બંદરેથી દક્ષિણ હિન્દમા આવ્યા હતા અને ઇ સ ૧૫૩૦મા, ગુજરાતના સુલતાન બહાદુરશાહે તેમને ઘણા માન મરતબા સાથે ત્યાથી ગુજરાતમા આમંત્ર્યા હતા

(૩) રિફાઈ સૈયદો પીરનો મરતબો પામેલા તેમના પૂર્વજ સૈયદ અહમદ કબીર ઉપર કહેલા હઝરત પીરાન પીર સાહેબ (રહ) ના ભત્રિજા હતા તેમના એક વંશજ ઇસ્વી સનના ચૌદમા સૈકામા અહમદાબાદમા આવીને વસ્યા હતા તેની ચોક્કસ સાલ મીરઆતે અહમદીમા આપેલી નથી

(૪) ચીશ્તી સૈયદો અજમેર શરીફવાળા બુઝુર્ગ વલી હઝરત ખ્વાજા સૈયદ મુઇનુદ્દીન ચીશ્તી (રહ) ના વંશજો છે આ ખ્વાજા સાહેબ હિન્દના પેગમ્બર (આદિ પ્રચારક) પદે ગણાય છે કારણ કે હિન્દમા સૌથી પ્રથમ આવનાર અને અહીં સ્થાયી વસનાર ઇસ્લામી ઉપદેશકોમાના તેઓ એક હતા ઈ સ ૧૧૬૫

(૫) મશ્હદી સૈયદો તેમના પૂર્વજ સૈયદ મોહમ્મદ મુરાદ વાલિદ, ઇ સ ૧૬૩૭ મા, અહમદાબાદમા કાયમના વસ્યા હતા તેઓ ત્યાના પીર હઝરત શાહ આલમ સાહેબ (રહ) ના પૌત્ર

મેહબુબે આલમ સાહેબના શિષ્ય થયા હતા મોગલ શહેનશાહ અકબરના જમનામાં દિલ્હીના મશહદી સૈયદોએ પ્રમાણિકપણા માટે પોતાની શાખ જમાવી હતી, અને તેઓ તેમના ઉચ્ચ ખાનદાન માટે મગરૂર ગણાતા હતા તેમને માટે બ્લોકમેને આઇને અકબરીમાં, પૃ. ૩૮૨ ઉપર નોટ ૧ માં, એક ફારસી કહેવત આપેલી છે કે—

" એહલે-મશહદ ! બજુઝ ઇમામે શુમા,
" લા'નતુ'લ્લાહ બર તમામે શુમા. "

અર્થ હે મશહદીઓ ! તમારા ઇમામ સિવાય તમો બીજા સર્વે ઉપર અલ્લાહની લા'નત (શાપ) હોજો !

તેમના આ ઇમામ, આઠમા શીઆ ઇમામ હઝરત મુસા રઝા (રહ) છે મશહદીઓ આ ઇમામના વંશજો હોવાનો દાવો કરે છે

(૬) નીરાઝી સૈયદો તેમના પૂર્વજ સૈયદ અહમદ બિન જાફર સાધુ જીવન ગાળતા હતા અને ઝાડના પાંદડાં ઉપર નિર્વાહ કરતા હતા, એમ કહેવાય છે કે તેઓ કરામાત (ચમત્કારો) કરવાની શક્તિ ધરાવતા હતા તેઓ ગુજરાતમાં મોગલ શહેનશાહ હુમાયુના સમયમાં, ઈ સ ૧૫૩૫–૧૫૩૬ માં, આવીને કાયમના વસ્યા હતા

(૭) સુરૈઝી સૈયદો અજમેરના તારાગઢ નામના ડુંગરી કિલ્લા ઉપર ઇસ્લામનો ઝંડો (ઇ સ ૧૧૬૫માં) સૌથી પહેલો ચઢાવનાર ઘોડેસ્વાર લશ્કરના ઉપરી અને ખિન્ગ'(સફેદ ઘોડા)ની સ્વારી કરનાર મશહૂર સન્દાના ભત્રીજા સૈયદ "ખુંડ્રો" ચાકુમના વંશજો છે સૈયદ "ખુંડ્રો" ગુજરાતમાં સુલતાન અહમદશાહ (ઈ સ ૧૪૧૧ ૧૪૪૩) ના સમયમાં જેતા હતા

આ ચારે વર્ગની માતૃભાષા હિન્દુસ્તાની છે તેમનામાં પુરુષોનો શારીરિક ઘાટ એટલો બધો એક સરખો હોય છે કે તેઓમાંથી એક બીજાને નોખા પાડી શકાતા નથી તેમ છતાં તેમના શારીરિક દેખાવમાં, વાળ રાખવાની ઢબમાં, તથા કપડાં પહેરવામાં એવી કોઇ વિલક્ષણતા હોય છે કે તેમને એક વર્ગને બીજા વર્ગથી જુદા પાડી ઓળખી શકાય છે આ ચારે વર્ગની સ્ત્રીઓમાં ખાત્ર નવા આવેલા પઠાણોની સ્ત્રીઓ બીજી સ્ત્રીઓ કરતાં વધારે ગૌરાંગિ અને પ્રમાણમાં

---

આ કુટુંબો ઉપરાંત, **મીરઆતે અહમદીમાં** એંદ્રુસી, તીરમીઝી અને બુખરી સૈયદો વર્ણવેલા છે, પરંતુ તેઓ ગુજરાતમાં કયારે આવ્યા હતા, તેની ચોકકસ સાલો તેમાં જણાવેલી નથી (કાઠિયાવાડમાં, વિશેષમાં, મટારી સૈયદોનો એક વર્ગ છે ભાષાન્તર કર્તા)

ઇસ્લામમાં મતભેદ પાડનાર સૈયદોમાં **મીરઆતે અહમદીમાં** જણાવ્યા પ્રમાણે, **રાજા શહીદના** નામથી સામાન્ય રીતે ઓળખાતા સૈયદ **મોહમ્મદ** વાવ્ય પ્રાન્તોના **જૌનપુરમાંથી** ઈ સ ૧૬૬૭ માં ગુજરાતમાં આવ્યા હતા તે વખતના ગુજરાતના સુબા શાહજાદા **ઔરંગઝેબના** દરબારમાં તેમને માન ઇકરામની પદવી મળી હતી પરંતુ જ્યારે એ ધર્માનુરક્ત શાહજાદાને આ સૈયદના મહદવી અકીદા (ધાર્મિક માન્યતા) ની ખબર પડી હતી ત્યારે તરત જ તેણે તેને નોકરીમાંથી દૂર કરી પોતાની સુબાગીરીમાંથી દેશનિકાલ કર્યા હતા છતાં એ સૈયદને **અહમદાબાદ** તાબેદમાં, તેમ જ **પાલનપુરમાં** પોતાના ઘણા મુરીદો હોવાથી તેમણે શાહી ફરમાનની અવગણના કરી હતી પરિણામે ઝપાઝપી થઈ હતી તેમાં તે 'શહીદ' થયા હતા **પાલનપુરના** નવાબો, **ધોળકા** અને **માંડલના** ગવલીઓ (દુધવાળા), ઘાંચી અને પીંજારા, અને **અહમદાબાદના** નગરેજો અને કેટલાક વણકરો હજી આ મહદવી મઝહબ પાળે છે ગુજરાતમાં મહદવી સૈયદોનાં મુખ્ય મથકો **પાલનપુર, અહમદાબાદ,** વડોદરા અને ડભોઈ છે

કદાવર હોય છે, જ્યારે ગરીબ વર્ગની સ્ત્રીઓએ મહેનત મજુરી કરી અને નિર્ધનતાની અગવડો ઉઠાવી પોતાના શરીરને તાવી નાખ્યું હોય છે આ બે જાતની સ્ત્રીઓ સિવાય એક બીજા વર્ગની સ્ત્રીઓમાં ભાગ્યે જ કંઈ ફેર હોય છે સામાન્ય રીતે તેઓ ઉંચાઈમાં મરદોના મધ્યમ કદથી નીચી હોય છે માત્ર ભરૂચની સ્ત્રીઓ બીજી સ્ત્રીઓથી જુદી પડે છે ભરૂચની સ્ત્રીઓ અસાધારણ ખુબસુરત હોય છે બીજી સ્ત્રીઓ રંગે ઘઉંવર્ણી હોય છે તેમના વાળ લાંબા અને કાળા હોય છે તેમની ભમરો કમાનદાર અને લગભગ મળી જતી હોય તેવી હોય છે તેમની આંખો મોટી અને સુસ્ત, નાક સીધું અને ધારીનું મ્હોં જરા મોટું અને ભારે, દાંત નિયમિત, મ્હોંઢા ચચરા અને વિવાહી હોઈ ખુશનુમા હોય છે અને કમર પાતળી અને અવયવો ગોળ અને ભરાવદાર હોય છે

## સૈયદો.

તેઓ ગુજરાતના સઘળા ભાગમાં વસે છે હજરત પેગમ્બર સાહેબ (સલ) ના પુત્રી બીબી ફાતિમા (રદી) અને જમાઈ મૌલા અલી (કરમ) ની ઔલાદ હોવાનો દાવો કરતા તેઓ વિદેશી સૈયદોના પ્રતિનિધિઓ રૂપે તુર્કસ્તાન અરબસ્તાન અને **મધ્ય** એશિયામાંથી ગુજરાતમાં મુસલમાની રાજ્યના જમાનામાં પીરઝાદા સૈનિકો અને સાહસિકો તરીકે મબ્બાનબધ આવ્યા હતા તેઓ મધ્યમ કદના અને ઘણાખરા મજબુત બાંધાના પણ એકવડા કાઠાના હોય છે તેઓ ઘણું કરીને માથું મુંડાવે છે પણ જ્યારે તેઓ વાળ વધવા દે છે ત્યારે તે વાળ કુદરતી ઝુલ્ફા માફક વળેલા રહે છે પીરઝાદાઓ દાઢી ભરાવદાર રાખે છે પણ લશ્કરી અને પોલીસ સિપાહીઓ અને ગામડેદો ટુંકી દાઢી રાખે છે

તેમના ઊંચા ખાનદાનની નિશાની રૂપે પુરુષો તેમના નામ પહેલાં **સૈયદ** અથવા **મીર** અથવા નામ પાછળ **શાહ** ઉમેરે છે, તે જ

પ્રમાણે સ્ત્રીઓ તેમના નામ પાછળ **બેગમ** ઉમેરે છે તેમના પુત્રો માટે કન્યાઓ જોઈએ ત્યારે તેઓ સામાન્ય રીતે મુસલમાનોના ચાર મુખ્ય વર્ગોમાંથી લાવે છે; અને કેટલાક વખત, જો કે કવચિત, સ્થાનિક અથવા અનિયમિત મુસ્લિમ કોમો પૈકી ઉચ્ચ વર્ગોમાંથી પણ લાવે છે નિયમ તરીકે સૈયદની પુત્રી સૈયદને જ પરણે છે. અને કેટલાક ચુસ્ત કુટુંબોમાં વરના પેઢીનામા તપાસે છે અને માતા અને પિતા બન્ને તરફથી તે શુદ્ધ સૈયદ હોવાની ખાત્રી કરે છે

સૈયદો સામાન્યત સત્યવકતા, પ્રમાણિક અને દિલેર, પરંતુ તે સાથે તેઓ સુસ્ત, વિલાસી અને ખર્ચાળ હોય છે તેમની આ ખામીઓને તેઓ 'તવક્કુલ', અર્થાત્ અલ્લાહની મરજીને તાબે થવા બરાબર ઓઢાડાવે છે, કહેવત છે કે " દૌલત મિલે તો મીર, નહિ તો ફકીર, મરે તો પીર ", અર્થાત્, પૈસો મળે તો અમીર, નહિ તો ફકીર અને મરે ત્યાર પીર (સંત) થાય છે

સૈયદો બધા ધધા કરે છે, તેમાનામા ગરીબ હોય છે તેઓ નોકરી કરે છે અને કાસદો અથવા પોલીસ સિપાહીઓ થાય છે પરંતુ ઘણાખરા, વલીઓની ઔલાદ તરીકે, ઘણા કુટુબોના પીરઝાદા તરીકે હોય છે આ પીરઝાદાઓ સુખી સ્થિતિના અને કેટલાક પૈસાદાર હોય છે પરંતુ બાકીના કરકસરની ખામીને લીધે અને 'તવક્કુલ અલલ્લાહ' ના તેમના અકીદાને લીધે લાચાર અને તંગ હાલતમા રહે છે *

---

* હઝરત પેગમ્બર સાહેબ (સલ) ની ઔલાદ તરીકે સૈયદે ભીખ માગવી અણછાજતુ ગણાય છે, છતા ગુજરાતમા ભુખારી સૈયદોનો એક વર્ગ ભીખ માગે છે અમદાવાદ જીલ્લાના દસ્ક્રોઈ તાલુકાના વટવા ગામમા તેઓ રહે છે ગુજરાતના રાજ્યતંત્રમા તેમના પૂર્વજોએ જે આગળપડતો અને નામાંકિત ભાગ ભજવ્યો હતો તેનુ વર્ણન મીરઆતે અહમદી અને ગુજરાતની બીજી તવારીખોમા

મઝહબે, સૈયદો સુન્ની અને શીઆ બેઉ હોય છે સુરત અને ભરૂચમા તેઓ મ્હોટે ભાગે સુન્ની છે પરંતુ ગુજરાતના ઉત્તર ભાગમા, જો કે તેઓ બ્હારથી સુન્ની હોવાનો દેખાવ રાખે છે, છતા અંદરખાનેથી તેઓ ઘણાખરા શીઆ હોય છે આ શીઆ સૈયદો ઈલાયદી કોમ તરીકે રહે છે, અને શીઆ મઝહબની ક્રિયા વિધિઓ છુપી રીતે કરવામા તેમના વચ્ચે એકતાની મુખ્ય સાંકળ હોય છે તેઓ પીરઝાદા હોવાથી, સામાન્ય રીતે તેઓ ધાર્મિક જીવન ગાળતા હોય, તેમ તેમને ફરજ્યાત દેખાડવુ પડે છે, તેથી કુરઆને શરીફમા કહેલા દીની ફરમાનો તેમને ફરજ્યાત અને સંભાળપૂર્વક પાળવા પડે છે લગભગ બધા સૈયદો, ખાસ કરીને જેઓ શહેરોમા વસે છે, તેઓ પોતાના છોકરાને સરકારી શાળાઓ અને યુનીવરસીટીમા મોકલે છે, જ્યા તેમાના કેટલાક ગ્રેજ્યુએટો થયેલા છે (ઇ સ ૧૮૯૩) બીજા કેટલાક અંગ્રેજી શીખે છે, અને બાકીના થોડા સરકારી નોકરીઓમા ઊંચા હોદ્દાઓ સુધી ચડેલા છે

## શેખ

શેખ ગુજરાતના પ્રત્યેક ભાગમા મળે છે, 'શેખ', અર્થાત્ 'વડીલ' એ લકબ ચુસ્ત રીતે જોતા કુરેશી ખાનદાનની ત્રણ શાખાઓનો ખાસ લકબ છે (૧) સીદીકી પ્હેલા ખલીફા હઝરત અબુબકર સીદીક

ભરપુર છે અહમદાબાદના સુલતાનો અને ગુજરાતનુ આખુ લશ્કર તેમના મુરીદો હતા મીરઆતે અહમદી, ફારસી આવૃત્તિ, પૃ ૩૬૩ ૩૬૪ તેઓ હવે બબ્બે અથવા પાંચ પાંચની ટોળીઓમા, રમઝાન માસમા, આખા ગુજરાતમા રખડે છે અને દુ ખની કહાણીઓ જોડી ગ્હાડવામા તેઓ એક્કા ગણાય તેઓ ઘણાખરા સુખી સ્થિતિના પરંતુ કરકસર વિનાના હોય છે

( રદી ) ના વંશજો, (૨) ફારૂકી-બીજા ખલીફા હઝરત ઉમર અલ ફારૂક (રદી) ના વંશજો, અને (૩) અબ્બાસી હઝરત પેગમ્બર સાહેબ (સલ) ના નવ કાકાઓ પૈકી હઝરત અબ્બાસ (રદી) નામના એક કાકાના વંશજો

'શેખ', અંગ્રેજી Esquire, (ગુજરાતી રા રા) ને મળતો સામાન્ય સભ્યતાસૂચક શબ્દ છે અને તે અર્થમા હિન્દમા પરદેશી મુસલમાનો તેમજ સ્થાનિક હિન્દુઓમાથી થયેલા નવ-મુસ્લિમો માટે તે એકસરખી રીતે વપરાય છે ×

---

* ફારૂકીની બે શાખાઓ છે ચીસ્તી અને ફરીદી પ્હેલી શાખાના પૂર્વજ હઝરત શેખ નિઝામુદીન ચીસ્તી (રહ) અને બીજીના હઝરત શેખ ફરીદુદીન શકરગંજ (રહ) છે બન્ને કબીલાના મજકુર પૂર્વજો તેમની પરહેઝગારી માટે સુપ્રસિદ્ધ હોવાથી, તેમના વંશજો પી ઝાદા થાય છે અને તેમને ઘણા મુરીદો હોય છે

રાધનપુરમા અજાણી ઉત્પત્તિનો એક વર્ગ પોતાને "તેલીઆ" શેખ તરીકે ઓળખાવે છે તેઓ તેમની કફની અથવા લાંબુ પ્હેરણ તેલમા ભીંજવે છે અને તેઓ જથાબંધ તેલ પીએ છે, એમ દેખાડવા કે તેઓ તેટલુ તેલ જીરવી શકે છે તેઓ ગામડામા ભીખ માગતા ફરે છે

× મીરઆતે અહમદીમા જણાવ્યા પ્રમાણે, શેખ (૧) સીદીકી, (૨) ફારૂકી, (૩) ચીસ્તી, (૪) અબ્બાસી અને (૫) કુરૈશી હોય છે આમાથી સીદીકી, ફારૂકી, ચીસ્તી અને અબ્બાસીનો મ્હોટો ભાગ સાધારણ રીતે અહીં આવેલા આ ઓની ઔલાદનો શુદ્ધ વિદેશી તત્ત્વવાળો છે ચીસ્તી અને કુરૈશીમાના કેટલાક જો કે પરદેશી મુસલમાનોની ઔલાદમાથી હશે, તોપણ તેઓમાના ઘણાખરા સ્થાનિક

પુરુષો પોતાના નામ આગળ 'શેખ' અથવા 'મોહમ્મદ' અને સ્ત્રીઓ તેમના નામ પાછળ 'બીબી' ઉમેરે છે શેખોની કોમ એટલી

---

હિંદુઓમાંથી થયેલા નવ-મુસ્લિમોની બનેલ છે અજમેર શરીફવાળા હજરત ખ્વાજા મુઈનુદ્દીન ચીસ્તીની મુરીદ 'ગુરુ'નું નામ 'ચીસ્તી' હોવાથી, તે અકીદાના મુરીદો, જો કે મૂળ હિન્દુઓમાંથી મુસલમાન થયેલા હોવા છતા, પોતાને "ચીસ્તી" તરીકે ઓળખાવે છે કુરૈશ એ ઇસ્લામના હજરત પેગમ્બર સાહેબ (સલ)ની ખાનદાન અગર કોમનું નામ છે હજરત પેગમ્બર સાહેબ (સલ)ની એક હદીસ (શ્રુતિ Tradition) છે કે "મારા દીનને માનનાર સઘળા મારા ખેશ (કુટુંબી) અને મારી કોમ છે." આ હદીસને આધારે, ઘણા હિન્દુ અને બીજી જાતોમાંથી થયેલા નવ-મુસ્લિમો પોતાને "કુરૈશી" કહેવડાવે છે અસ્સલ આમી જાતના શેખ હિન્દુસ્તાનમાં બહુ થોડા છે

મીરાતે અહમદીમાં (૨/૮૫) વર્ણવ્યા પ્રમાણે ખેડા જીલ્લાના ઠાસરા ગામના કુંરશી અને પાલનપુરની આસપાસના અને ગાયકવાડ સરકારના ઊંઝા પરગણાના પરદેશી પઠાણોના વર્ગના 'જીકરાન' અથવા અપભ્રંશ રૂપે 'જાગાન' કહેવાતા બે વિદેશી વર્ગો છે તે પરદેશી મુસલમાનોને, તેમની લશ્કરી નોકરી બદલ, ગુજરાતના સુલતાનોએ એ પરગણામાં ઇનામી જમીનો બક્ષેલી હતી આ જીકરાના શેખો ઇરાનના માઝીન્દરાનથી અહીં આવી વસેલાના વંશજ હોવાનું માને છે તેઓ હજી દેખાવડા અને ગૌરવર્ણી ચાલીસ અને મજબુત બાંધાના, ઊંચા અને વજનદાર હોય છે તેઓ ખરીગી હોય છે તેઓ ઘણુંકરીને જમીનદારો અથવા ખેડુતો હોય છે પણ તેમનામાં કેટલાક પાલનપુર અને વડોદરા રાજ્યોમાં સવાર તરીકે અને પોલીસમાં નોકરી કરે છે. તેઓ બોખર, શબ્બર અને પઠાણના બીજા વર્ગો સાથે લગ્ન વ્યવહાર રાખે છે

વિસ્તૃત છે કે તેમના દેખાવમા ઘણી ભિન્નતા હોય છે, છતા, એક દર રીતે, તેમને સૈયદોમાથી ભાગ્યે જ જુદા પાડી શકાય છે, તેઓ હમેશ, એક દરે સાચા ભોળા અને પ્રમાણિક, અને જો કે બહારનો દેખાવ કરવાના શોખીન અને વિલાસી હોય છે, છતા બીજા ઘણાખરા મુસલમાનો કરતા તેઓ પૈસાની લેવડદેવડમા ઓછા બેદરકાર હોય છે ઉત્તર હિન્દુસ્તાનમા એક ઉર્દુ કહેવત છે કે 'શેખ કાગડા જેવા ચબરાક હોય છે" તેઓ સર્વ પ્રકારના ધધા કરે છે અને જીદગીના પ્રત્યેક વર્ગમા તેઓ જોવામા આવે છે તેમનામાથી ઘણા પરહેઝગાર મુસલમાનો હોય છે સામાન્ય ધર્મ (ઇસ્લામ) ની સાકળ સિવાય કોમ તરીકે તેમનામા કોઇ બધારણ હોતુ નથી લગભગ બધા જ તેમના ઠીક ને થોડી ઘણી કેળવણી આપવા આતુર હોય છે, અને છેલ્લા થોડા વર્ષોથી (૧૮૯૯) અગ્રેજી શીખતા અને સરકારી શાળાઓ અને યુનીવર્સીટીઓમા અભ્યાસ કરતા તેમના છોકરાની સખ્યા વધેલી છે તેમનામાથી કેટલાક સરકારી નોકરીઓમા ઉચે દરજ્જે ચઢેલા છે

## મુગલો.

મુગલોના બે સ્પષ્ટ વર્ગ છે ઇરાની અને હિન્દી અથવા ચુઘડડા *

અમદાવાદ અને ભરૂચમા થોડા ઇરાની મુગલો છે તે સિવાય બીજા મુખ્યત્વે ખભાત અને સુરતમા મળે છે તેઓ ઇરાની

* ચુઘડડા અવટક મશ ર બાદશાહ ચગીઝખાન (ઇ સ ૧૨૧૮) ના પુત્ર ચઘતાઇખાનના નામ ઉપરથી પડલી છે ચગીઝખાનના લશ્કરના માણસો જે તાર્તર-તુર્ક બોલી બોલતા હતા અને જે ભાષામા મુગલ બાદશાહ બાબરે પોતાનુ જીવનવૃત્તાત લખેલુ છે, તેને 'ચગતાઈ' અથવા 'જઘતાઇ' કહે છે

રાજકીય આશ્રિતો અને વેપારીઓના વંશજો છે. પુરુષો પોતાનાં નામ પ્હેલાં 'મીરઝા' અર્થાત્ અમીરઝાદા, અને નામ પાછળ 'બેગ' એટલે સરદાર ઉમેરે છે. ઉદા.—મીરઝા મોહમ્મદ બેગ. સ્ત્રીઓ તેમનાં નામ પાછળ 'ખાનમ' ઉમેરે છે: ઉદા.—હુસેની ખાનમ. આ કોમનાં જુદાં પડતાં શારીરિક લક્ષણોમાં તેઓ કંઈક સ્થૂલતા તરફ ઢળતા, મધ્યમ કદના, ખુલના વર્ણના, પોપટ જેવા વાંકા નાકવાળા અને સ્વચ્છ દેખાવના હોય છે, કેટલાકની આંખો ભુરી અથવા ઝાંખા રંગની હોય છે; અને ઘણાખરાની મુખાકૃતિ વિનોદી અને બુધ્ધિશાળી હોય છે. માથાના વાળ અને દાઢી રાખવાની તેમની ઢબ જુદી જુદી હોય છે. દારૂની બદીથી તેઓ મુક્ત નથી; પરંતુ તેઓ મહેનતુ અને ઉદાર હોય છે. તેમનામાંથી કેટલાક વેપારીઓ અને બાકીના સરકારી નોકરીઓમાં હોય છે. એક વર્ગ તરીકે તેઓ સુખી સ્થિતિના છે. તેઓ ઘણાખરા મઝહબે શીઆ હોય છે; અને તેઓ તેમના મઝહબના કાનુનો સંભાળપૂર્વક પાળવા માટે જાણીતા છે. તેઓ નિરાળી કોમ તરીકે તેમની ઇબાદતની જગ્યાઓ બીજા મુસલમાનોથી ઇલાયદી રાખે છે; અને ઘણુંકરીને તેઓ અંદર અંદર જ લગ્નવ્યવહાર કરે છે. તેથી ઇરાની મુગલોએ ગુજરાતના બીજા ઘણાખરા મુસલમાનો કરતાં ઓછા પ્રમાણમાં હિન્દુ રિવાજો અંગીકાર કર્યા છે.

બીજા વર્ગના હિન્દી મુગલો આખા ગુજરાતમાં અહીં તહીં સર્વત્ર વેરાયલા છે. ઇરાની મુગલો માફક પુરુષો તેમનાં નામ પ્હેલાં 'મીરઝા' અને નામ પછી 'બેગ' અને સ્ત્રીઓ તેમનાં નામ પાછળ 'ખાનમ' ઉમેરે છે. તેઓ હિન્દના મુગલ વિજેતાઓના વંશજો છે. ગુજરાતના ઉત્તર અને દક્ષિણ ભાગનાં ઘણાં મુગલ કુટુંબો તેમનાં પેઢીનામાં અને દંતકથાઓ ઉપરથી દેખાડે છે કે મુગલ બાદશાહ હુમાયુંના તૈમુર ખાનદાનના બીજા મીરઝા અથવા તૈમુરી શાહજાદાઓ ઉપરના વેરમાંથી બચવા જ્યારે તેઓ કાબુલ અને કંધારથી નાસી છુટ્યા હતા અને જેમને ગુજરાતના

તે વખતના સુલતાન બહાદુરશાહે (ઇ. સ. ૧૫૨૬–૧૫૩૬) પ્રથમ અહમદાબાદમાં અને પાછળથી ભરૂચ અને સુરતમાં આશ્રય આપ્યો હતો, તેમના તેઓ વંશજો છે. આ પ્રમાણે બહાદુરશાહે ઇ. સ. ૧૫૩૨ માં મીરઝા મોહમ્મદ ઝમાનને જે આશ્રય આપ્યો હતો તેજ હુમાયુંની ઇ. સ. ૧૫૩૫ ની ગુજરાતપરની ચઢાઇનું મૂળ કારણ હતું: **મીરઆતે સીકંદરી**, ફારસી આવૃત્તિ, પૃષ્ટ ૨૫૫. હુમાયુંએ ગુજરાત જીતી લીધા પછી, તેણે અહીં મુગલ સુબાઓ મુકયા હતા. પરંતુ તેને (હુમાયુને) શેરખાન સુરીએ હરાવ્યા પછી, ગુજરાતીઓએ ઇ. સ. ૧૫૩૬ માં તે સુબાઓને અહીંથી કહાડી મુકયા હતાઃ કર્નલ વૅાટસનનો ગુજરાતનો ઇતિહાસ, પૃષ્ટ ૪૯–૫૦.

મીરઝાઓનો બીજો સમૂહ ખુરાસાનના સુલતાન હુસેનના પુત્રોનો છે. તેમને સગપણના સંબંધથી મુગલ બાદશાહ બાબરે (ઇ. સ. ૧૫૨૬ ૧૫૩૦) અને તેના પછી તેના પુત્ર હુમાયુંએ (ઇ. સ. ૧૫૩૦– –૧૫૫૬) પોતાના દરબારમાં આશ્રય આપ્યો હતો. પરંતુ ઇ. સ. ૧૫૬૧ માં તેમણે શહેનશાહ અકબર સાથે કજીયો કર્યો હતો. અને તેઓ ગુજરાતમાં આવ્યા ત્યારે તેમને અહીં ચંગીઝખાને વધાવી લીધા હતા. તે વખતે (ઇ. સ. ૧૫૫૪) એ'તમાદખાનની સત્તા દાબી દેવા ચંગીઝખાનને જોરાવર પક્ષની જરૂર હતી. ચંગીઝખાનને હબશીઓએ ઇ. સ. ૧૫૬૮ માં કતલ કર્યા પછી આ મીરઝાઓ દક્ષિણ તરફ ગયા હતા અને તેમણે ભરૂચ વડોદરા અને ચાંપાનેરનો કબજો કર્યો હતો; અને કેટલાક સુરતમાં સ્થાયી વસ્યા હતા; કર્નલ વૅાટસનનો ગુજરાતનો ઇતિહાસ, પૃષ્ટ ૫૯.

મુગલો બીજા કરતાં ઉઘડતા વર્ણના છે; તે સિવાય સાધારણ મુસલમાનોથી તેમનો દેખાવ જુદો પડતો નથી.* એક વર્ગ તરીકે

* મુગલ નામ મોન્ગોલથી કઇ રીતે મળતું આવે છે, તે

પ્રદેશના રહેનાર—Highlanders થાય છે

*કેપ્ટન સર રીચર્ડ બરટન 'પઠાણ' શબ્દની વ્યુત્પત્તિ અ બી 'ફત્હાન' વિજયી ઉપરથી આપે છે બીજાઓ એ શબ્દ હિન્દુસ્તાની 'પેઠના' દાખલ થવુ, એ ઉપરથી કહાડે છે, ફ્રેરીસ્તા, ફા સી આવૃત્તિ, ૧/૨૯) કહે છે કે જો કે એ શબ્દની મૂળ ઉત્પત્તિ ચોક્કસ નથી તોપણ, તેના મત પ્રમાણે, હિન્દમા આવનાર પ્હેલા અફઘાનો પટણામા વસ્યા હતા, તે ઉપરથી તેઓ 'પઠાણ' કહેવાયા છે આ બધા ખુલાસાઓ મુસલમાનોએ પાછળથી આપેલા છે અફઘાન દતકથા પ્રમાણે, 'પથાણ' નામ તેમના મહાન પૂર્વજ અબ્દુર્રશીદને ખુદ પેગમ્બર સાહેબ (સલ) એ 'બતાન' અથવા 'પતાન' એટલે 'સુકાન' નો ઇ'કામ આપ્યો હતો, તે ઉપરથી પડેલુ છે હાલ સાધારણ રીતે સઘળા એકમત થયેલા છે તે પમાણે 'પઠાણ' શબ્દ પશ્તુ અથવા પખ્તુ ભાષા બોલનાર પોતાને જે નામથી ઓળખાવે છે તે 'પુશ્તાન (અનેકવચન, પુશ્તાનાહ) નુ હિન્દી રૂપાન્તર છે તેઓ જે ડુ ગરી પ્રદેશમા રહે છે તે ઉત્તરે સ્વાત અને બાજૌરથી દક્ષિણે સીવી અને ભક્કર સુધી, અને પૂર્વમા હસન અબ્દાલથી પશ્ચિમમા કાબુલ અને કંદાહાર સુધી છે તેઓ કોઈ પ્રકારે શુદ્ધ પ્રજા તો નથી પરતુ તેમનામા તાર્તાર (ધીલ્ઝાઇ) અરબ (દુર્રાની) અને હિન્દી (સ્વાતી) તત્વો ભળેલા છે તે ઉપરાત, કદાપિ, પરતુ ભાષા મૂળ બોલનાર ઇરાનીઅન તત્ત્વ પણ તેમનામા સમાયેલુ છે ડાર્મસ્ટેટ (Darmsteter Chants Populaires des Afghansના ઉપોદ્ઘાતના પૃ ૧૮૦ ઉપર કહે છે કે, અર્વાચીન 'પુશ્તૂન' તે પહેલાના 'પશ્તૂન'નુ રૂપાન્તર છે, અને 'પશ્તૂન' શબ્દ પ્રાચીન ઈરાની 'પર્શતી' અર્થાત્ 'ડુ ગર' ઉપરથી નીકળેલો છે મૂળ પઠાણો હૅરોડોટસ (૪/૪૪ મા) તેમજ ટૉલેમી (પ્રકરણ ૧૮ મ) વર્ણવે છે, તેમને મળતા આવે છે વ રાહ-મીહ્ર (ઇ સ ૫૫૦) પ્હેલા અફઘાન નામ વપરાયલુ જણાતુ નથી એ

પુરૂષો તેમનાં નામ પાછળ 'ખાન' અને સ્ત્રીઓ 'ખાતુન' અથવા 'ખાતુ' ઉમેરે છે, તેઓ ગુજરાતમાં મુખ્યત્વે લશ્કરી સિપાહીઓ અને વેપારીઓ તરીકે આવ્યા હતા. તેમના બે વર્ગ છેઃ જુના અને નવા. નવા આવેલા 'વિલાયતી' કહેવાય છે. જુના આવેલા પઠાણોના વંશજોએ, બીજા પરદેશી મુસલમાનોના વંશજો માફક, બીજી કોમો સાથે ભેળસેળ થઈ જવાથી, તેમનાં શારીરિક અને ચારિત્રનાં વિશિષ્ટ લક્ષણો ગુમાવ્યાં છે. નવા આવેલા–'વિલાયતીઓ' ઉંચા અને મોટાં હાડકાંવાળા, પ્હોળી છાતીવાળા અને પ્રમાણસર અવયવોવાળા હોય છે. તેઓમાંના ઘણાખરાએ તેમનો મૂળ અફઘાન ગૌરવર્ણ ગુમાવ્યો છે. અને જો કે તેમની ચામડી રતુમડા ઝૈતુનના રંગથી ચોખ્ખા કાળા રંગ સુધીની હોય છે, છતાં તેમની મુખકળા તદ્દન જુદી પડી આવે છે. ઘણાખરાનાં નાક પોપટનાં નાક માફક નીચેથી વળેલાં, તેમની આંખો ભુરી, ઝાંખી અથવા તપખીરીઆ રંગની અને તેમના વાળ મોટે ભાગે તપખીરીઆ રંગના પણ લાંબા અને હવામાં ઉડતા હોય છે.

તેઓ શેખ લોકો કરતાં ઓછા ચકોર હોય છે. પરંતુ તેઓ વધારે કરકસરીઆ, જક્કી અને તામસી હોય છે, તેઓ પૈસાના લોભ માટે એટલા નામચીન થયેલા છે કે ક્રુર લહેણદારને 'પઠાણ' સાથે સરખાવવામાં આવે છે. ઉદા. પઠાણ કા કર્ઝઃ પઠાણનું કરજ. ઉર્દુ કહેવત છે કે "પઠાણના બોલ ઉપર ભરોંસો રખાય નહિ" થોડા વેપારીઓ અને થોડા લેણદાર સિવાય ઘણાખરા પઠાણો

લેખક એ પ્રજાને બૃહત્સંહિતાના ૧૪ મા પ્રકરણમાં 'અવગાન' તરીકે વર્ણવે છે, આ વિષયની વધુ ચર્ચા Bellowની "અફઘાનિસ્તાન-ની પ્રજાઓ", અને ડાર્મસ્ટેટરના ઉપર કહેલા પુસ્તકમાં આપેલી છેઃ એ. એમ. ટી. જેક્સન, આઈ. સી. એસ.

લશ્કરી સિપાહીઓ હોય છે. બધા મઝહબે સુન્ની હોય છે તેમાનામા જેઓ નિરક્ષર હોય છે, તેઓ ધાર્મિક બાબતોમા અતિ ઝનુની હોય છે. પરંતુ નવા આવેલા 'વિલાયતીઓ' સિવાય તેઓ એક કોમ તરીકે ધર્માચાર તરફ થોડુ જ ધ્યાન આપે છે ઘણા તેમના છોકરાને શાળાઓમાં અને યુનીવર્સીટીઓમા મોકલે છે કેટલાક અંગ્રેજી શીખ્યા છે, અને સરકારી નોકરીઓમા તથા રેલ્વેમા કારકુનો, ગાર્ડ, સ્ટેશન માસ્તરો તરીકે રહે છે બીજાઓ દેશી રાજ્યોમા મોટા હોદ્દાઓ સુધી પ્હોચ્યા છે.

## ખાસ કોમો

સૈયદ, શેખ, મુગલ અને પઠાણની ચાર મુખ્ય કોમો ઉપ રાત બીજી સત્તર નાની કોમોના નામો ઉપરથી જણાય છે કે તેમનામા ન્યૂનાધિક વિદેશી તત્વ છે આ પૈકી ત્રણ–સીદી, વહ્હાબી અને હીજડા ધાર્મિક વર્ગો છે બે–કાણુબી અને નાયતા વેપારીઓ; નવ–અગન બસ્તીઆ, ભુતા, ચ ગી, કસ્બાતી, ખાતીઆ, ખીવજી, કુરેશી અને કીર્ડીઆ ખેડુતો, અને ચાર–અરબ, બલુચી, મકરાણી અને મીન્ધા નોકર વર્ગ છે *

## સીદીઓ

સીદીઓ, અર્થાત્ ' માલિકો ', જેમને અબીસીનિયાના 'હબશીઓ' પણ કહે છે, તેઓ ગુજરાતમા સઘળે સ્થળે થોડો

* બીજા ચાર વર્ગો–બ્હોરા, ચુન્દીગર, ખોજા અને તાઇમા, જો કે કદાપિ સ્હેજ વિદેશી લોહી છે, છતા તેમનુ યોગ્ય સ્થાન સ્થાનિક કોમોમા છે બીજા બે વર્ગો–મુલતાની મોચી અને નાગોરી વિદેશી નથી કારણ કે તેઓ સ્થાનિક હિન્દુઓમાથી મુસલમાન થયેલા છે અને ઘણુંકરીને તેમને ગુજરાતમા ઈસ્લામમા લાવવામા આવ્યા હતા

થોડી સખ્યામા મળે છે. તેઓ હિન્દમા ગુલામો તરીકે આણેલી, મુખ્યત્વે **આફ્રિકાના સોમાલી** કિનારાની જુદી જુદી જાતોના સીદીઓ છે તેમના બે વર્ગ છે, નવા આવેલા 'વિલાયતી' અને અહીં જન્મેલા 'મુવ'લ્લદ' તેઓ બીજાઓ સાથે ભાગી તુટી હિન્દુસ્તાની ભાષા બોલે છે, પરન્તુ તેમનામા અદર અદર આફ્રિકાની સોમાલી બોલી, જેને 'હબશી' અથવા 'અબીસીનિયન' કહે છે, તે બોલી બોલે છે આ બોલી અબીસીનિયન નથી, પણ સોમાલી છે તેમની રહેણીકરણી મુસલમાનોની બીજી હલકી જાતો માફક હોય છે તેઓ ઉત્તર ગુજરાતમા કેટલોક વખત દરીક ફીર પરીરના માટીની દિવાલોવાળા અને ઘાસના છાયેલા છાપરાવાળા ગોળ ઝુપડા બાધીને રહે છે તેમનામા સ્ત્રી પુરુષો બેઉનો પોશાક મુસલમાનોના હલકા વર્ગો જેવો હોય છે તેઓ ખાનગી કુટુબોમા નોકરીઓ કરીને અથવા ભીખ માગીને ગુજરાન કરે છે. તેમનામાથી જે નોકરી કરે છે તે વર્ગ મિતાહારી હોય છે અને સુઘડ રહે છે બાકીનાઓ એક વર્ગ તરીકે વ્યસની, કજીયાખોર, ગદા, ઉડાઉ અને મોજીલા હોય છે જક્કીપણુ તેમનુ મુખ્ય લક્ષણ છે તે માટે કહેવત છે કે "હબશીકી મુઠ" (મુઠી અર્થાત પકડ) "હબશીકા બાલ બાકા" અર્થાત્ હબશી (તેમના) વાળ જેવા વાકા (હોય છે), એ બીજી કહેવત છે ધધાધારી નાટકિયા સિવાય ગુજરાતના મુસલમાનોમા સીદીઓ એક જ કોમ છે, જેઓ નાચવા ગાવામા મુલતાન રહે છે એક વર્ગ તરીકે તેઓ ગરીબ હોય છે તેઓ મઝહબે સુન્ની હોય છે, પરંતુ ધાર્મિક હોતા નથી તેમનામાથી થોડાક જ કુરાનને શરીફ પઢી જાણે છે, અથવા નમાઝ પઢવાની દરકાર કરે છે તેઓ બાબા ઘોર નામના અબીસીનિયન પીર અને તાહ સોદાગરને મુખ્યત્વે માને છે એ પીરનો રોઝો રાજપીપળા સ્ટેટના પશ્ચિમ ભાગમા રતનપુરની અકીકની ખાણો પાસે એક ડુગર ઉપર છે સીદીઓમા બીજાઓની નકલ કરવાની અનુકરણ શક્તિ બહુ ધ્યાન ખેચે એવી હોય છે

ગુલામોના વ્હાણ ઉપરથી જુવાન સીદીઓની એક ટોળી સુરતમા લાવવામા આવેલી હતી તેમણે તેમના ખ્રીસ્તી, પાર્સી હિન્દુ અને મુસલમાન માલિકોની રીતભાત એક સરખી ત્વરાથી શીખી લીધી હતી

લગ્ન અને એવા બીજા માગલિક પ્રસગોએ સ્ત્રી પુરૂષો ઢોલ અને ઝુનઝુના* વગાડતા નાચે છે અને ગાય છે

તેઓ માગવા નીકળે છે ત્યારે તેઓ ઢોલ વગાડતા અને બાબા ઘોરની તા'રીફ ગાતા દશથી પદર જણની ટોળીઓમા ફરે છે તેઓ મોટે ભાગે તેમનામા જ અદર અદર પરણે છે પરતુ અહીં જન્મેલા સીદીઓ નવા આવનાર 'વિલાયતીઓ'ને તેમના કરતા શ્રેષ્ટ સમજે છે તેથી તેવા વિલાયતીઓની દીકરીઓ અહીં જન્મેલા

---

*રતનપુરમા (અકીકની) ખાણ ખોદનાર સીદીઓની સારી વસ્તી તે જમાનામા હોવી જોઇએ બૉમ્બે જ્યૉગ્રાફીકલ (ભૌગોલિક) સોસાઇટીનુ ભાષાન્તર પુ ૨, પૃ ૭૬

ઝુનઝુના તેમનુ આ વાજુ તુમડાનુ બનાવેલુ, તેના ઉપર તાત તગ બાધીને તેને એક છેડે મોરના પીંછા બાધી, વાજાને જુના કાચના મણકા અને છીપોથી શણગારી તે તુટી જાય નહિ તેમ તેને નક્કર-મજબૂત બનાવેલુ હોય તેને કમાન અથવા લાકડીથી વગાડવામા આવે છે તે કમાનને એક છેડે નાળિયેરની કાચલીમા ભરેલા નાના નાના કાકરા ઘુઘરા માફક વાગે છે સીદીઓ તેમના વાજીંત્રોને ઘણુ ધાર્મિક માન આપે છે અને તેઓ શરીરે પવિત્ર ન હોય ત્યા સુધી તેને અડતા નથી તેઓ ઝુનઝુનાને મીસરા માનુ અને મ્હોટા ઢોલને તેમના મુખ્ય પીર (બાબા ઘોર)નુ વાજુ કહે છે તેઓ માને છે કે જો તેઓ સ્ત્રી સગ કરવાને લીધે શારીરિક અપવિત્ર સ્થિતિમા તે વાદ્યને બેદરકારીથી અડકે તો મીસરા મા અથવા બાવા ઘોર તેમને જરૂર શિક્ષા કરે છે

સીદીઓના ધર્મમાં સંતોષ પામશે નહિ, તેવી બીતિથી અહીં જન્મેલા સીદીઓ વિલાયતીઓની દીકરીઓની લગ્ન માટે કદી માગણી કરતા નથી તેઓ જમાતમધી રહે છે, પરંતુ તેમનામાં કોઈ મુખી હોતો નથી અને તેમની જમાતમાં જુજ કાનુનો હોય છે

તેઓ તેમના છોકરાને ગુજરાતી કે અંગ્રેજી ભણાવતા નથી તેથી છ નો કેટલોક સમય થયા તેમનામાંથી કોઈ ભિખારીઓ અને નોકરોની સ્થિતિથી ઉંચે ચઢી શક્યા નથી, તેમ છતાં હિન્દના ઇતિહાસમાં સીદીઓ ઉંચી પદવીઓ મેળવી સત્તાધારી થયા હોય તેવા દાખલાનો અભાવ નથી સુલતાના રઝિયા બેગમ (ઈ સ ૧૨૩૯)નો માનીતો અશ્વપાલ જેને માટે તેણે પોતાનું તાજ ગુમાવ્યું હતું, તે સીદી હતો અહમદનગરનો મલીક અંબર, જેને મુગલોએ, તેમના સામેની તેની અનેક જીતોને લીધે 'તિરસ્કૃત'–The Hatefulનું ઉપનામ આપેલું હતું તે સીદી હતો તેજ પ્રમાણે ગુજરાતનો અમીર ઝુઝારખાન, જેણે ઇ સ ૧૫૬૮માં ચંગીઝખાનને કતલ કર્યો હતો, તે સીદી હતો તે ચંગીઝખાન એટલો સત્તાધારી થયેલો હતો કે તેણે ગુજરાતનું સુલતાનપદ લગભગ હાથ કરી લીધું હતું આ ઝુઝારખાનને ત્યારપછી, ઇ સ ૧૫૭૩–૭૪માં મુગલ શહેનશાહ અકબરશાહે ગુજરાત ફતેહ કર્યું ત્યારે કતલ કર્યો હતો જંજીરા અને સચીનના નવાબો સીદીઓ છે અને છેક ઈ સ ૧૮૨૦માં, ખંભાતનો વતની સીદી ઈસ્માઈલ ઉત્તર ગુજરાતમાં રાધનપુરના બાબી નવાબોના દિવાન તરીકે લાંબા કાળ સુધી જોરદાર હતો દિલ્હી અને લખનૌના સીદી ખ્વાજા (નપુંસક) અમારા છેક ઇ સ ૧૮૫૭ના બળવા સુધી સુપ્રસિદ્ધ હતા.

## વહ્હાબીઓ

ઇસ્લામની દીની બાબતોમાં મતભેદ પાડનાર (Dissenters) વહ્હાબીઓ * હવે જાહેર રીતે 'ગયર મુકલ્લિદ' (અનુકરણ નહિ

* આ મતના આદ્ય આરીદ પ્રાન્તના અબ્દુલ વહ્હાબ

કરનાર) અથવા એહ્લે—હદીસ (હદીસને માનનાર) તરીકે ઓળખાતા, જો કે હજી ભિન્ન વર્ગ તરીકે રહેતા નથી, છતા તેમણે ગુજરાતમા ઘણી પ્રગતિ કરેલી છે

નામની કોમ અને નજ્દ પ્રાન્તની ખેતીવાડી કરનારી તમીમ નામની કોમ, એ બન્ને કોમના નાનકડા અગ્રગણ્યના પુત્ર અબ્દુલ વહ્હાબના જન્મ (ઇ સ ૧૬૯૧, હિજરી સન ૧૧૨૦) થી ઈસ્લામમા વહ્હાબી મતાન્તરની શરૂઆત થયેલી છે ઇસ્લામમા પ્રવેશ કરી ચુકેલા દુરાચાર અને તુર્કી હાજીઓના ઢોંગ ધતુરાનુ સચોટ અવલોકન કરી, અબ્દુલ વહ્હાબે ધૈર્ય અને વકતૃત્વથી બોધ દેવાથી, તેમને તેમની જન્મભૂમિમાથી હાંકી કહાડવામા આવ્યા હતા પોતાના મિત્ર દિરઇયાના શેખની મદદથી, પોતાનો ઉપદેશ તલવારની ધારથી ફેલાવવાનો તેમણે દૃઢ નિશ્ચય કર્યો હતો અત્યોદયવાળુ જીવન ગાળી, તેઓ દિરઇયામા ઇ સ ૧૭૮૭મા અવસાન પામ્યા હતા અબ્દુલ વહ્હાબનુ આ જીવનકાર્ય તેમના પુત્ર મોહમ્મદે જોશથી આગળ ધપાવ્યુ હતુ અને મોહમ્મદ પછી તેમના પુત્ર અબ્દુલ અઝીઝે લશ્કર જમાવી વહ્હાબી સત્તા ઘણી ફેલાવી હતી અઢારમી સદી પૂરી થતા તો મક્કા શરીફની સરકારના શરીફે તેમને ભિન્ન પ્રજા તરીકે સ્વીકાર્યાં હતા અને તેમને કાબા શરીફની હજ પઢવા દીધી હતી દરમ્યાન, તેમની વધતી જતી સત્તાથી અને શત્રુભાવથી તુર્કીના સુલતાન ચોંક્યા હતા તેથી ઇ સ ૧૭૯૭મા તુર્કીના સુલતાન તરફથી તેમના સામે લશ્કર મોકલવામા આવ્યુ હતુ આ લશ્કર તૈયાર કરવામા અને તેને લડાઇના મેદાનમા મોકલવામા અવ્યવસ્થા થઇ હતી તેથી તે ચઢાઈ નિષ્ફળ ગઈ હતી પછી ૭ વર્ષ માટે સલાહ કરવામા આવી હતી પરતુ, ૭ વર્ષ પૂરા થતા પહેલા, અબ્દુલ અઝીઝના પુત્ર સઉદે, ઈ સ ૧૮૦૧મા, કરબલા શરીફ ઉપર હુમલો કરીને તે શહેર જીતી લીધુ હતુ પછી, તેમણે સને ૧૮૦૨ મા,

સુન્ની મુસલમાનોથી જે મુખ્ય ધાર્મિક માન્યતાઓમા તેઓ જુદા પડે છે, તેમા ખાસ કરીને, હઝરત પેગમ્બર સાહેબ (સલ)

---

હઝરત પેગમ્બર સાહેબ (સલ) ના કાકા હઝરત અબ્બાસ (રદી) નો તાબેહમા આવેલો રાજ્ય અને સને ૧૮૦૩ મા ખુદ મક્કા શરીફમા પવિત્ર કા'બા શરીફનો કબજો કર્યો હતો ધાર્મિક પવિત્રતા ભ્રષ્ટ કરવાના આ કૃત્ય બનાવથી સઘળા ઇસ્લામી રાજ્યો વહ્હાબીઓને દબાવી દેવા એકત્ર થયા હતા ત્યાર પછી, માત્ર જુજ વિજયના પ્રસગો સિવાય, સઊદનુ શેષ જીવન પકડાઇ જવાની બીકથી નાસતા ફરતા બહારવટીઆ જેવુ ગુજર્યું હતુ ઈ સ ૧૮૧૨ મા મીસરના પા'શા મહમદ અલીએ, અગ્રેજોની મદદથી, સઊદના પુત્ર અબ્દુલ્લાને હરાવી, તેમને કોન્સ્ટેનટીનોપલ મોકલી દીધા હતા અને ત્યા ઇ સ ૧૮૧૮ મા, તેમને 'કાફર'–Heretic અને બડખોર ઠરાવી દેહાત દડની શિક્ષા કરવામા આવી હતી આ પ્રમાણે પરાજય પામી સત્તાહિન થયા છતા વહ્હાબીઓ ધીરે ધીરે પગભર થયા હતા અને હાલ અરબસ્તાનના નજ્દ પ્રાન્તના રીઆઝ શહેરમા તેમની રાજ્ય સત્તાનુ કેન્દ્ર જમાવી, તેઓ નિરાળી પ્રજા તરીકે હસ્તી ભોગવે છે ઇસ્લામી સઘળા પથોમા વહ્હાબીઓનો પથ ધાર્મિક બાબતોમા સૌથી વધારે ચુસ્ત હોય પીર ઓલિયાઓની માન્યતાને તેઓ તદન તરછોડી કાઢે છે, અને તે જ રીતે, કેટલાક પ્રમાણમા ઇસ્લામની હદીસો અને ધાર્મિક વિધિઓ અને કાનુનોનો તેઓ ઇન્કાર કરે છે તેની જ રીતે સઘળા બોગ્ય ગોષ્ઠો તેઓ તુચ્છકારે છે અને કાફરો (ઇસ્લામમા નહિ માનનારા) વિરૂદ્ધ જિહાદ અથવા ધાર્મિક યુદ્ધ કરવાની તેઓ આવશ્યક ફરજ માને છે તેમના અકીદાઓ (ધર્મિક માન્યતાઓ) નો આ ટૂંકો કાનુન હિન્દી વહ્હાબીઓને બધનકર્તા છે કે કેમ, તે માટે તેમના આગેવાનોના મતભેદ છે

કયામતને દિવસે અલ્લાહ તા'લા પાસે પોતાની ઉમ્મત (પોતાના ધર્મમાં માનનારા) ની સિફારશ કરીને તેમને જન્નત બક્ષાવશે. એ સુન્ની માન્યતાનો તેઓ ઇન્કાર કરે છે; અને ચાર સુન્ની ઇમામોમાં તેઓ માનતા નથી. આ પંથ હિન્દમાં ઇ.સ. ૧૮૨૧માં લાવવામાં આવ્યો હતો અને સને ૧૮૫૭ના બળવામાં તેમના આગેવાનોએ જે ભાગ ભજવ્યો હતો તેને લીધે તેમની અગત્ય વધી હતી. બળવો શમી ગયા પછી, બળવાના કેટલાંક રમખાણોમાં "મૌલવી" નામથી ઓળખાતા તેમના જે આગેવાને અગત્યનો ભાગ ભજવ્યો હતો, તેમના મુખ્ય નાયબ મૌલવી લિયાકત અલી ગુજરાત તરફ આવ્યા હતા. અને, ખોટું નામ ધારણ કરી, વહ્હાબી ઉપદેશક તરીકે તેઓ ફરતા રહ્યા હતા. તેમનો સારો સત્કાર થયો હતો અને કેટલાકને તેમણે પોતાના પંથમા ભેળવ્યા હતા. એવામા તેઓ ઓળખાઇ ગયા હતા, અને સચીનમાં તેઓ કેદ પકડાયા હતા. બળવામાં તેમણે જે ભાગ લીધો હતો, તે બદલ તેમને જીવન પર્યંત દેશનિકાલની સજા કરવામા આવેલી હતી લિયાકત અલીના પકડાઇ ગયા પછી, ગુજરાતમા વહ્હાબીઓની પ્રગતિ પાછળ થઇ ગઈ હતી પરંતુ ઈ. સ ૧૮૭૫ પછીથી તેમનામા પુન જાગૃતિ આવેલી છે તેમના કેટલાક ઉપદેશકો, એકાદ બે અનુયાયીઓ સાથે, મુખ્યત્વે મધ્ય હિન્દુસ્તાનથી ગુજ ાતમા આવેલા છે, અને તેમના અકીદાઓ (ધાર્મિક માન્યતાઓ) ફેલાવવામા તેમને સારી ફતેહ મળેલી છે તેમના મઝહબમા દાખલ થનાર ગુજરાતના ઉત્તર અને દક્ષિણ ભાગના વેપારી વ્હોરાઓ અને ગુજ ાતના દક્ષિણ ભાગના ખેડુત વ્હોરાઓ મળી, ઘણુંકરીને બધા જ સુન્ની વ્હોરાઓ છે દક્ષિણ ગુજરાતના ખેડુત વ્હોરાઓ હમેશા ધાર્મિક કોમ હોવાથી તેમણે વહ્હાબી અકીદા ત્વરાથી સ્વીકાર્યાં છે, અને વહ્હાબી મૌલવીઓની અસરથી તેમણે તેમના ધાર્મિક અને સામાજિક આચારોમા નોંધ લેવા યોગ્ય ફેરફારો કરેલા છે. *

* નીચે દાઉદી વ્હોરાઓનુ વર્ણન જુઓ

## કાબુલી

ન્યૂનાધિક વિદેશી અંશના બે પરદેશી વેપારી વર્ગોમાંનો આ મુખ્ય વર્ગ ગુજરાતમાં સર્વ સ્થળે, પરંતુ મુખ્યત્વે અમદાવાદમાં વસે છે તેઓ કાબુલથી આવેલા અફઘાનો છે *

નવા આવનાર કાબુલીઓ 'પશ્તુ' બોલે છે પરંતુ તેઓ ઘણુંખરું ગુજરાતમાં ઊછરેલી અફઘાન સ્ત્રીઓ સાથે પરણે છે તેથી થોડા વખતમાં તેઓ હિન્દુસ્તાની બોલતા શીખી જાય છે જો કે તેમનું હિન્દુસ્તાની અશુદ્ધ, વ્યાકરણના દોષોવાળું અને નોખા પડતા વિદેશી ઉચ્ચારવાળું હોય છે તેઓ ઊંચા, માંસલ અને મજબૂત બાંધાવાળા હોય છે નવા આવનારા વર્ણે ગોરા અને બીજા રતુમડા ઘેઉંવર્ણા રંગના હોય છે તેમની આંખો ભુરી, માંજરી અથવા તપખીરીઆ, નાક સામાન્યતઃ શુકનાસિકા જેવું નીચેથી વળેલ, માથના વાળ ઝુલફાં માફક કાપેલા અને પાછળ લટકતા, અને દાઢી ઘણી લાંબી અથવા છુટથી વધવા દીધેલી હોય છે તેઓ માથે રેશમી દુપટ્ટો, શરીર ઉપર લાંબું સફેદ કુડતું અને તે ઉપર કાળો જામો, કમરે લુંગીઓવાળો અથવા સફેદ સુતરાઉ ઉપરથી ઘણી ઢીલી અને નીચેથી તંગ સુરવાળ અને દેશી જોડા પહેરે છે પુરુષો ચાંદીની વીંટી સિવાય બીજા દાગીના પહેરતા નથી તેમની સ્ત્રીઓ બીજી મુસલમાન સ્ત્રીઓ કરતાં ઘણી

---

* મેજર એચ ડબલ્યુ બેલ્યુ Bellew (જર્નલ ૨/૪૬ ૫૨)ના મત પ્રમાણે અફઘાનનો અર્થ 'પશ્તુન' અર્થાત 'સ્વતંત્ર' થાય છે અફઘાન દંતકથા પ્રમાણે એ ઉપનામ શબ્દ—વિનોદ (pun)નો પરિણામ રૂપે છે અફઘાનોના પૂર્વજની માતાએ પોતાના પુત્રને 'અફઘાના' નામ આપેલું હતું કારણ કે પુત્ર પ્રસવની વેદનામાંથી મુક્તિ મેળવતાં તેણે અફઘાન હું મુક્ત થઈ, એવો ઉદ્‌ગાર કાઢ્યો હતો (ને

વધારે પડતી ઢીલી ઇજાર પ્હેરે છે. તે સિવાય તેમનાં બીજાં કપડાં કે દાગીનામાં બીજા મુસલમાનોની સ્ત્રીઓનાં કપડા અને દાગીના કરતા કંઇ ફેર પડતો નથી

તેઓ ઝનુની પણ મિતાહારી અને મહેનતુ હોય છે. લહેણદારો તરીકે તેઓ અતિશય કડક હોય છે. આઇને અકબરીના બ્લૉકમેનના ભાષાન્તરના પૃષ્ટ ૩૩૯મે, અબુલ ફઝલે ટાંકેલી કાની કહેવત પ્રમાણે સામાજિક સદ્‌ગુણો માટે તેમની શાખ સારી નથી. તે કહેવત આ પ્રમાણે છે

"અગર કહતુ'ર ઉિજાલ ઉફતાદ, અઝ્‌ઇન સેહ ઉન્સ કમગીરી,
"યકી અફઘાન, દુવમ કમ્બુ, સિયુમ બદ્‌ઝાત કશ્મીરી."

અર્થાત્, માણસોનો દુકાળ પડે તોપણ પહેલા અફઘાન, બીજા કમ્બુહ અને ત્રીજા નીચ કાશ્મીરી, એ ત્રણ જાતો સાથે ભાગ્યે જ કામ પાડવુ

કમ્બુહ એ અફઘાન વૃક્ષની જ એક શાખા છે બ્લૉકમેન આઇને અકબરીના ભાષાન્તરના પૃષ્ટ ૩૩૯ ઉપર કહે છે કે મજકુર કહેવત છતા અકબર (ઇ. સ. ૧૫૫૬–૧૬૦૫) અને જહાગીર (ઇ સ ૧૬૦૫-૧૬૨૭)ના અમલ દરમ્યન કમ્બુહ અને અફઘાન જાતોના હોવુ, એ માનપ્રદ લેખાતુ હતુ

ઘણાખરા કાબુલીઓ વેપારી હોય છે તેઓ ઘોડા, મારવાડના ઘેટા, ચોપડીઓ અને ફળાદિ વેચે છે ઘોડાઓનો વેપાર તેમનો મુખ્ય ધધો છે તેઓ કાઠિયાવાડી ઘોડા સીંધ અને દક્ષિણમા અને દક્ષિણ અને સીંધના ઘોડા ગુજરાતમા લાવે છે તેમના ઘોડાના મુખ્ય બજાર દેશી રાજ્યોમા, ખાસ કરીને વડોદરા અને રાજપીપળામા છે તેમના વેપારમા હાલ (ઇ સ ૧૮૯૮)મા નફો થતો નથી તેથી તેમનામાથી ઘણા દેવાદાર થઇ ગયેલા છે

માટે સુવિખ્યાત હતા. અને અરબસ્તાનથી હિન્દુસ્તાન સુધી ભર દરિયે તેઓ હિમ્મતથી વ્હાણો હંકારતા હતા. કદાપિ ઘોઘાના ખારવાઓ સિવાય જુના નાયતાઓની કોઈ ખાસ યાદગાર રહેલી નથી. ઇસ્વી સનના આઠમા અને નવમા સૈકામાં, નાયતાઓને અરબસ્તાનથી હિન્દુસ્તાનમાં હાંકી કહાડવામાં આવેલા હતા." સૌથી અગાઉના પોર્ટુગીઝ લેખકોમાંથી ગરસીઆ ડી' ઓરતા નામનો એક લેખક

---

બિન યુસુફ (ઇ. સ. ૭૦૦) ના જુલમ અને ત્રાસથી તેઓ મદીના મુનવ્વરાના પાક શહેરમાંથી નાસી છુટ્યા હતા. તેઓ મદીનાથી કુફા ગયા હતા, અને, ત્યાંથી દરિયા માર્ગે, ઈ. સ. ૮૬૫ (હિજરી સન ૨૫૨) માં અબ્બાસી ખલીફા અલ મોતમીદના અમલ દરમ્યાન, તેઓ હિન્દી મહાસાગરને કિનારે ઉતર્યા હતા. આ આશ્રિતો ચાર કબીલામાંથી હતાઃ પ્હેલા ખલીફા હઝરત અબુબક્ર સીદીક (રદી.)ના પુત્રો, હઝરત ઝુબૈરના પુત્રો, હઝરત ઉમય્યાના પુત્રો, (તેમનામાં સૌથી મોટો ભાગ આ ઉમય્યાના પુત્રોનો હતો), અને હઝરત મુગીરાના પુત્રો. તેઓ બધા જ તેમનુ પેઢીનામું હઝરત પેગમ્બર સાહેબ (સલ.) ના એક પૂર્વજ નજ્ર બિન કીનાનહ સાથે સાંકળતા હતા તારીખે તબરીની અરબી હસ્તપ્રત આવૃત્તિમા જણાવ્યા પ્રમાણે, આ વૃત્તાતને બધા ઐતિહાસિક આધારોની પુષ્ટિ મળે છે

" નાયતાઓ મલબારના એક ઝામોરીન બાદશાહને ઇસ્લામમાં આણ્યાનો દાવો કરે છે. તુર્કી-અરબસ્તાનના યમન પ્રાન્તના સૌથી દક્ષિણે આવેલા ઝુફાર નામના શહેરમાં એક અબ્દુર-રહમાન સામિરી (અબ્દુર્રહમાન ઝામોરીન) દફ્ન થયેલા છે એ ઝામોરીનનું એ નામ તેમણે ઇસ્લામ સ્વીકાર્યા પછી તેમને આપવામાં આવેલું હતું. તેમના રોઝા ઉપરના શિલાલેખમાં જણાવેલું છે કે તેઓ ઝુફારમાં ઇ. સ. ૮૭૨, હિ. સ. ૨૧૩ માં આવ્યા હતા અને ચાર

(ઈ. સ. ૧૫૩૦) નાયતાઓ વસાઇમાં વેપાર કરતા હોવાનું જણાવે છે. અને તેમનું વર્ણન આપતાં તે કહે છે કે તેઓ વિદેશી મૂર હતા અને અહીં હિન્દુ સ્ત્રીઓ સાથે પરણ્યા હતા.* *

## નવ ખેડુત વર્ગો.

નવ ખેડુત વર્ગોમાંથી આઠ—અગરા, બલતીઆ, ભુતા, ચંગીઝ, કાહતીઆ, ખીલજી, કુરેશી અને કીરદીઆ બહાદુરી લશ્કરી સિપાહીઓની ઔલાદમાંથી છે. તેઓ ખેડુતો તરીકે મુખ્યત્વે અહમદાબાદ જીલ્લાના પશ્ચિમ ભાગમાં, ભરૂચ જીલ્લામાં અને કાઠિયાવાડમાં મળે છે. તેઓ તેમનાં મૂળ કોમી નામો રાખે છે, પરંતુ તેઓ બીજા મુસલમાનો સાથે પરણે છે. તેથી તેઓ ભિન્ન કોમો તરીકે હવે રહેલા નથી. અને તેમનાં કોમી નામો હવે માત્ર અટકો કરતાં વિશેષ ઉપયોગી રહેલાં નથી.

નવમા, કસ્બાતીઓ, અર્થાત્ કસ્બામાં રહેનારા અથવા નાગરિકો, સોળમા સૈકા આખ્ખરે દિલ્હીથી આવનાર મીના અને રેહેન નામની પરદેશી કોમોની ઔલાદમાંથી કંઇક પ્રમાણમાં છેઃ રાસમાળા, નવી

---

વરસ પછી તેઓ ત્યાં અવસાન પામ્યા હતા. તેમના રાજાને અરબો ઘણા માનની નજરે જુએ છે· હિન્દી પુરાતત્વ, પુ. ૧૧ પૃ. ૧૧૧.

**Colloquios de Simples, 212, 213. આ ઉલ્લેખ મુંબઈના ડૉ. ડા કુન્હા તરફથી મળેલો છે. ફ્રીન્ચ (ઇ. સ. ૧૬૧૦) કહે છે કે રાંદેરના નાયતા સુરતના મૂરથી તદ્દન ભિન્ન પ્રજા હતી અને તેઓ જુદી જ બોલી બોલતા હતા. પરંતુ બધા જ નાવિકો હતા. અને નાયતાના સામાન્ય નામથી ઓળખાતા હતા. તે નામ Nautae અથવા Navitae: નાવિકો ઉપરથી પડેલું હોવું જોઇએઃ હેરીસની મુસાફરી, ૧/૮૧. રાંદેરના નાયતાનું કુટુંબ ઇ. સ. ૧૮૯૭ થી નાબુદ થયેલું છે.

આવૃત્તિ, પૃ ૨૮૦ પરતુ આ વર્ગ રજપૂતો અને બીજા હિન્દુઓ-માથી મુસલમાન થયેલા સાથે મિશ્ર થઇ ગયેલો છે તેથી તેનુ વિગતવાર વર્ણન નીચે હિન્દુઓમાથી થયેલા મુસલમાનોમા આપવામા આવેલુ છે

## અરબો

અરબો ચાર નોકરી કરનાર વર્ગોમા મુખ્ય વર્ગ છે તેઓ મીઠીઓ માફક બે જાતના નવા આવેલા 'વિલાયતી'* અને અહીં જન્મેલા 'મુવલ્લદ' આખા ગુજરાતમા જુદા જુદા પથરાયલા છે

અરબો ઘરમા હિન્દુસ્તાની બોલે છે પણ તેઓ ગળામાથી ઉચ્ચાર કરે છે અને શબ્દોના કેટલાક અક્ષરોના ઉચ્ચારો તેઓ વિચિત્ર રીતે બદલી નાખે છે તેવી વિશિષ્ટતામા તેઓ સ ને બદલે શ, હિન્દુસ્તાની મ્હોમાથી બોલાતા અ ને બદલે અરબી ગળામાથી બોલાતા

*'વિલાયતી' અથવા વિદેશી અરબો મુખ્યત્વે અરબસ્તાનના દક્ષિણના હઝરમૌત પ્રાન્તમાથી આવેલા છે એ પ્રાન્ત બાઇબલમા વર્ણવેલો હઝરમવેથ (Hazarmaveth) પ્રાન્ત છે જુઓ Genesis, X, 26 હઝરમી અરબો તેમની સાહસિકતા અને સર્વવ્યાપકતા માટે સુવિખ્યાત છે, બરટનની અલ્ફ લયલ વ લયલહ (અરેબીઅન નાઇટ્સ) ના પૃષ્ટ ૧૩૬ ઉપર નોંધ ૧ મા જણાવ્યા પ્રમાણે, એક માણસ એક વખત એક હઝરમી અરબના ત્રાસથી ચીન નાસી ગયો હતો ત્યા એક ખડકમા નાત ગાળવાનો તે વિચાર કરતો હતો, તેવામા તેણે કોઈ માણસને મશહૂર હઝરમી પીરને યાદ કરતો, "યા ઈમાદદીન" કહેતો, સાભળ્યો હતો તે ઉપરથી, તે ત્યાથી તરત જ ફરીથી નાસવા મડ્યો હતો, અને હજી પણ તે નાસતો ફરતો દુનિયાનો એવો ખુણો શોધે છે, જ્યા હઝરમી અરબ વસતો હોય નહિ!

સુધી નીચુ પ્હેરણ પ્હેરે છે દેશી રાજ્યોમા નોકરી કરના। અરબો મરાઠાઓ માફક ત્રણ ખુણાની પાઘડી પ્હેરે છે, કમરે વીંટાળેલા કપડાના કમરબધમા જમૈયો ખોસે છે અને સુરવાળો કબઝ ઉચી પ્હેરે છે, તે સિવાય ગરીબ અરબોનો હમેશનો પોશાક ગુજરાતના બીજા મુસલમાનોના પ્હેરવેશથી જુદો પડતો નથી સ્ત્રીઓ અને છોકરાના પ્હેરવેશમા કોઇ વિશેષતા નથી

અરબો સ્વભાવે તામસી અને ઉશ્કેરાય ત્યાર ઝનુની હોવા છતા બીજી રીતે તેઓ શાન્ત, મહેનતુ, કરકસરીઆ અને હેતાળ હોય છે

કેટલાક અરબો વેપારી હોય છે, પરન્તુ ઘણાખરા રાજાઓના અગરક્ષકો તરીકે અથવા બેન્કોમા ચોકીદારો તરીકે નોકરીઓ કરે છે

એક વર્ગ તરીકે તેઓ ગરીબ હોય છે કેટલાક કરકસરીઆ કુટુબો, જેઓ ખર્ચાળ મિજબાનીઓ આપવાના હિન્દી રિવાજ પાળતા નથી, તેઓ સુખી સ્થિતિમા છે પરન્તુ ઘણાખરા દેશરિવાજને અનુસરીને, તેમના ગજા ઉપરાતના ખાતર કરે છે, અને દેશી રાજ્યોમા નોકરીઓ કરનારા પૈકી ઘણાને પગાર અનિયમિત રીતે મળે છે, તેથી તેઓ કરજમા ડુબેલા હોય છે

ધર્મે, અરબસ્તાનના દક્ષિણ-પશ્ચિમના પ્રાન્તોમાથી નવા આવનાર સાધારણ રીતે શાફેઇ મઝહબ અને મસ્કત અને પૂર્વ કિનારાથી આવેલા હબ્બલી મઝહબ પાળે છે સઘળા નવા આવનારા ધર્મની પાબદી (ચુસ્તતા) માટે જુદા પડી આવે છે લાબા વખતથી ગુજરાતમા વસેલા અરબ કુટુબો બીજા સાધારણ સુન્ની મુસલમાનો કરતા તેમની દીની ફરજો અદા કરવામા વધારે સુસ્ત અને સહદયી હોય છે

તેમના કૌટુબિક રીતરિવાજો ઘણી રીતે વિલક્ષણ હોય છે સ્ત્રીઓના સીમંત, બાળકના જન્મ અને કન્યાઓના ઋતુ ધર્મમા

પ્રવેશવાના પ્રસંગોને તેઓ અસભ્ય ગણી, તે પ્રસંગો તેઓ પાળતા નથી. બાળકના જન્મ પછીના સાતમા, ચૌદમા અને એકવીસમા દિવસની વિધિઓ તેઓ એક જ પ્રસંગમા ભેગી કરે છે તેમ જ બાળકનું નામ પાડવાની, તેની સલામતી માટે સદકો આપવાની અર્થાત્ કુરબાની કરવાની અને પુત્રોની સુન્નત કરવાની, આમ ત્રણે વિધિઓ તેઓ એક જ પ્રસંગમા પતાવી નાખે છે

તેમના નામ સાદા હોય છે અને હિન્દુસ્તાનીઓ માફક 'મીયા', 'શેખ' કે 'ભાઈ' તેઓ ઉમેરતા નથી

નિયમ તરીકે, તેઓ છોકરાની બિસ્મિલ્લાહ પઢાવવાની વિધિ કરતા નથી અને શાદી પ્રસંગે માત્ર 'નિકા' પઢાવી, તેઓ ફક્ત એક જ 'વલીમા'નું જમણ કરે છે તે રીતે તેઓ હઝરત પેગમ્બર સાહેબ (સલ) ને અનુસરે છે, જેમણે પોતાની પુત્રી હઝરત બીબી ફાતિમાનું હઝરત અલી સાથે લગ્ન કર્યું હતુ ત્યારે એક જ ખાણું કર્યું હતુ હઝરત રસૂલુલ્લાહ (સલ)ના ફરમાનની તાબેદારીમાં તેઓ મરણ પછી શોકની કોઈ નિશાની રાખતા નથી

અરબો બીજા સુન્ની મુસલમાનો સાથે છુટથી લગ્નવ્યવહાર રાખે છે તેમનામા કોઈ સામાન્ય વા વિશેષ, સામાજિક વા ધાર્મિક બંધારણ* નથી તેમના ઘણાખરા છોકરા કુરઆને શરીફ પઢતા શીખે છે પરંતુ ક્વચિત જ તેમને હિન્દુસ્તાનની કોઈ ભાષા વાચતા લખતા શીખવવામા આવે છે એક વર્ગ તરીકે તેઓ પાશ્ચાત્ય કેળવણી પસંદ કરતા નથી

*નવા આવેલા 'વિલાયતીઓ'માથી કેટલાક તેમની જુની કોમી અદાવતો જારી રાખે છે, અને તે કારણે પ્રતિસ્પર્ધી કોમ સાથે તેઓ કોઈ વ્યવહાર રાખતા નથી પરંતુ એકાદ બે પેઢીઓ હિન્દુસ્તાનમા રહ્યા પછી તેમની જુની અદાવતો ઘસાઈ જાય છે

## બલુચી

બલુચીઓ, તેમના નામ પ્રમાણે બલુચીસ્તાનથી અહીં આવેલાના વંશજો છે તેઓ ગુજરાતના બધા ભાગમા વસે છે, તેમના પોતાના વૃત્તાંત પ્રમાણે, બલુચીઓ મૂળ હલબ અથવા એલેપ્પો અને સીરિયાના ઉત્તર ભાગમાંથી આવેલા છે મુસલમાન તરીકે તેઓ અરબસ્તાનના અલ હિજાઝ પ્રાન્તના અરબો સાથે પોતાનુ પેઢીનામુ સાંકળવા આતુર હોય છે પરંતુ તેમની ભાષા સ્પષ્ટ રીતે હિન્દી-ઈરાની જુથમાંથી છે બલુચીઓનો શારીરિક દેખાવ હઝરત ઈસ્માઇલ (અલ) ની ઔલાદ રૂપે અરબોને લેશ માત્ર મળતો આવતો નથી બલુચીઓની આંખો ઈરાનીઓની આંખો જેવી મોટી, કાળી અને વિચારશીલ હોય છે ઇરાનીઓના શારીરિક અવયવો જેવા તેમના અંગના વિવિધ ભાગો નિયમિત અને ઘાટીલા હોય છે તેમના વાળ લાંબા, ચળકતા, ભમરવાળા અને ઉડતા હોય છે, બર્ટનનુ Sindh Re-Visited પુ ૨, પૃ ૧૫૮

ગુજરાતની સલ્તનતના અન્તકાળમા (ઇ સ ૧૫૫૪-૧૫૬૧) સુલતાન અહમદશાહ બીજાના અમલ દરમ્યાન, રાધનપુર અને સમી ફતેહખાન બલોચને 'જાગીર' તરીકે આપવામા આવેલા હતા તેરવાડા અને રાધનપુરના બલોચો આ ફતેહખાન બલોચના કબીલાની ઔલાદ હોવાનો દાવો કરે છે તેમનામા ઘણા પેટા વિભાગો હોય છે પરંતુ તેઓ અંદર અંદર લગ્ન કરે છે અને પઠાણોની એક પેટા કોમ તરીકે વર્તે છે, તેથી તેમની વિવિધ કોમોના ભેદભાવ અર્થ વિનાના છે, પુરુષો મજબુત, કદાવર, શ્યામવર્ણા અને જુદા પડી આવે તેવા શારીરિક લક્ષણોવાળા હોય છે તેમનામાંથી ઘણા થોડા માથે હજામત કરાવે છે પરંતુ દાઢી રાખવામા તેઓ કોઈ ચોક્કસ નિયમ પાળતા નથી તેમની સ્ત્રીઓ સાધારણ રીતે ગુજરાતની વતની હોય છે,

રાધનપુરથી પશ્ચિમે આશરે આઠ માઈલ ઉપર આવેલા ગોતરકામા જેમનો રોજો છે, તે દાદા મહાબલી નામના પીરને તેઓ માને છે, અને તે રોજાને તેમણે ઘણી જમીનો અને પૈસા આપેલા છે આ પીર મહાબલી મૂળ પટણના શેખ હતા ઉત્તર હિન્દુસ્તાનમા હિન્દુ મુસલમાનો બન્ને માને છે તે જમ્મન જતિ નામના પીરે તેમને સ્વપ્નમા કાળી પાઘડી આપેલી હતી મહાબલીને જમ્મન જતિએ વાગડી જવા અને ત્યા બલુચીઓ હિન્દુ માન્યતાઓ અને રિવાજો તરફ જલદીથી ઢળતા જતા હતા, તેમને ઈસ્લામમા દૃઢ કરવા ફરમાવ્યુ હતુ રાધનપુરથી ઉત્તરે ૫૬ માઈલ ઉપર આવેલા તેરવાડાના બલુચીઓથી વાગડી અને જટવાના જાટ બલુચીઓ જુદી કોમ છે, જો કે પહેરવેશમા અને રિવાજોમા તેઓ એક બીજાથી જુદા પડતા નથી

બલુચીઓ મૂળ શીઆ પંથી છે અને ઉત્તર ગુજરાતના જાટ બલુચીઓ અને ગુજરાતમા છૂટક પથરાયલા બીજા બલુચીઓ માત્ર નામના જ સુન્ની હોય છે એશિયાટીક શોધખોળ (Researches) માં મોહસીન ફાનીના દબીસ્તાને મઝાહીબ નામના પુસ્તકના ગ્રંથ ૭, પૃ ૩૪૪ ઉપર કોલબ્રુક તેમને માટે નોંધ કરે છે કે ' સીંધના બલુચીઓમા ઘણા ખરા ચુસ્ત શીઆ છે અને તેઓ પોતાને ઓળખાવે છે અને કેટલાક વખત સુન્નીઓ તેમને ઓળખે છે તેમ, તેઓ "હઝરત અલીના દોસ્તો" કહેવાય છે બુખારાના સૈયદ રાજેએ આ કોમને સીધે રસ્તે દોરવામા શ્રમ લીધેલો છે તેમના વંશજો હજી તેમનામા વસે છે

## મકરાણી

મકરાણના કિનારા ઉપરથી આવેલા આ પરદેશીઓ આખા ગુજરાતમા નાની સંખ્યામા મળે છે અગાઉ તેઓ સૈનિક તરીકે આવ્યા હતા, અને હજી પણ થોડા તે પ્રમાણે આવે છે તેમનામા

પેટા વિભાગો નથી. તેઓ મધ્યમ કદના, મજબુત બાંધાના, પાતળા ગુમ્લકડી હોય છે, તેઓ માથાના વાળ લાંબા રાખી, માથાના મધ્યમાં ઉપરના ભાગમાં તેની ગાંઠ વાળે છે અને દાઢી વચ્ચેથી બે ભાગમાં વ્હેંચી, તેના છેડા માથા પાછળ બાંધે છે. તેમની સ્ત્રીઓ મુખ્યત્વે ગુજરાતીઓમાંથી હોય છે. તેઓ હિન્દુસ્તાની અને ગુજરાતીની મિશ્ર ભાષા બોલે છે. પુરુષો મારવાડી જેવી નીચી તંગ આંટાવાળી પાઘડી, કાળો-ભુરો ગજીના ગજનો કોટ, અને ટુંકી ચુસ્ત સુરવાળ પહેરે છે. સ્ત્રીઓ મુસલમાની પોશાક પહેરે છે. પુરુષો લશ્કરી સિપાહીઓ અને ચોકીદારોની નોકરીઓ કરે છે. સ્ત્રીઓ ઘરકામ કરે છે અને કાંતે છે. પુરુષો બહાદુર પણ અફીણી અને દારૂડીયા, વિલાસી અને સ્ત્રીઓ ઉપર તીવ્ર દેખરેખ રાખનારા સ્વામીઓ હોય છે. તેમની સ્ત્રીઓ જાહેરમાં બહાર નીકળતી નથી. તેઓ ગરીબ છે અને ઘણા દેવાદાર હોય છે. મઝહબે તેઓ સુન્ની હોય છે, અને કેટલાક કુરઆને શરીફ શીખે છે અને નમાઝ પઢે છે. તેમનામાં કોઈ ખાસ રિવાજો નથી. તેઓ ગરીબ મુસલમાનોની કન્યાઓ પરણે છે અને કેટલાક હિન્દુ સ્ત્રીઓ રખાત તરીકે રાખે છે. તેમનામાં કોમી બંધારણ કે કોમનો કોઈ મુખી નથી. તેઓ તેમના છોકરાંને શાળાઓમાં મોકલતા નથી, અને તેમનામાં કોઈ ઉંચે હોદ્દે ચઢેલા નથી.

## મીરધા

મીરધા* મૂળ જાસુસો હતા. તેઓ ગુજરાતના ઉત્તર ભાગમાં ન્હાની સંખ્યામાં મળે છે. તેઓ કંઈક વિદેશી અને કંઈક રજપૂત-માંથી છે. ગુજરાતના સુલતાનોના જમાનામાં તેઓ જાસુસોની નોકરી

* મીરધા શબ્દ ફારસી 'મીર'—અમીર, સરદાર અને 'દેહ'—ગામ ઉપરથી થયેલો છે. 'મીર દેહ'—ગામનો માલિક, જેને સાધારણ રીતે ગામનો 'મુખી' કહે છે.

કરતા હતા; અને હવે તેઓ કાસદો અને પોલીસ સિપાહીઓ તરીકે કામ કરે છે. દેશી રાજ્યોમાં મીરધા સરકારી જાસુસો હતા. હવે તે કામ મુસલમાનોમાંથી શેખ વા પઠાણ અથવા હિન્દુઓમાંથી બ્રાહ્મણો કરે છે. પાલનપુર એજન્સીમાં આ પ્રકારનું ખાતું હવે નામનું જ છે. ત્યાં મીરધાઓનું કામ ઔદીચ્ય બ્રાહ્મણો કરે છે.



## વિભાગ ૨

### હિન્દુઓમાંથી થયેલા મુસલમાનો



સ્થાનિક મુસલમાનો લગભગ બધા જ હિન્દુઓમાંથી મુસલમાન થયેલા છે. તેમની ૭૮ જાતો છે: નવ ધાર્મિક, પાંચ વેપારી, અઢાર ખેડુતો, બાવીસ કારીગરો, દશ નોકરો, અને ચૌદ મજુરી કરનાર છે. એ ૭૮ માંથી પાંસઠ સુન્ની અને નવ શીઆ છે, બાકીના ચાર દૂધેની બ્રાહ્મણો, કમાલીઆ, મતીઆ કણબી અને શેખડા સુની શીઆ કોઇ વર્ગમાં મુકી શકાય તેવા નથી.

### ૧. ધાર્મિક કોમો

આ વર્ગોમાં જુદી જુદી જાતના અથવા જમાતના ફકીરો છે. ભિક્ષાવૃત્તિ આદરતી આ લગભગ સઘળી કોમો રખડતી જીંદગી ગાળે છે: અને તેમની જમાતોમાં હિન્દના લગભગ બધા જ પ્રાન્તના અને દરેક જાતના માણસો હોય છે. પરંતુ આ અપવાદ રૂપે છે. પ્રત્યેક વર્ગના ફકીરોમાં મોટી સંખ્યા ગુજરાતીઓની હોય છે; અને તેઓ કવચિત જ ગુજરાત છોડીને બહાર જાય છે.

ભીખ માગનારી કોમોમાં સૌથી પહેલો જથો નામ વિનાનો છે: સુરતમાં મોટે ભાગે હલકા મોમના વણકરો, અમદાવાદમાં હલકા મોમનાઓ, ઢેડ, વાઘરી અને મારવાડીઓ રાત દિવસ ઘેર ઘેર રખડીને પૈસા, કાચું અનાજ અને રાંધેલું અન્ન ભેગું કરે છે. તેમાંથી પૈસા તેઓ રાખે છે અને કાચું અને રાંધેલું અનાજ તેઓ કુંભાર અને ધોબીઓને તેમનાં ગધેડાં અને આખલાઓને ખવડાવવા વેચી દે છે. બીજા

સખીઓ (ઉદાર) ને વખાણી અને બખીલો (કંજુસો) ને વખોડી ધુમ મચાવે છેઃ. " અલ્લાહ નામકા પૈસા, નબી નામકી રોટી, હુસન નામકા કપડા, દેવે દિલાવે વો પાએગા, દુનિયામેં દસ દકા, આકેબતમેં સો દકા, દેવે વો સખી, ના દેવે વો મુજી; સખીસે નજીક અલ્લાહ, સખી વો હબીબુલ્લાહ ".

આ નનામા આળસુ ફકીરો સિવાય, સામાન્ય ફકીરોના મુખ્ય બે વર્ગ છે, અને તેમની અગિયાર* જમાતો છે. ઇસ્લામની શરીઅતની અવગણના કરનારા " બેશર'અ ", અને શરીઅતને અનુસરનારા, "બાશર'અ" કહેવાય છે. બેશર'અ ફકીરોને ઓરતો, કુટુંબો કે ઘરબાર હોતાં નથી. તેઓ શરાબ પીએ છે, રોજા રાખતા નથી, નમાઝ પઢતા નથી અને નીતિ×× પાળતા નથી. બાશર'અ ફકીરો ઘરબારી અને કુટુંબવાળા હોય છે, શરીઅતના નિયમો મુજબ નમાઝ પઢે છે અને રોજા રાખે છે તથા સઘળા ઇસ્લામી કાનુનો પાળે છે.

દરેક જમાતમાં સાધારણ રીતે ત્રણ આગેવાનો હોય છે. તેમાં એક સૌથી ઉપરી હોય છે. તેને 'સર-ગિરોહ': જમાતનો મુખી કહે છે. તે આખી જમાત ઉપર અધિકાર ભોગવે છે. અને બધાની કમાઇમાંથી તેને ભાગ આપવામાં આવે છે. બીજા બે તેના હાથ નીચે કામ કરે છે. તેમાં એક 'ઇઝ્ની' (ઇઝન-નોતરૂં): નોતરીઓ વા 'નકિબ' કહેવાય છે. તે જમાતના માણસોને ચેલા મુંડન, લગ્ન અને મરણના પ્રસંગોએ ભેગા કરે છે. બીજો 'ભંડારી': કોશાધ્યક્ષ-નાણાંની વ્યવસ્થા કરનાર હોય છે. તેની ફરજ ફકીરોની

---

*નીચે વિગતવાર વર્ણનમાં મૂળ લેખકે દશ જમાતો વર્ણવેલી છેઃ ભાષાન્તર કર્તા.

×× ખા. બા. કાઝી શમ્સુદ્દીન સાહેબના મત પ્રમાણે ઘણાખરા બેશર'અ ફકીરો, 'સુફી' શબ્દનો અર્થ પણ સમજ્યા વિના, પોતે સુફી હોવાનો ડોળ કરે છે.

જમાત ભેગી થાય ત્યારે ચલમ પાણીનો બંદોબસ્ત કરવાની હોય છે

ફકીરોમાં બે વર્ગ હોય છેઃ ગુરુઓ–મુરશિદ, અને શિષ્યો–ખાદિમ–(ચાકરી કરનાર) કહેવાય છે. દરેક નવો ફકીર ગમે તે એકાદ 'મુરશિદ'નો 'ખાદિમ' થાય છે. મુરશિદ ચેલા–મુંડનની વિધિ યથાસ્થિત થાય છે કે કેમ તેનું ધ્યાન રાખે છે. ચેલાના કેશ ઉતરાવી, તેને સ્નાન કરાવવામાં આવે છે; તેમની જમાતના મુખીઓનાં નામ તેને શીખવવામાં આવે છે; તેને તે મુખીઓને માન આપવાનું વચન આપવું પડે છે, તેને પહેરવાનાં અમુક કપડાં આપવામાં આવે છે; તેનું નવું નામ પાડવામાં આવે છે; તેને સલામ કરવાની નવી રીત શીખવવામાં આવે છે; તેને ચોરી નહિ કરવા, જુઠું નહિ બોલવા તથા વ્યભિચાર નહિ કરવા સોગંદ આપવામાં આવે છે; અને ફકીર તરીકે અથવા બીજા ધંધામાં મહેનત કરી, હલાલ રોજી કમાવા કહેવામાં આવે છે; અને, છેવટે, ચેલા મુંડનની મિજબાની બરાબર અપાય છે કે કેમ, તે જોવાનું કામ મુરશિદનું હોય છે. દર રોજ સાંજે નવો ચેલો જમાતના 'સર ગિરોહ' પાસે પોતાની તે દિવસની કમાઈ રજુ કરે છે તેમાંથી પોતાને માટે થોડું લઈ, અને ભંડારીના ખર્ચનો ભાગ કહાડી લઈ, બાકીનું તે ચેલાને પાછું આપવામાં આવે છે. તે રકમ તે ચેલો પોતાના 'મુરશિદ' પાસે લઈ જાય છે. મુરશિદ ખાદિમને થોડી રકમ તેના ખિસ્સા ખર્ચ માટે આપે છે અને બાકીની પોતાને માટે રાખે છે. જ્યાં સુધી મુરશિદ હયાત હોય ત્યાં સુધી તે નવો ચેલો તે જ પ્રમાણે તેનો ખાદિમ થઈને રહે છે. પરંતુ મુરશિદ ખુદાની રહમતે પહોંચે ત્યારે સૌથી વડો ખાદિમ મુરશિદ થાય છે; અથવા મુરશિદને પુત્ર હોય તો તે પુત્ર અને વડો ખાદિમ તેમના મુરશિદના ખાદિમો પોતાના બેમાં વ્હેંચી લે છે.

દશ જમાતોમાંથી બે, અબ્દાલી અને નકશબંદી હજીઅન ખાનદાન ખાદિ-'મ વર્ગમાંથી છે; જ્યારે બાકીના આઠ—એનાદ,

હીજડા, હુસેની બ્રાહ્મણો, કલન્દર, મદારી, મુસા સુહાગ, રિફાઇ અને રસુલશાહી શરીઅત નહિં પાળનારા બેશર'અ વર્ગના છે.

## અબ્દાલી

અબ્દાલીને 'દફ' નામનું ઢોલ વગાડનારા 'દફાલી' અથવા 'ફદાલી' પણ કહે છે. તેઓ આખા ગુજરાતમાં નાની નાની સંખ્યામાં મળે છે. તેઓ હિન્દુસ્તાની બોલે છે, અને ડંકા નામનું એક છેડાવાળું વાજું વગાડતા અને દીની કવ્વાલીઓ ગાતા, અલ્લાહ નામે માગે છે. ભુત પલીત અને જીન કહાડનારા ભુવાઓને જે પ્રકારની ગઝલો ભુત અને જીન કહાડવામાં ગાવા જોઈએ, તેવી ગઝલો ગાવાનો તેમનો મુખ્ય ધંધો હોય છે. તેઓ શરીઅત પાળનારા બાશર'અ વર્ગના હોવાથી, તેઓ પરણે છે અને તેમનામાંના કેટલાક સ્થાયી ઘરબાર કરી રહેલા અને સુખી સ્થિતિના હોય છે. તેઓ ઝાઝા ધાર્મિક હોતા નથી અને તેમનામાં જુજ બંધારણ હોય છે. ઉત્તર ગુજરાતમાં, શહેરો અને ગામડાંમાં, મુસલમાનોનાં મકાનો ઉપર અબ્દાલીઓનો બાંધેલો કર હોય છે. તે કર કેટલાક વખત અનાજમાં અને કેટલાક વખત પૈસામાં આપવામાં આવે છે. તે કર આઠ આનાથી બે રૂપિયા સુધીનો હોય છે.

## નક્શબંદી

નક્શબંદી, નક્શ (નિશાની) બનાવનારા આખા ગુજરાતમાં નાની નાની સંખ્યામાં મળે છે. તેઓ ખ્વાજા બહાઉદ્દીન નક્શબંદ નામના પીરના અનુયાયીઓ છે, અને હિન્દુસ્તાની બોલે છે. તેઓ માથું ખુલ્લું રાખે છે. અને માથાના વાળ અને દાઢી લાંબી વધારે છે અને તે બન્ને બરાબર હોળીને રાખે છે. તેઓ લાંબાં, બ્હાંયો વિનાના અને સીવ્યા સિવાયનાં કુરતાં (પ્હેરણ), કમરે કાળી અથવા ગતી સુતરાઉ લુંગી અને જોડા પ્હેરે છે વરસાદ અથવા પવનથી હોલાય નહિં તેવો પીત્તળનો ખુલ્લો, જાડી દીવેટવાળો, બળતો દીવો હાથમાં

બોલવા ચાલવામાં સ્ત્રીઓનું અનુકરણ કરે છે. આવા સોગંદ ઘણ વખત તો, લાંબા કાળ સુધી પ્રજા નહિ થવાથી, વંઝાપો દૂર કરવા, માતાઓ પોતે જ લે છે, અને ક્વચિત્ છોકરો પોતે પણ કોઈ ભારે મંદવાડમાંથી ઉઠ્યા પછી આવી બાધા માને છે. ગુજરાતના દક્ષિણ ભાગના હીજડાઓ ઘાઘરા, સાડલા પહેરે છે, પરંતુ નર્મદા નદીના ઉત્તરના પ્રદેશના હીજડાઓ મુસલમાન સ્ત્રીઓ જેવાં કપડાં પહેરે છે. જાણે પોતે સ્ત્રીઓ હોય તેમ તેઓ વર્તે છે, અને કેટલાક તો સૃષ્ટિક્રમ વિરુદ્ધ મૈથુનને પોતાનું જીવન અર્પણ કરી, તેની કમાઈ ઉપર જીવે છે.

હીજડા કરવાની ક્રિયા અમદાવાદથી ઇશાન ખુણામાં સાઠ માઈલ ઉપર આવેલા સંખલપુર નામના ગામમાં, બહુચરા માતાના મંદિરમાં થાય છે. ત્યાં નવો ઉમેદવાર કોઈ જુના હીજડા સાથે, તેના વાલીપણામાં જાય છે. તે છોકરાને તેના વાલી હીજડાની છોકરી તરીકે ઓળખવામાં આવે છે. તેનો ક્રિયાકાંડ ગુપ્ત રાખવામાં આવે છે. કહેવાય છે કે આ શસ્ત્રક્રિયા તથા હીજડાના સંઘમાં દાખલ કરવાની પ્રવેશક વિધિ બધા બારણે, વાર તહેવારનાં સારાં સારાં કપડાં પહેરી બેઠેલા હીજડાઓની હાજરીમાં થાય છે. શુભ ચોઘડિયું કરી, નવી આગ સળગાવી "તપન" નામની [illegible] તગારું મૂકે [illegible] તેનું તેજ ઉકરડા માટે ત્યારે, મંડળીમાંથી થોડાક જણ આ નવા ચેલાને નગ્ન કરાવી, સ્ત્રીનાં રાતાં કપડાં પહેરાવી, ફુલહારથી શણગારી, ઓરડીના વચ્ચે એક બાજઠ ઉપર બેસાડી, ઢોલ મંજીરાના તાલ સાથે ગાય છે. બીજાઓ શસ્ત્રક્રિયાનો ઓરડો તૈયાર કરે છે. આ ઓરડાના મધ્યમાં [illegible] ગાળી પાથરી. તેનો એક [illegible] ખૂણામાં આવેલો હોય છે. શસ્ત્રક્રિયાનો સમય થાય છે ત્યારે આ નવા દીક્ષિતને તે ઓરડામાં લઈ જઈ, [illegible] તેને [illegible] ગુપ્ત [illegible] [illegible]

આવે છે. મંડળીમાંના થોડાક જણ નવા થનાર હીજડાના હાથ પગ મજબુત પકડી રાખે છે. તે વખતે શસ્ત્રક્રિયા કરનાર, જાણે કંઈ જ કરવાનું ના હોય તેમ, બેદરકાર રીતે પાસે ઉભો રહે છે. અને જ્યારે સુતેલા તેના "દરદી"નું ધ્યાન બીજે કંઈ રોકાયેલું હોય છે ત્યારે એકાએક, બહુ ચાલાકીથી, એક જ ઝટકાથી ઈંદ્રિ અને અંડ બન્ને એક સાથે છાંટી નાખે છે. ઘા ઉપર પોતાના મ્હોના પાનની પીચકારી મારી, ઘામાંથી વ્હેતું લોહી બંધ કરવા, તે ઉપર બાવળની રાખ દબાવે છે. આ ક્રિયામાં જીંદગીનું જોખમ સમાયેલું હોય છે. કેટલાક વખત માણસ મરી પણ જાય છે.

ગુજરાતના ઉત્તર ભાગના કેટલાક હીજડાઓ, જો કે પોતે બહુચરા માતાના ભક્તો હોવાનું કહે છે, તોપણ તેઓ પોતાને ખાસી કરાવતા નથી, તેમ તેઓ સ્ત્રીઓનાં કપડાં પણ પ્હેરતા નથી. પરંતુ તેઓ માત્ર દુરાચારી સ્ત્રીઓના લટકા ચટકાની નકલ કરે છે. તેઓ પરણે છે અને તેમને પ્રજા થાય છે. તેઓ ફક્ત નામના જ હીજડા હોય છે.×

સાધારણ રીતે ગુજરાતના જે હીજડાઓને ગુજરાતનાં સ્વતંત્ર સાધનો હોય તેમને સૃષ્ટિક્રમ વિરુદ્ધ મૈથુન ઝાઝું આચરવાની આવશ્યકતા રહેતી નથી.

બહુચરા માતાના ભક્તો તરીકે જે જમીનો વા જમીનોમાં હક્કો, દેશી રાજ્યો, ગ્રામ્ય પંચાયતો તથા ખાનગી ગૃહસ્થોએ દેવીને અર્પેલા હોય છે, તેનો તેઓ ઉપભોગ કરે છે. તે ઉપરાંત, અમુક જ્ઞાતિઓ ઉપર નિશ્ચિત વાર્ષિક ફાળા ઉઘરાવવાના હક તેઓ ભોગવે છે, હીજડાઓની માગણીઓનો ઇનકાર કરવાનું ભાગ્યેજ બને છે! 

× ગરીબ મુસલમાનોને ત્યાં પુત્ર જન્મ પ્રસંગોએ તેઓ ગાવા બજાવવા જાય છે. આ વર્ગના હીજડા અમદાવાદ અને આજુબાજુના પ્રદેશમાં વસે છે.

તેમની સ્થાનિક વસતી આખી જમાત તેવા માણસના ઘરને ઘેરો ઘાલે છે અને બીભત્સ ગાળાના ઘાયથી તેને શરમાવી મુકે છે

## હુસેની બ્રાહ્મણો

હુસેની બ્રાહ્મણો પોતાને અથર્વવેદના અનુયાયીઓ કહેવડાવે છે ઇસ્લામના હઝરત પેગમ્બર સાહેબ (સલ) ના નવાસા (દોહિત્ર) હઝરત ઇમામ હુસેન (રદી) ને નામે તેઓ ભિક્ષા માગે છે તેથી તેમનુ નામ 'હુસેની' પડેલુ છે તેમણે ઇસ્લામ ધર્મ સ્વીકારેલો હોતો નથી છતા ઇસ્લામના જે સિદ્ધાંતો હિન્દુ ધર્મથી વિરૂદ્ધ હોતા નથી, તે તેઓ પાળે છે તેમનુ મુખ્ય મથક અજમેર છે અને થોડા ઘણા વડોદરા અને અમદાવાદમા પણ વસે છે તેમના વડા ધર્મગુરૂને તેના ગળાની આજુબાજુ એક કુદરતી, ગોળ, લાલ લીટીની નિશાની* હોય છે તેના મૃત્યુ પછી એવી નિશાનીવાળા બીજા માણસની શોધ કરી તેને તેઓ તેના જગ્યાએ સ્થાપે છે

ગુજરાતના વડા ધર્મગુરૂનુ સદર સ્ટેશન વડોદરા છે ત્યાથી તે પોતાના પંથના અનુયાયીઓને ત્યા જાય છે અને તેમના પાસેથી બક્ષિસો અને સીધા મેળવે છે તેમની પોતાની તવારીખ પ્રમાણે અમદાવાદના હુસેની બ્રાહ્મણો છથી સાત પેઢીઓથી ત્યા રહે છે (ઈ સ ૧૮૮૮) ઘરમા તેઓ હિન્દુસ્તાની બોલે છે તેઓ ઇસ્લામી શરીઅત નહિ પાળનારા બેશરઅ વર્ગના માણસો છે ગાયના ગોશ્ત સિવાય બીજો બધો માંસાહાર તેઓ ગુપ્ત રીતે ખાય છે તેઓ અફીણ અને ભાંગ વાપરે છે, પરંતુ મદ્યપાન કરતા નથી ભિક્ષાવૃત્તિ ઉપરાંત, તેઓ જ્યોતિષ અને સામુદ્રિકમાંથી ઉપજીવિકા મેળવે છે મદરસા

*આવી નિશાની ૨૫-૩૦ વર્ષના ગાળામા કદાચ એકાદ જણને જ હોય છે તે એક પટો જાણે ગુપ્તી ગમનો દાગ પડેલો હોય તેમ લાગે છે કેટલીક જગ્યાએ તે વધારે ચળકિત અને કેટલીક જગ્યાએ તે ઝાંખો હોય છે દેખાવમા તે નિમળની કુદરતી હોય છે

જોવામાં તેઓ પ્રવીણ મનાય છે. ઘણા સુખી સ્થિતિના હોય છે. પુરૂષો મુસલમાનો જેવાં અને સ્ત્રીઓ હિન્દુઓ જેવાં કપડાં પ્હેરે છે. તેઓ અજમેર શરીફના પીર ખ્વાજા મુઈનુદ્દીન ચીસ્તી (૨૯.)ને માને છે. તેઓ મુસલમાન તેમજ હિન્દુ શકુન જુએ છે. હિન્દુ રિવાજોમાં તેઓ કપાળે તિલક કરે છે; અને છોકરાંનાં નામ હિન્દુઓ જેવાં પાડે છે. તેઓ મુસલમાનો માફક સુન્નત કરાવતા નથી. તેમનો જ ગોર તેમનાં લગ્નની ક્રિયાઓ કરાવે છે. તેમનામાં મરી જાય તેમને તેઓ બેઠેલી સ્થિતિમાં દફન કરે છે. તે સિવાય તેમના બાકીના રિવાજો ઇસ્લામી હોય છે. રમજાન શરીફના રોજા પણ તેઓ રાખે છે.

## કલંદર

કલંદર એ અરબી શબ્દનો અર્થ 'દરવિશ'–સાધુ છે. આખા ગુજરાતમાં તેઓ નાની નાની સંખ્યામાં મળે છે. તેઓ હિન્દુસ્તાની બોલે છે અને ગરીબ મુસલમાનો જેવાં કપડાં પ્હેરે છે. તેઓ ભીખ માગતા સઘળે સ્થળે ભટકે છે. તેઓ ઘણા મજબુત બાંધાના હોય છે. તેમને ભીખ નહિં આપનારને તેઓ ઘણા હેરાન કરે છે. તેઓ ઇસ્લામની શરીઅત નહિં પાળનારા બેશર'અ જાતના સુન્ની ફકીરો છે. તેઓ આખા શરીરના વાળ લેવડાવે છે. આંખની ભમરો કાતરેલી રાખવી, એ એમનો એમના પંથમા દિક્ષા લેતી વખતનો સૌથી અગત્યનો ક્રિયાકાંડ છે.

## મદારી

મદારી નામ શામ (સીરિયા)ના બ્રહ્મચારી પીર હઝરત બદીઉદ્દીન મદાર શાહના નામ ઉપરથી પડેલુ છે. કાનુને-ઇસ્લામમાં પૃ. ૨૪૧ ઉપર જણાવ્યા પ્રમાણે, એ પીર કાનપોર પાસે મકનપુરમાં એમના રોજામાં હજી હયાત છે. મદારીઓ આખા ગુજરાતમાં અહીં તહીં નાની નાની સંખ્યામાં રહે છે. તેઓ હિન્દુસ્તાની બોલે છે અને ગરીબ મુસલમાનો જેવાં કપડાં પ્હેરે છે. લોકો તેમને જલદીથી ભીખ

આપે, તે ઉપરાંત તેઓ ભારે સાંકળો ખેંચતા અથવા પગ ઉપર ચાબુક મારતા ફરે છે બીજાઓ માંકડા અથવા રીંછના ખેલ કરે છે, અથવા દોરડા ઉપર નટ માફક નાચે છે. તેઓ કજીયાખોર, જક્કી અને કાછડીછુટા હોય છે તેઓ ઇસ્લામની શરીઅત નહિ પાળનાર બેશરઅ જાતના સુન્ની મુસલમાનો છે. તેમને સ્ત્રીઓ અને છોકરા હોય છે છતા તેઓ ઘરબાર વિના રહે છે ભીખ માગવાના પ્રસંગોએ તેઓ એકેક બબ્બે અથવા ત્રણ ત્રણની ટોળીઓમા ફરે છે તેમની જમાતનુ બંધારણ સારૂ હોય છે. તેથી તેમની સખ્યા ઓછી થતી નથી

## મુસા સુહાગ

મુસા સુહાગ જાતના ફકીરો, હઝરત મુસા સુહાગ (રહ) નામના પીરને માનનાર અને સૌભાગ્યવતી સ્ત્રીઓના કપડામા ફરનાર, આખા ગુજરાતમા એકાદ એકાદ મળે છે તેમના આ મુખ્ય પીર પંદરમા શતકના અંતમા થઇ ગયા છે એક વૃત્તાંત પ્રમાણે, જે સ્વાર્પણથી સ્ત્રી સ્વામીની સેવા કરે છે, તે રૂપક અનુસાર અલ્લાહ તા'લા ઉપર પોતે દિલોજાનથી ફિદા છે, એમ દર્શાવવા, આ પીર સ્ત્રીના કપડા પ્હેરતા હતા તેઓ મશહુર કવ્વાલી (ગવૈયા) અને વલી હતા તેમની દુઆથી એક વખત ગુજરાત પ્રાન્ત દુષ્કાળમાથી બચી ગયો હતો બીજા વૃત્તાંત પ્રમાણે, લોકો હઝરત મુસા (રહ) ની પાછળ પડી તેમને એટલા સતાવતા હતા કે તેમનાથી છુપા રહેવા તેઓ સ્ત્રીના કપડા પ્હેરતા હતા આ સોંગ (ગુપ્ત વેશ)મા પણ લોકોએ તેમની શોધી કહાડ્યા હતા આખરે એ પ્રકારના જીવનથી કંટાળી, એક દિવસે, તેમણે જમીન ઉપર પગ ઠોકવાથી, જમીનમા ફાટ પડી હતી અને પોતે તેમા સમાઇ ગયા હતા

તેમના પીરના આ સોંગની યાદમા, આ જમાતના ઘણાખરા ફકીરો, જો કે દાઢી કઢાવતા નથી, છતા પણ સ્ત્રીઓ માફક

લાલ સાડીના દુપટ્ટા, લાંબા ઝભ્ભા અને સુરવાળો પ્હેરે છે.× તેઓ સ્ત્રીઓ માફક હાથે બંગડીઓ, પગે ઘુઘરીઓવાળા છડા, અને બીજા સ્ત્રીઓના દાગીના પ્હેરે છે.

તેઓ એકલા ફરે છે. અને ગાયન કે બીજો દેખાવ કર્યા સિવાય લોકોને આશિષ આપે છે. તેઓ ફરેલ અને શાન્ત હોય છે. અને લોકો તેમને સાધારણ રીતે ચ્હાય છે. તેઓ હિંદુસ્તાની બોલે છે. તેઓ મઝહબે સુન્ની હોય છે. તેઓ કદિ પરણતા નથી. તેમનું મુખ્ય મથક અમદાવાદમાં છે. ત્યાં શહેરની ઉત્તર તરફના દિલ્હી દરવાજા બ્હાર થોડે છેટે હઝરત પીર મુસા સુહાગ (ર.હ.) નો રોઝો* છે. તેમની જમાત નાની છે. તેથી તેમનામાં કંઈ બંધારણ નથી.

---

×કેટલાક પુરૂષો જેવાં કપડાં પ્હેરે છે, પરંતુ નાકમાં 'બુલાક' જાતની વાળી પ્હેરે છે. આ વાળી બે નસકોરાં વચ્ચેના ભાગમાં વિંધ પાડી ત્યાં પ્હેરવામાં આવે છે. કોઈ વિધવા સ્ત્રી બુલાક પ્હેરી શકે નહિં. તેથી આ નિશાની ઉપરથી આ વર્ગના ફકીરો પોતે અલ્લાહ તા'લાની સદા સૌભાગ્યવતી બીબીઓ હોવાનું જણાવે છે.

*આ રોઝાની પાસે ચંપાનું એક મોટું ઝાડ છે. તેની ડાળીઓમાં સેંકડો બંગડીઓ, તેમાં કેટલીક સુંદર નકશીવાળી કાચની બંગડીઓ ભરાવેલી હોય છે. આ બંગડીઓ એ ચંપાની ડાળીઓ ફુંટાયલી હોય છે, તેના નીચેના ભાગમા ભરાવેલી હોય છે. કેટલીક ડાળીઓમાં તો તે શી રીતે ભરાવવામાં આવેલી હશે, તે સમજી શકાતુ નથી. જેમણે તે ચંપા ઉપર બંગડીઓ ચઢાવવાની માનતા માનેલી હોય છે, તેઓ તેની ડાળીઓ ઉપર બંગડીઓ નાખે છે. જો તે બંગડીઓ તે ડાળીઓમાં ભરાઇ જાય છે, તો તેમની પ્રાર્થના સ્વીકારાઇ છે, એમ તેઓ માને છે.

એ મસ્જિદના કમ્પાઉન્ડની અંદર એ પીરની ચાર તુરબતો (કબરો) છે, અને કમ્પાઉન્ડની દિવાલ બ્હાર તેમની પાંચમી તુરબત છે. એમ

સ્ત્રીઓનો પ્હેરવેશ અને આખી જીંદગી બ્રહ્મચારી રહેવાનું વ્રત સામાન્ય રીતે અરૂચિકર હોવાથી, તેમને વધારે ચેલા મળતા નથી. અને તેમને છોકરાં હોતાં નથી, તેથી તેમની સંખ્યા ઘટતી જાય છે.

## રફાઇ.

રફાઇ, અર્થાત્ શરીફ (ઉચ્ચ) ફકીરોને "મ્હેદિયા" વા "મ્હોંચીગ" પણ કહે છે. તેઓ આખા ગુજરાતમાં મોટી સંખ્યામાં મળે છે. તેઓ હજરત સૈયદ અહમદ કબીર (રહ.)ના અનુયાયીઓ છે, અને હિન્દુસ્તાની બોલે છે. તેઓ ધોતી પ્હેરે છે, તે સિવાય બીજાં કપડાં તેઓ હલકા વર્ગના મુસલમાનો માફક પ્હેરે છે. તેઓ જમણા હાથમાં લોઢાનો બાર ઇંચ લાંબો, નીચેથી તીક્ષ્ણ અણીવાળો અને મથાળે નાની નાની લોઢાની અનેક સાંકળીઓવાળો 'ગુર્જ' ખખડાવતા, ભીખ માગે છે. લોકો તેમને ભીખ આપવામાં ઢીલ કરે છે તો તેઓ તે ગુર્જની તીક્ષ્ણ અણી પોતાના ગાલ અથવા આંખ ઉપર મારે છે. દેખીતી રીતે તેમને કંઇ વાગતું જણાતું નથી તેઓ અલ્લાહ નામે ભીખ માગે છે. તેઓ ભીખ માગવામાં બહુ જક્કી હોય છે અને લોકોને ઘણા હેરાન કરે છે. તેઓ કેફી વસ્તુઓના શોખીન હોય છે, છતાં તેમનામાંથી ઘણા થોડા દારૂ પીએ છે. તેઓ સુન્ની મઝહબ પાળે છે; જો કે ઘણા ભાગ શરીઅત નહિ પાળનાર

કહેવાય છે કે જ્યારે તે વખતના બાદશાહે (સુલતાન મહમૂદ બેગડાએ) હજરત મુસા સુહાગ (રહ.) ઉપર જમીન દફાઇ જતી જોઇ ત્યારે તેણે તે જગ્યાએ ખોદાવ્યું હતું. પરંતુ હજરત મુસા સુહાગ (રહ.)નું મસ્તક બીજી જગ્યાએ દેખાયું હતું; આમ ચાર વખત ખોદવું પડ્યું હતું. છેવટે સુલતાને કહ્યું હતું કે હવે ફુલ ચઢાવો. આ ઉપ-થી એ પીરનું મસ્તક ફરી દેખાયું હતું. તે પાંચમી વખત પીરનું મસ્તક દિવાલ બ્હાર દેખાયું હતું. અને પોતાને ફુલ વગેરે કંઇ જોઇતું નથી, એમ કહી એ પીરનું મસ્તક સદા માટે અદૃષ્ય થઇ ગયું હતું.

બેશરઅ વર્ગના હોય છે, છતા કેટલાક શરીઅતને અનુસરે છે અને તેમને બૈરા છોકરા હોય છે તેમના છોકરા બાપનો પેશો (ધધો) પકડે તેમની છોકરીઓ બીજા ફકીરોને પરણે છે તેઓ એકદરે ગરીબ હાલતમા હોય છે

## રસૂલશાહી

રસૂલુલ્લાહ અલ્લાહના રસૂલ (સલ) ના અનુયાયી આ ફકીરો 'મસ્તાન' મસ્ત માણસો પણ કહેવાય છે તેઓ આખા ગુજરાતમા થોડી સખ્યામા મળે છે તેમના દેખાવમા કોઇ વિશિષ્ટતા નથી તેઓ હિન્દુસ્તાની બોલે છે તેઓ ઝાઝા કપડા પહેરવાનો વાધો લે છે, અને ફક્ત પહેરણ અને લુગી (કાછડી વાળ્યા વિનાની ધોતી) પ્હેરે છે તેઓ હાથમા લાકડાનો મ્હોટો ડડો લઈને ફરે છે, અને ભીખ માગી શરાબમા ખર્ચે છે તેઓ બહુ લફગા હોય છે અને લોકોને ઘણા હેરાન કરે છે તેઓ શરીઅત નહિ પાળનારા બેશરઅ વર્ગના સુન્નીઓ છે તેમને ઘરબાર કે બૈરા હોતા નથી તેમની સખ્યા બહુ નાની છે જો કે તેમની જમાતનો મુખી હોય છે છતા તેમનામા બધારણ જેવુ કઈ હોતુ નથી

## ૨. વેપારી વર્ગો

વેપારીઓના પાંચ મુખ્ય વર્ગો છે વ્હોરાઓ * દુધવાળા, ઘાંચીઆ ખોજાઓ અને મેમણો

### વ્હોરાઓ

ગુજરાતના મુસલમાનોમા સૌથી માલદાર અને સૌથી આબાદ વર્ગ આ વેપારી વ્હોરાઓનો છે તેઓ મોટે ઈસ્માઈલી જાતના મુસ્તાલી શાખાના મૂળ તો બધા જ શીઆઓ હતા

વ્હોરા ઉપનામની ઉત્પત્તિ અનિશ્ચિત છે સાધારણ રીતે તેમનો સંબંધ મારવાડ, રજપૂતાના અને બીજા પ્રાન્તોમા હાલ પણ વસતા હિન્દુ વ્હોરાઓ સાથે જોડવામા આવે છે

---

* વ્હોરાઓના વૃત્તાન્તમા કેટલોક ઐતિહાસિક વિભાગ અને બીજી હકીકત રંગુનના મીરઝા અબ્દુલહુસેને તૈયાર કરેલા ભાગોમાથી અહીં ઉતારેલા છે

+ માલ્કમનું મધ્ય હિન્દુસ્તાન પુ–૨–૩, ટોડનું રાજસ્થાન, પુ ૨, પૃ ૪૮૧, (૧૮૩૨ ની આવૃત્તિ) ઇલીયટની પ્રજાઓ પુ ૧ પૃ ૪૪ મીરઆતે અહમદી (ફા ની આવૃત્તિ પુ [illegible] પૃ ૮૭) વ્હોરા નામની હિન્દુ વ્યુત્પત્તિને પુષ્ટિ આપે છે તેમા કહેલુ છે કે ઘણા બ્રાહ્મણો અને વાણીઆઓ જેઓ અગાઉ વેપારી હતા તેમણે ઇસ્લામ સ્વીકાર્યા પછી પણ પોતાની મૂળ વ્હોરા'ની અટક ચાલુ રાખી હતી ઘણા વાણીઆઓની અને નાગર બ્રાહ્મણોની પણ વ્હોરા નામની અટક હજી યે જોવામા આવે છે

પરંતુ ગુજરાતમાં હિન્દુ વ્હોરાઓ હોવાનો કોઇ ચોક્કસ દાખલો નથી.

તેથી "વ્હોરા" નામની વ્યુત્પત્તિ, ગુજરાતી "વ્હોરવું" અર્થાત્ વેપાર કરવો, એ ઉપરથી ઉદ્ભવી હોય, તે વધારે યોગ્ય લાગે છે; કારણ કે ઇસ્લામમાં શરૂઆતમાં દાખલ થનાર હિન્દુઓ એ જ ઉદ્યમ કરતા હતા.*

'વ્હોરા' નામની વ્યુત્પત્તિ વધારે સંશયાત્મક હોવાનું કારણ એ છે કે અત્યારે, તેમ જ ગુજરાતના મુસલમાન સુલતાનોના સમયમાં પણ, "વ્હોરા" ઉપનામ વેપારીઓને અથવા ખાસ ઇસ્માઇલી પંથના નવ-મુસ્લિમોને જ લાગુ પાડવામાં આવતું હતું, એમ ન હતું. આ વેપારી વર્ગના શીઆ વ્હોરાઓ સિવાય બીજો એથી મોટો અને

---

૧૪. સ. ૧૮૯૬ માં ગુજરાતમાં હિન્દુઓમાં 'વ્હોરા'ની કોમ હોવાનો કોઇ દાખલો નથી. કુમારપાળ ચરિત્રમાં (ટૅાડના પશ્ચિમ હિન્દમાં પૃ. ૧૪૯–૧૫૭ ઉપર) ઉલ્લેખ છે કે "અણહિલવાડ અને બીરગોન્ગમાં (વીરમગામમાં) પુષ્કળ વ્હોરાઓ છે", તે ઘણું કરીને ગુજરાતના ઉત્તર ભાગના વેપારી વર્ગોમાં ઇસ્માઇલી પંથનો પ્રચાર થયા પછી થોડા અરસાનું, એટલે ઇ. સ. ૧૧૫૦ આશરાનું વૃત્તાંત છે.

*એ નામની બીજી વ્યુત્પત્તિઓ આ પ્રમાણે છે: (૧) શીઆ દાઉદી વ્હોરાઓના મુખ્ય ઉપદેશક દાઇ અબ્દુલ્લાની જન્મભૂમિ દક્ષિણ અરબસ્તાનના યમન પ્રાન્તના બહરૈન નામના ગામ ઉપરથી; (૨) બેહ+રાહ, અર્થાત્ સદ્માર્ગ ઉપરથી; કારણ કે શીઆ વ્હોરાઓ કહે છે કે તેમનો પંથ સાચો માર્ગ છે; (૩) બહુ+રાહ, ઘણા રસ્તાઓ ઉપરથી; કારણ કે સુન્ની વ્હોરાઓ કહે છે કે તેઓ હિન્દુઓની ઘણી જ્ઞાતિઓમાંથી મુસલમાન થયેલા છે. પ્હેલી વ્યુત્પત્તિ આધાર વિનાની છે; અને બીજી બે વ્યુત્પત્તિઓ વ્હોરાઓ પોતે કદાપિ કબુલ કરશે તે પ્રમાણે દેખીતી રીતે શબ્દ-વિનોદ (pun) રૂપે છે.

આબાદીમાં ઉતરે નહિ તેવો, મોટે ભાગે ગામડાંમાં વસનાર અને ખેતીનો ધંધો કરનાર, સુન્ની વ્હોરાઓનો વર્ગ છે. આ બે નિરાળા વર્ગોના અસ્તિત્વ ઉપરથી જણાય છે કે ગુજરાતમાં શીઆ પંથ ઉપદેશકોના બોધથી અને સુન્ની પંથ રાજ્ય સત્તાથી પ્રસર્યો હતો. પ્રથમ આવેલા શીઆ ઉપદેશકોને (ઇ. સ. ૧૦૬૭) અણહિલવાડના હિન્દુ રાજાઓએ ઘણી માયાથી સ્થાયી વસવા દીધા હતા. તેમણે મુખ્યત્વે અગત્યના વેપારી કેન્દ્રોમાંથી લોકોને ઇસ્લામમાં દાખલ કર્યા હતા. તેથી ઉલટું, મુસલમાન સુબાઓનું હિત અને રાજકીય ધ્યેય, શાન્ત પણ અશક્ત નાગરિક વેપારીઓ કરતાં મહાલાતમાં વસતા સશક્ત ગામડીઆઓને દીનમાં દાખલ કરવામાં સમાયેલું હતું. આવા શહેરી અને ગામડીઆ વ્હોરાઓના બે અસંબદ્ધ વર્ગો ઉપરથી જણાય છે કે તે જમાનાની ગુજરાતની પ્રજામાં શસ્ત્રબદ્ધ—"ધારાળા" અને શસ્ત્ર રહિત, એમ બે મુખ્ય વિભાગ હતા. રજપૂત, કોળી વગેરે સૈનિક વર્ગોમાંથી થયેલા નવ-મુસ્લિમોને ઉત્તેજના આપવા મુસલમાન સુબાઓએ "મોલેસલામ", "મલેક", "સિપાહી" વગેરે ઉપનામો પાડ્યાં હતાં. જ્યારે વૈશ્ય, અર્થાત્ વેપારી વર્ગોમાંથી થયેલા મુસલમાનો માટે "વ્હોરા" ઉપનામ વાપરવામાં આવ્યું હતું. તેવી જ રીતે, ખેડૂતો અને કારીગરો જેવી શસ્ત્ર રહિત જાતિઓમાંથી થયેલા મુસલમાનો માટે પણ તેજ ઉપનામનો તેમણે ઉપયોગ કર્યો હતો.*

---

* [illegible] રાસમાળા, નવી આવૃત્તિ, પૃ ૨૬૪. સુલતાન અહમદશાહ પહેલાએ જે રજપૂતોને જોરજુલમથી મુસલમાન કર્યા હતા (ઇ. સ. ૧૪૨૦), તેમણે તેમની એ જમાતમાંની જુદી જાતિ બનાવી હતી. પરંતુ તેજ સમયે [illegible] 'મોલેસલામો'ના વર્ગમાં [illegible] 'વ્હોરા' [illegible]

થયેલા મુસલમાનો ' એવો થાય છે આ પ્રમાણે પોતાના ધંધા અથવા હુન્નરના વિશેષ નામવાળા કેટલાક વર્ગો પણ 'વ્હોરા'ના ઉપ-નામથી ઓળખાય છે, જેવા કે 'ઘાચી વ્હોરા'—એ નામમા 'વ્હોરા' ઉપનામનો ઉમેરો ધધાના 'ઘાચી'ના નામમા થયેલો છે એ જ પ્રમાણે ધાનધારી મોમનાઓ પોતાને 'વ્હોરા' કહેવડાવે છે, અને યુરોપિયનોની નોકરી કરનારા કોકણી મુસલમાનો ગુજરાતમા પોતાને ' કોકણી વ્હોરાઓ ' તરીકે ઓળખાવે છે.

'વ્હોરા' નામના આ સામાન્ય અર્થને આધારે ખા બા. કાઝી શમ્સુદ્દીન ફારસી 'બહીર' અર્થાત્ ઉટોની હાર અથવા ઉટોના કાફલાના પરચુરણ નોકરો, એ શબ્દ ઉપરથી, અથવા 'બહરાજ' અર્થાત્ શાણો અથવા ધધાધારી, એ શબ્દ ઉપરથી 'વ્હોરા' નામની ઉત્પત્તિ ઉપજાવે છે આ બે વ્યુત્પત્તિઓમાથી પ્હેલી વ્યુત્પત્તિ એટલા માટે વાધા ભરેલી છે કે 'વ્હોરા' એ નામ મુસલમાન સુન્નાઓએ પ્રથમ એ કોમને આપેલુ નથી, પરતુ અગિયારમા સૈકામા શીઆ પથી મુસલમાનો થયેલા ત્યારથી એ નામ વાપરવામા આવેલુ જણાય છે

મીરઆતે અહમદીમાથી (ફારસી આવૃત્તિ, પુ ૨, પૃ ૮૭) આ હકીકતને પુષ્ટિ મળે છે શહેરોમા વસતા શીઆ વેપારીઓ અને ગામડામા વસતા સુન્ની ખેડુતો, એ બન્ને વર્ગોને 'વ્હોરા'નુ એક જ સામાન્ય ઉપનામ મળ્યાનો એક ખુલાસો એ પ્રમાણે કરવામા આવે છે કે એક વખતે સઘળા વ્હોરાઓ શીઆ પથી દાઉદી વ્હોરાઓ હતા, પરતુ, પાછળથી, ગુજરાતના શરૂઆતના સુલતાનોના સમયમા, ગામડાના શીઆ વ્હોરાઓને સુન્ની પથમા લાવવામા આવ્યા હતા પરતુ આ મતને બહુ જ થોડો આધાર છે શહેરોના દાઉદી વ્હોરાઓમા કે ગામડાના સુન્ની વ્હોરાઓમા, કોઇમા આ પ્રકારની બે વખત મઝહબ બદલ્યાની આખ્યાયિકા કે દતકથા પ્રચારમા હોવાનો પત્તો મળતો નથી ઇલિયટ ("વાયવ્ય પ્રન્તોની પ્રજાઓ", પુ

ગામડાંના ખેડુત વર્ગના સુન્ની વ્હોરાઓનું વૃત્તાંત નીચે જુદું આપેલું છે.

## શીઆ ઈસ્માઈલી વ્હોરાઓ

વેપારી વ્હોરાઓના કેટલાક પેટા વિભાગ છે: તેમાંનો એક વિભાગ સુન્ની અને બાકીના શીઆ છે. તે સઘળાને અગિયારમા સૈકામાં શીઆ ઇસ્માઇલી ઉપદેશકોએ ઇસ્લામમાં આણેલા છે. જો કે તેઓ મુંબઇ ઇલાકામાં ઘણા ભાગોમાં વસેલા છે, અને, તે ઉપરાંત, તેઓ દક્ષિણમાં નિઝામ–હૈદ્રાબાદમાં, વરાડ પ્રાન્તમાં, માળવા, રજપૂતાના અને, ટુંકમાં, આખા હિન્દુસ્તાનમાં વેપારીઓ તરીકે પથરાયલા છે, છતાં તેમનું મુખ્ય મથક સુરતમાં છે અને તેમના વડા ધર્મગુરૂ–'મોટા મુલ્લાંજી સાહેબ' ત્યાં જ રહે છે. તેમનામાં કેટલાક મીસરના અરબો અથવા યમનના અરબોની ઓલાદ હોવાનો દાવો કરે છે. પરંતુ તેમનામાંના બીજા શુદ્ધ હિન્દુ જાતોમાંથી ઇસ્માઇલી ઉપદેશકોના બોધથી મુસલમાન થયેલા પૂર્વજોના વંશજો હોવાનું સ્વીકારે છે. તેમના કેટલાક ખાસ શારીરિક દેખાવ ઉપરથી, તેમ તેમના ચારિત્ર્ય ઉપરથી તેઓ કંઇક અંશે મીસર અને અરબસ્તાનમાંથી અહીં આવેલા અરબ આશ્રિતોના વંશજો હોવાના મુસલમાન ઇતિહાસકારોના કથનને પુષ્ટિ મળે છે.*

---

૨, પૃ. ૪૪) કહે છે કે વ્હોરાઓ શરાફી ધીરધારનો ધંધો કરે છે. અને તેઓ પશ્ચિમ હિન્દમાંથી જયપુરમાં અને ત્યાંથી વાવ્ય પ્રાન્તોમાં આવેલા છે. તેમનું 'વ્હોરા' ઉપનામ ઘણું કરીને 'વ્યવહાર' અર્થાત્ વેપાર, એ ઉપરથી પડેલું છે.

*મેજર વૉટસન, તા. ૧૪ જાન્યુઆરી ૧૮૭૪, અને સુરતના મુન્શી લુત્ફુલ્લાહખાન, તા. ૧૫ ઓગષ્ટ ૧૮૭૪ ના આધારે ફેરીસ્તા અને મીરઆતે અહમદી. એક વૃત્તાંત પ્રમાણે ઇ. સ. ૮૭૦માં

ગુજરાતમા તેમના ઉદયકાળના આધારભૂત ગણાતા વૃત્તાંત પ્રમાણે ઇસ્વી સનના અગિયારમા સૈકામા, ઈ સ ૧૦૬૭ના અરસામા (હિ સ ૪૬૦મા), અરબસ્તાનના યમન પ્રાન્તના હરજ ગામમાથી ઇસ્માઇલી જાતની મુસ્તા'લી કોમના વડા મુલ્લાએ અબ્દુલ્લા નામના એક ઉપદેશક–'દાઇ'ને ગુજરાતમા મોકલ્યા હતા અને તેઓ ખંભાત બંદરે ઉતર્યા હતા

---

અને બીજા વૃત્તાંત પ્રમાણે, ઇ સ ના અગિયારમા સૈકામા, જ્યારે ઈરાનમા નિઝારી ઇસ્માઇલીઓ સત્તાધીશ થયા હતા ત્યારે તેમણે તેમના હરીફ મુસ્તા'લી ઇસ્માઈલીઓને કહાડી મુક્યાનુ કહેવામા આવે છે તે પછીના જમાનામા, તેમની કોમના વડા ધર્મગુરૂ મોટા મુલ્લાજી સાહેબ' એડનથી ઈ સ ૧૫૩૯ મા અહીં આવ્યાનુ કહેવામા આવે છે તે સાલ તુર્કોએ એડન જીતી લીધાની સાલ સાથે મળતી આવે છે તેથી મોટા મુલ્લાજી સાહેબ સાથે બીજા અરબ આશ્રિતોનો સમૂહ હિન્દુસ્તાનમા આવ્યો હોય, એ સભવે છે

૪બા બા કાઝી શમ્સુદ્દીન અને બ્રીગ્સના 'ગુજરાતના શહેરો'ના પરિશિષ્ટ ૮ ને આધારે દાઉદી મઝહબની ઇબાદતની કિતાબમા પ્હેલા દાઇની વફાત (મરણ)ની સાલ ઈ સ ૧૧૩૭ હિ સ ૫૩૨ આપેલી છે કોનોલી (બગાળાની એશિયાટીક સોસાઇટીનુ જર્નલ, પુ ૬, પૃ ૨, ૮૨૪) હિન્દુઓને ઇસ્લામમા દાખલ કર્યાની સાલ ઇ સ ૧૧૩૭ આપે છે અને દાઈનુ નામ અબ્દુલ્લા નહિ પણ મોહમ્મદ આપે છે કો મુમ્બા ૫ ગુજરાત નિમ ધો, ૭/૨૨૮ મીરઆતે અહમદી (૨/૮૭) કોનોલી માફક પ્હેલા વ્હોરા દાઇનુ નામ મુલ્લા મોહમ્મદ અલી આપે છે

તે કહે છે કે આ પીરની દરગાહ ખભાતમા છે અને "પીરે ત્વાન'–અમર પીરની દરગાહ તરીકે તે ઓળખાય છે ત્યા દર વર્ષે ગુજરાતના સઘળા ભાગોમાથી ઇસ્માઇલ (શીઆ) વ્હોરાઓ ઝયારત

મારે જાય છે. જ્યારે મુલ્લાં મોહમ્મદઅલી ખંભાત બંદરે ઉતર્યા હતા ત્યારે ગુજરાતના લોકો ઇસ્લામથી અજ્ઞાત હતા. લોકો સામાન્યતઃ એક હિન્દુ મહાત્માને માનતા હતા. મુલ્લાંએ જોયું કે એ મહાત્માથી ખુલ્લી રીતે વિરૂદ્ધ પડવું અશક્ય હતું; વળી જોખમ ભરેલું પણ હતું. તેથી તેઓ તે મહાત્માના ચેલાઓમાં જોડાયા હતા. થોડા વખતમાં તેમની હોંશિયારીથી એ મહાત્માનું ધ્યાન તેમના તરફ ખેંચાયું હતું. દેશની ભાષા સારી રીતે શીખી લીધા પછી, મુલ્લાંએ મહાત્માનાં ધર્મ પુસ્તકોનું અધ્યયન કરવા માંડયું હતું. તેઓ મહાત્માના મન ઉપર એટલી અસર કરી શક્યા હતા કે એ મહાત્માએ પોતે ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો હતો. તે ઉપરથી મહાત્માના મુખ્ય અનુયાયીઓએ પણ નવા ધર્મ (ઇસ્લામ)નો સ્વીકાર કર્યો હતો. આખરે તેમનો પ્રધાન મુસલમાન થયો હતો. આ વાત રાજાને કાને પ્હોંચી હતી. તેથી એક વખતે તે પ્રધાન પ્રાર્થના કરતો હતો ત્યારે રાજાએ તેને પૂછયું હતું કે તમે શું કરો છો ? પ્રધાને જવાબ આપ્યો કે હું સર્પ શોધું છું. અને, ખરેખર ! તરત જ એક ખુણામાં એક સર્પ દેખાયો હતો. તે ઉપરથી રાજા મુસલમાન થયો હતો. રાજાએ પોતે મુસલમાન થયાની હકીકત પોતાના મરણની છેલ્લી ઘડી સુધી ગુપ્ત રાખી હતી. પરંતુ મરણ પથારીએથી રાજાએ પોતાના મૃત દેહને દફન કરવાનો હુકમ કર્યો હતો. ગુજરાતમાં મુસલમાની રાજ્ય સ્થપાયા પછી ખંભાતના ઘણા વ્હોરાઓ રાજધાનીના શહેર પટ્ટણમાં જઇને વસ્યા હતા. ઈ. સ ૧૩૯૧ માં જ્યારે મુઝફ્ફર શાહ પ્હેલો દિલ્લીથી ગુજરાતના સુબા તરીકે અહીં આવ્યો હતો ત્યારે તેણે પોતાની સાથે સુન્ની મઝહબના ઘણા ઉપદેશકો આણ્યા હતા. તેમણે પટ્ટણના લોકોને ઉપદેશ કરીને સુન્ની પંથમાં બેળવ્યા હતા. તેમનો આ દાખલો જોઇ, બીજાં મુખ્ય શહેરોના શીઆ વ્હોરાઓએ પણ સુન્ની પંથ સ્વીકાર્યો હતો. તેમ છતાં નાનાં ગામોના અને દૂર ભાગોના વ્હોરાઓ તો શીઆ ચાલુ રહ્યા હતા. આ સુન્ની અને

દાઇ અબ્દુલ્લા ઘણા વિદ્વાન હતા કહેવામા આવે છે કે તેમણે કેટલાક વર્ષ ખભાતમા રહીને ત્યાંના લોકોની રહેણી કરણીનો અભ્યાસ કર્યો હતો ધાર્મિક ઉપદેશમા તેમને મળેલા પ્રથમ વિજય માટે બે કથનીઓ કહેવામા આવે છે એક આખ્યાયિકા પ્રમાણે તેમણે એક ખેડુતનો સુકાઇ ગયેલો કુવો પાણીથી ભરી આપી તેનુ દિલ જીતી લીધુ હતુ બીજી કથા પ્રમાણે ખંભાતના એક મ દિરમા એક લોહ કુજર અદર લટકાવેલો હતો, તે તેમણે જમીન ઉપર પછાડી, ત્યાના કેટલાક પૂજારીઓના દિલ મેળવી લીધા હતા

આ બનાવ પછી તેઓ તે સમયની ગુજરાતની રાજધાની અણહિલવાડ–પટ્ટણ તરફ ગયા હતા એમ કહેવામા આવે છે કે તે વખતના રાજકર્તા સિદ્ધરાજ જયસિંહે, (ઇ સ ૧૦૯૪–૧૧૪૩) આ નવીન આગ તુકને મળવાની તીવ્ર ઇચ્છાથી તેમને રાજધાનીમા બોલાવી લાવવા એક હથિયારબ ધ સિપાહીઓની ટુકડી મોકલી હતી પર તુ આ વલી શખ્સને કિલ્લેબધી કરી રહેલી અગ્નિની દિવાલ જોઇને એ લશ્કર પાછુ વળ્યુ હતુ તે ઉપરથી રાજા પોતે ત્યા ગયો હતો એ સતની આજ્ઞાથી અગ્નિની દિવાલમા માર્ગ ઉઘડયો હતો, અને રાજા અદર પ્રવેશ કરી શકયા હતા આશ્ચર્યચકિત થઇને રાજાએ નવો ઇસ્લામી ધર્મ જુના હિન્દુ ધર્મ કરતા શ્રેષ્ટ હતો, તે સાબિત કરવા, તેમની પાસે એક વધુ ચમત્કાર જોવા માગ્યો હતો રાજાની આ ઇચ્છા પૂર્ણ કરવામા આવી હતી રાજાના દેવ દેવીએ માથી સૌથી વધારે પવિત્ર ગણાતી એક મૂર્તિએ રાજાને જાહેર કર્યું હતુ કે

---

શીઆ વ્હોરાઓ, મૂળ એક જ વર્ગના હોવાથી, એક બીજા સાથે લગ્ન વ્યવહાર રાખતા હતા આખરે, ઇ સ ૧૫૩૫ મા સૈયદ જાફર શીરાઝીએ સુન્નીઓને તેમના શીઆ ભાઇઓથી નિરાળા થઇ જવા સમજાવ્યા હતા

બૌદ્ધ ઉપદેશનો ધર્મ એ જ સાચો ધર્મ હતો આ સાબરીને રાજા અને રૈયત બધા હિન્દુઓએ વિસ્મય થઈને નવા પંથ (ઇસ્લામ)નો સ્વીકાર કર્યો હતો *

અહીં સૈયદો સુધી (ઇ સ ૧૧૩૦–૧૩૯૦) ઇસ્માઇલી પંથની પ્રગતિમા અંતરાયરૂપ થવા ગુજરાતના ઇતિહાસમા કોઇ બનાવ બન્યો નહતો પરંતુ મુઝફ્ફરશાહ (ઇ સ ૧૩૯૦–૧૪૧૧) ગુજરાતમા જ્યારથી સત્તાધારી થયો હતો ત્યારથી સુન્ની પંથના પ્રચારને ઉત્તેજન મળ્યુ હતુ, અને વ્હોરાઓને અને બીજા પંથની બીજી કોમોને દબાવી દેવામા આવી હતી ત્યાર પછીથી તેમની સંખ્યા

* સિદ્ધરાજ (ઈ સ ૧૦૯૪–૧૧૪૩) જો કે દેખીતી રીતે હિન્દુ તરીકે જ જીવ્યો હતો તોપણ તેને ધાર્મિક ચર્ચાઓનો શોખ હોવાથી, અને તેની ધાર્મિક અહિંસાને લીધે, તેણે પોતાનો હિન્દુ ધર્મ તજ્યા વિના પણ આ ઇસ્માઇલી ઉપદેશને ઉત્તેજન આપ્યુ હોય એ બે મળવે છે રાસમાળા, પૃ ૧૭૨ અને ૩૪૪ (સિદ્ધરાજ પછી થયેલા બે રાજાઓ કુમારપાળ (ઈ સ ૧૧૪૩–૧૧૭૪) અને અજયપાળ (૧૧૭૪–૧૧૭૭) અને સિદ્ધરાજના વડા જૈન ધર્મગુરુ સુરી શ્રી હેમાચાર્ય, એ ત્રણેએ જે જમાનામા મુસલમાનોના આક્રમણો અહીં થયેલા ન હતા તે સમયે, ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો હોવાનુ કહેવામા આવે છે ફૉર્બસનુ પશ્ચિમ હિન્દુસ્તાન પૃ ૨૮૪, ૨૮૧, રાસમાળા, ૧/૩૪૪ જો ખોજાઓનો વૃત્તાત સત્ય હોય તો હિન્દુ રાજા મુસલમાન થયાનો બનાવ, ઇ સ ૧૨૪૦ ના અરસામા, એટલે અજયપાળ પછી થયેલા રાજા ભીમ બીજાના સમય (ઇ સ ૧૨૩૮–૧૨૪૧)મા બન્યો હતો

નીચે આપેલા ખોજાઓના વૃત્તાતમા તેમના પીર નુરદીન અથવા નૂર–સતગરની તવારીખ જુઓ

ઘટતી ચાલતી આવી છે દરમ્યાન, કોઇ પ્રકારની મહેરબાની કે રક્ષણ મળવાને બદલે, તેમને કેટલાક પ્રસંગોએ કડવા ત્રાસ અને જુલમમાંથી પસાર થવું પડેલુ છે * પરંતુ અઢારમા સૈકાના અંત ભાગમા અંગ્રેજી અમલ નીચે તેમને રક્ષણ મળ્યુ છે

વ્હોરાઓના અર્વાચીન ઇતિહાસનો મુખ્ય બનાવ તેમના વડા મુલ્લાજીની ગાદી, ઈ સ ૧૫૩૯ હી સ ૯૪૬મા યમનથી ગુજરાતમા આવ્યાનો બનેલો છે × ત્યા સુધી ગુજરાતના ઇસ્માઈલીઓને

---

* વ્હોરાઓ ઉપર થયેલા મુખ્ય જુલમો સુલતાન અહમદશાહ પહેલા (ઈ સ ૧૪૧૧-૧૪૪૩) અને સુલતાન મહમૂદશાહ બીજા (૧૫૩૬-૧૫૫૪) ના અમલમા થયા હતા અહમદશાહના સમયમા એમ બન્યુ હતુ કે તેમના વડા મુલ્લાજી રમઝાન માસની શરૂઆત સુન્ની મઝહબની ગણત્રીથી જુદી રીતે કરતા હતા અને તેમને તે વિશે પૂછતા, તેમણે તેનો ઇન્કાર કર્યો હતો, તે ઉપરથી સુલતાનના હુકમથી તેમને કતલ કરવામા આવ્યા હતા દિલ્હીના શહેનશાહોની વધારે ઉદાર રાજનીતિના જમાનામા પણ તેમના એક સહૃદય લેખકના કહેવા પ્રમાણે, 'ગુજરાતના શીઆ વ્હોરા છુપા રહેવાની મુશ્કેલીઓમા ગુચવાયલા હતા, અને તેમ છતા પણ સુન્ની મુસલમાન અધિકારીઓ રૂપે દુષ્ટ ખુનીઓને હાથે તેમને ઘણો જુલમ સહન કરવો પડયો હતો' કેમ્બ્રુકના પરચુરણ નિબંધોમા ટાંકેલા સૈયદ નુરૂલ્લાહના વૃત્તાંતને આધારે, પુ ૨, પૃ ૨૨૯

× આમ કરવાનુ કારણ, વ્હોરાઓની તવારીખ પ્રમાણે, તે વખતે યમનની તેમની કોમમા તેમના મઝહબ માટેનો ઉત્સાહ મંદ હતો, જ્યારે ગુજરાતમા વ્હોરાઓ વધારે શ્રદ્ધાળુ હતા આ ઉપરથી તે વખતના વડા મુલ્લાજી યુસુફ બિન સુલેમાન ગુજરાતમા સિદ્ધપુરમા આવીને વસ્યા હતા ખા બા કાઝી શમ્સુદ્દીન પરંતુ ઉપર

વડા ધર્મગુરૂ યમનમાં રહેતા હતા તેમના પંથના અહીંના વ્હોરાઓને હજ માટે ત્યાં જવું પડતું હતું ત્યાં જ તેમને ધાર્મિક કરો મોકલવા પડતા હતા, અને તેમની તકરારોનો નિકાલ પણ ત્યાં જ તેમની પાસે કરાવવો પડતો હતો

## શીઆ વ્હોરાઓના પેટા વિભાગો

શીઆ વ્હોરાઓની જમાતમાં પડેલા ફિરકાઓ (પેટા વિભાગો) માં ચાર મુખ્ય છે જાફરી, સુલયમાની, અલીઆ અને નાગોશી

## જાફરી વ્હોરાઓ

ઇ સ ૧૪૯૪ માં પડેલો જાફરી અથવા પટણી ફિરકો, તેમની મોટી સંખ્યાને લીધે, તેમ જ પાછળથી તેઓ બધા સુન્ની થઇ ગયેલ હોવાને કારણે તે ફિરકો સૌથી અગત્યનો હોવાથી, તેનું વર્ણન નીચે ઈલાયદું આપવામાં આવેલું છે

## સુલયમાની વ્હોરાઓ

સુલયમાની ફિરકાની ઉત્પત્તિ સોળમા સૈકામાં થઇ હતી સુરતના એક વ્હોરાને અરબસ્તાનમાં ઉપદેશક તરીકે મોકલવામાં આવ્યો હતો ત્યાં તેણે ઘણા જણને પોતાના પંથમાં ભેળવ્યા હતા આ વર્ગ, તેમના અસલ ઈસ્માઇલી નામ ઉપરાંત, તે ઉપદેશકના ઉપનામ 'બયાઝી' ખૂબસૂરત ઉપરથી બયાઝી વ્હોરાઓ તરીકે પણ ઓળખાય છે તેઓ કેટલાક વખત સુધી ગુજરાતના વડા મુલ્લાંને તેમના ધાર્મિક ઉપરી ગણતા હતા પરંતુ, સોળમા સૈકાના અંતમાં, (સને ૧૫૮૮માં), ગુજરાતના વ્હોરાઓના વડા મુલ્લાંજી

જણાવ્યા પ્રમાણે, ઈ સ ૧૫૩૭ માં તુર્કોએ એડન અને બીજા કિનારાના સ્થળો જીતી લીધા હતાં તેથી પણ મુલ્લાંજીની ગાદીની આ ફેર બદલી થઇ હોય, તે સંભવિત છે બંગાળાની એશિયાટિક સોસાઈટીના જર્નલનું પુ ૬," વિભાગ ૨, પૃ ૮૪૨

દાઉદ બિન અજબશાહ અવસાન પામ્યા હતા ત્યારે ગુજરાતના વ્હોરાઓએ તેમના વારસ તરીકે એક દાઉદ બિન કુતુબશાહને નીમી, એ નિમણોકની ખબર યમન મોકલી હતી દરમ્યાન, યમનના ઇસ્માઇલીઓએ યમનના મુલ્લાઓમાથી એક સુલયમાન મુલ્લાને મરહુમ વડા મુલ્લાજીના વારસ સ્વીકાર્યા હતા પછી તેઓ (સુલયમાન) ગુજરાતમા આવ્યા હતા. પરન્તુ માત્ર થોડા માણસો સિવાય બાકીનાઓએ તેમનો વારસાનો દાવો ઇન્કાર કર્યો હતો તેથી તેઓ અરબસ્તાન પાછા ગયા હતા ગુજરાતના વ્હોરાઓમાથી જેમણે આ સુલયમાન મુલ્લાજીનો હક માન્ય રાખ્યો હતો, તેઓ "સુલયમાની" વ્હોરાઓ કહેવાયા હતા

## અલીઆ વ્હોરાઓ

ત્યાર પછીનો ફિરકો, ઇ સ ૧૬૨૩ હિ સ ૧૦૩૪ મા, જ્યારે એક અલી નામના મુલ્લાએ, ઉપર પ્રમાણે, વડા મુલ્લાજીની ગાદીના વારસાનો દાવો કર્યો હતો, અને તેઓ પોતાના થોડા અનુયાયીઓ સાથે છુટા પડ્યા હતા, ત્યારે પડ્યો હતો

## નાગોશી વ્હોરાઓ

સૌથી છેલ્લો ફિરકો, છેક ઈ સ ૧૭૮૯ હિ સ ૧૨૦૬મા, એક વ્હોરાએ કેટલાક નવીન સિદ્ધાતો શરૂ કરી, 'નાગોશી,' એટલે ગોસ્ત નહિ ખાનારાની કોમ સ્થાપી હતી, ત્યારે પડ્યો હતો

## દાઉદી વ્હોરાઓ

શીઆ વ્હોરાઓમા દાઉદી* કોમ મુખ્ય છે અને ગુજરાતના બધા મુસલમાનોમા તેઓ સૌથી વધારે પૈસાદાર, સૌથી સારા જમાતી બધારણવાળા અને ચારે તરફ સૌથી વધારે ફેલાયેલા છે

---

* દાઉદી વ્હોરાઓની પાઘડી પાણી ભરવાના "લોટા" જેવી હોવાથી, તેમને "લોટીઆ" પણ કહે છે ગુજરાતના મુસલમાનો કઇક પ્રમાણમા પરદેશી અને કઇક અંશે સ્થાનિક હિન્દુઓમાથી મુસલમાન થયેલા હોવાથી ફ્રીઆ (ઇ સ ૧૬૬૪) તેમને "લોગીઆ" નામથી વર્ણવે છે ફ્રાની મુસાફરીઓ, ૬/૨૨૯

અહીં તહીં આ કોમના એકલ દોકલ વેપારીઓ ઉપરાંત, ગુજરાતમાં ઘણી જગ્યાએ તેઓ મોટી સંખ્યામાં વસે છે, કચ્છમાં ભુજ અને માંડવીમાં, કાઠિયાવાડમાં ભાવનગર, લીંબડી, રાજકોટ સોરઠ અને વઢવાણમાં, અને ગુજરાત તળપદમાં, અમદાવાદ, અહમદનગર, બાલાસીનોર, વીરમગામ પાસે ભોજવા, ભરુચ ખંભાત, દોહદ, ગોધરા, ઘોઘા, લુણાવાડા, નવસારી, સુરત અને વાઘરામાં તેઓ રહે છે મુંબઈ ઇલાકાના બીજા પ્રાન્તોમાં તેઓ વસાઇ, બેલગામ, મુંબઈ, કરાચી, ખાનદેશ, કોલ્હાપુર, માલેગાવ નાસિક, પન્હાલા પૂના, સતારા અને થાણામાં રહે છે હિન્દના બીજા ભાગોમાં, મધ્ય હિન્દમાં ઇન્દોર, રામપુર, રતલામ, સીરોન્જ, અને ઉજ્જયનમાં, રજપૂતાનામાં જયપુર, જોધપુર, ઉદેપુરમાં વરાડ પ્રાન્તમાં બુરહાનપુરમાં, નિઝામ સરકારના રાજ્યમાં ઔરંગાબાદ, હૈદરાબાદ અને નીલગામાં, મદ્રાસ ઇલાકામાં અને મહિસુર રાજ્યમાં પૃથક પૃથક સ્થળે, અને બંગાળામાં જુજ સ્થળે તેઓ વસે છે હિન્દ બહાર, પશ્ચિમમાં, તેઓ એડન, બસરા, જીદ્દા, મક્કા, મસ્કત અને ઝાંઝીબારમાં, અને પૂર્વમાં, ચીન, મોલમીન, રંગુન અને સીયામમાં વસે છે.

દાઉદી વ્હોરાઓ જો કે ચાલાક અને સારા બાંધાના હોય છે, છતા ઘણા થોડા ભરાવદાર કે હૃષ્ટ પુષ્ટ જોવામાં આવે છે તેમના અવયવો પ્રમાણસર અને સ્પષ્ટ, ચામડીનો રંગ જૈતુન જેવો અને ચ્હેરાના શાન્ત અને ચકોર હોય છે તેઓ માથે હજામત કરાવે છે, દાઢી લાંબી અને પાતળી, અને મુછો હોઠ ઉપરના ભાગમાં ઝીણી કતરાવેલી રાખે છે તેમની ઘણી સ્ત્રીઓ ગૌરાંગિ, ફુટડી અને નાજુક હોય છે હઝરત મ્હુમ્મદ (સ.) ના કથન અને કર્મના પ્રમાણમાં દૃષ્ટાન્તને અનુસરીને, આ વ્હોરાઓની સ્ત્રીઓ આંખમાં સુરમો આંજે છે અને દાંતે કાળી મસી અને હાથે પગે મેંદી

લગાડે છે તેઓ ઘરમા કેટલાક વિશિષ્ટ અને અશુદ્ધ ઉચ્ચારોવાળી ગુજરાતી બોલે છે અરબી નહિ શીખેલી તેમની સ્ત્રીઓ પણ કેટલાક અરબી શબ્દોના શુદ્ધ ઉચ્ચાર કરે છે દતસ્થાની અને તાળુસ્થાની ડ અને ટ ના ઉચ્ચાર તેઓ અશુદ્ધ કરે છે અને ક્ષ ને બદલે ખ બોલે છે જેઓ કરબલા શરીફની ઝિયારત કરી આવેલા હોય છે અથવા ચીન કે બીજા પ દેશમા મુસફર કરી આવેલા હોય છે તેવા થોડાઓએ હમણા (ઈ સ ૧૮૮૮) અરબી પ્હેરવેશ પ્હેરવો શરૂ કર્યો છે પરતુ એ સિવાય બીજાઓ ઘરમા, માથે મખમલની કે સફેદ સુતરાઉ ટોપીઓ સફેદ સદરીઆ ઘુટણથી નીચા પ્હેરણ અને સફેદ અથવા લીટીઓવાળી, ઉપરથી ઢીલી અને નીચેથી તગ સુરવાળો પ્હેરે છે બ્હાર જવામા, નાની સફેદ પાઘડીઓ,* ઠમજા હિન્દુ લગ્નના અગરખા ઘરમા પ્હેરે છે તેવી ઝબ્બાઓ અને લાબા ઉજ્જયની ઘાટના જોડા પ્હેરે છે

દાઉદી વ્હોરાઓની સ્ત્રીઓ રાતી, ઘેરા ભુરા રગની અથવા પીળી સુતરાઉ અથવા રેશમી ઓઢણીઓ ઓઢે છે ગુજરાતના ઉત્તર ભાગમા ઢલમ તગ રેશમી પોશાક અને દક્ષિણ ભાગમા રેશમી ડગલીઓ અને રેશમી ચણિયા પ્હેરે છે પગમા ઉત્તરમા ચામડાની પાવડીઓ અને દક્ષિણમા ચામડાની સપાટો પ્હેરે છે તેમનો વાર

* દાઉદી પાઘડી ચાર પ્રકારના ઘાટની હોય છે ઉજ્જયની ઘાટ સૌથી નાનો અને સૌથી વિશેષ સુઘડ મારવાડીઓની પાઘડી જેવો હોય છે અમદાવાદી ઘાટ જે વડા મુલ્લાજી વાપરે છે તે જરા વધારે ઉચો અને વધારે ઢીલો હોય છે અને કાઠિયાવાડી ઘાટ રાકુ આકારનો અને ઉપના ભાગમા સોનેરી પટાવાળો હોય છે નાના છોકરાની પાઘડી મોગલ માણસ જેવી જ હોય છે પરતુ તેનો રગ સફેદને બદલે નારગી અથવા તપખીરીઓ હોય છે

તહેવારે પહેરવાનો પોશાક જરી ભરેલો, રેશમી અથવા કીનખાબનો ઘણો કીમતી હોય છે બહાર જાય ત્યારે ઉપર કહેલા કપડા ઉપર માથું સુદ્ધાંત ઢંકાય તેવો મોટો, કાળા રંગનો રેશમી બુરખો પહેરે છે બુરખામાંથી જોવા માટે આંખ આગળ કપડામાં ગુંથણીની નાની જાળી ગૂંથેલી હોય છે તે સિવાય મ્હોંનો બીજો બધો ભાગ ઢંકાયેલો રહે છે બુરખો એટલો ઢીલો અને નીચો હોય છે કે તેથી આખું શરીર ઢંકાઇ, બુરખાનો કેટલોક ભાગ જમીન સુધી પ્હોંચે છે દાગીનામાં મુસલમાની તેમ જ હિન્દુ ઢબના બન્ને પ્રકારના દાગીના તેઓ પહેરે છે

ખાવા પીવામાં દાઉદી વ્હોરાઓ બીજા મુસલમાનો કરતાં નીચેની બાબતો સિવાય બીજી રીતે જુદા પડતા નથી ખોરાકમાંથી કંઇ નકામું જાય નહિ તે માટે તેઓ સંભાળપૂર્વક ખાય છે. માંસાહારમાં તેઓ ઘણું કરીને ગાયનું ગોસ્ત, તે સસ્તું હોવાને કારણે વાપરે છે, મચ્છી પણ, બીજા જાનવર માફક, કોઇ પણ મુસલમાનને હાથે 'હલાલ' કરેલી હોવી જોઇએ, કોઇ કેફી કે નિશાવાળી ચીજ નહિ વાપરવાની તેઓ ખાસ કાળજી રાખે છે

દાઉદી વ્હોરાઓ વિશાળ અને હવા ઉજાસવાળા મકાનોમાં રહેવાના, અને તે મકાનોને ફર્નીચર* અને બીજી શોભાની ચીજોથી શણગારવાના શોખ માટે જાણીતા છે ગુજરાતીમાં કહેવત છે કે— "વ્હોરાનો માલ રોડામાં જાય"

* સર જોહન માલ્કમ, (ઇ સ ૧૮૨૩) (મધ્ય હિન્દુસ્તાન, પુ ૨, પૃ ૩) કહે છે કે "વ્હોરાઓએ તેમનાં મકાનોની બાંધણીમાં અને ફર્નીચરની સજાવટમાં યુરોપિયન સુધારાઓ દાખલ કર્યાં છે". ફૉર્બસ (રાસમાળા, પુ ૧, પૃ ૬૩) નોંધે છે કે 'સિદ્ધપુરના વ્હોરાઓના મકાનો અર્ધાં યુરોપિયન ફેશનના, કઠેરાવાળી અગાશીએ વાળાં અને રંગીન કાચની બારીઓવાળા હોય છે" રાંદેરના

ઉત્તર ગુજરાતમાં ધોળકા તાલુકાના થોડાંક ગામડાંમાં દાઉદી વ્હોરાઓ ખેતી કરે છે, અને થોડાક સરકારી નોકરીઓમાં ઉંચા હોદ્દાઓ ઉપર ચઢેલા છે. એ સિવાયના બાકીના વ્હોરાઓ વેપાર કરી ગુજરાન કરે છે. કેટલાક તો અફગાનિસ્તાન, ચીન, સીઆમ અને ઝાંઝીબાર સાથે મોટા પાયા ઉપર વેપાર ખેડે છે, બીજા સ્થાનિક નાના વેપારીઓ લોખંડનો સામાન, રેશમી કાપડ, ચામડાં, શીંગડાં અને જાનવરો વેચવા ખરીદવાનો ધંધો કરે છે. પરંતુ ઘણાખરા તો નાનાં મોટાં ગામોમાં દુકાનો કરી લોઢાનો સામાન, કાપડ, કાગળ પેન્સીલ, શાહી વગેરે લખવાનો સામાન, ચોપડીઓ, ગંધીયાણું, કરીયાણું વેચે છે. અમદાવાદ, વડોદરા અને સુરતમાં થોડાક વ્હોરાઓ મીઠાઈની દુકાનો કરે છે. તેમની સ્ત્રીઓ ઘરકામ ઉપરાંત, પુરૂષોની સુતરાઉ પાઘડીઓ અને સ્ત્રીઓના બુરખાઓ સીવવાનું, ગાંઠવાનું અને વણવાનું કામ કરે છે.

સુરતના દાઉદી વ્હોરાઓ ગુજરાતના ઉત્તર ભાગના વ્હોરાઓ કરતાં, વધારે પહોંચેલા, ગમે ત્યાં સાથું મારી પોતાનો રસ્તો કરનારા, અને ભપકાના અને સારી રીતે રહેવાના શોખીન હોય છે. પરંતુ તે સાથે તેઓ ઉત્તર ગુજરાતના વ્હોરાઓ કરતાં ઓછા સંતોષી અને ધર્મના પાલનમાં ઓછા આગ્રહી હોય છે. એક વર્ગ તરીકે, વ્હોરાઓ શાન્ત, સુધરેલ, મહેનતુ અને દૃઢ હોય છે. ખાસ કરીને સુરતમાં તેઓ આબાદ હાલતમાં છે. તેમાંના ઘણા તવંગર અને મોટો ભાગ સુખી સ્થિતિમાં છે. જેઓ ગરીબ છે તેઓ કામગરીઆ અને કરજથી મુક્ત છે. કમનસીબ મોહતાજને (લાચાર સ્થિતિના) ને જમાતના ફંડમાંથી નિભાવવામાં આવે છે.

---

(રૂમ–Constantinople ના) પાદશાહથી બચવા કારણ ગોઠવી રાખેલા હોય છે. કમાનો ઉપર દિવાલોને અજવાળે [illegible] નીના ભાતીઓની કોતરણી કરેલી હોય છે.

દાઉદી વ્હોરાઓ મોટા ઇસ્માઇલી પંથના મુસ્તા'લી* વિભાગના શીઆઓ છે.

---

* બીજા મુસલમાનોમાં દાઉદી વ્હોરાઓના મઝહબી સ્થાન માટે મુંબઇના મીરઝા અબ્દુલહુસેને લખેલો વૃત્તાંત આ પ્રમાણે છે ઇ સ ૭૬૫ મા, શીઆઓના છઠ્ઠા ઇમામ, હઝરત જાફર સાદિક (રહ)ના અવસાન પછી ઇમામતનો વારસો તેમના મોટા પુત્રના પુત્ર ઇસ્માઇલને આપવો કે તેમના બીજા પુત્ર મુસા કાઝિમને આપવો, તે વિશે તકરાર પડી હતી જે મોટી સંખ્યાએ મુસાને ટેકો આપ્યો હતો તેઓ ચુસ્ત (orthodox) શીઆઓ ગણાય છે તેમના ઇમામોની સંખ્યા ઉપરથી, જેમાના છેલ્લા એક ઇમામ હજી થવાના છે તે ઉપરથી, તેમને "ઇસ્ના-અશરી" અર્થાત્ બાર ઇમામોવાળા કહે છે મુસાના ભત્રિજા (ઇસ્માઇલ)ને ટેકો આપનારા જુદા પડી ગયા હતા તેઓ "ઇસ્માઇલી'ના ઉપનામથી, ખાસ કરીને મીસરમા, ઘણા સત્તાધારી થયા હતા તેઓ ઘણા કાળ સુધી એકત્ર રહ્યા હતા છેવટે, ઇ સ ૧૦૯૪ મા, અલ મુન્તનસિર બિ'લ્લાહના અવસાન પછી, વારસાની બીજી તકરાર ઉઠી હતી મરહુમ ખલીફાના બે પુત્રોમાથી, વડીલ પુત્ર નઝારને ખિલાફત માટે પ્રથમ પસંદ કરવામા આવ્યા હતા પરંતુ પાછળથી તેમને છોડી દઇને, તેમના નાના ભાઈ અલ મુસ્તા'લીને ખલીફા નીમ્યા હતા ઇસ્માઈલીઓના એક પક્ષે જાહેર કર્યું હતુ કે વડીલ પુત્રનો વારસાનો હક આમ પડાવી લેવાય નહિ. તેમણે નઝારને ટેકો આપ્યો હતો તેથી તેઓ "નઝારી" કહેવાયા હતા નાના ભાઈ મુસ્તા'લીના પક્ષને, તેમના નામ ઉપરથી, "મુસ્તા'લી" ઉપનામ મળ્યુ હતુ તેઓ ફાવ્યા હતા, અને તેમણે મુસ્તા'લીને તેમના પિતાના ખલીફાના પદ ઉપર કાયમ કર્યા હતા હાલ હિન્દમા નઝારી

દાઉદી વ્હોરાઓ તેમની દીની ફરજો બરાબર બજાવે છે તેમનામાંથી ઘણા પુરુષો અને સ્ત્રીઓ પણ કુરઆન શરીફ પઢી જાણે છે તેઓ નમાઝ પઢવાની ફિકર રાખે છે, મોહર્રમમાં શોક પાળે છે, અને મક્કા શરીફની હજ પઢવા અને કરબલા શરીફની ઝિયારત કરવા જાય છે તેઓ સંગીત અને નાચરંગથી સખ્ત રીતે દૂર રહે છે, અને કેફી દવાઓ અને નિશાવાળી પીવાની ચીજો તેઓ ચુસ્ત રીતે વાપરતા નથી, તેમ તેવી ચીજોનો તેઓ વેપાર પણ કરતા નથી તેઓ જો કે ઝનુની મોમીવાદીઓ છે, અને સુન્નીઓને અને દાઉદી કોમ સિવાયના શીઆઓને પણ તેઓ ધિક્કારે છે, અને બદલામાં તેમને પણ તેઓ બધા તેવી જ રીતે ધિક્કારે છે, છતાં તેઓ મૌલા અલી (ક°મ) અને તેમના વડા મુલ્લાજી* સાહેબ માટે ઘણા માનની લાગણી ધરાવે છે જો કે તેમની તે લાગણી ક્યા

પક્ષના પ્રતિનિધિઓ ખોજાઓ અને મુસ્તા'લી પક્ષના પ્રતિનિધિઓ દાઉદી વ્હોરાઓ છે કોલબ્રુક (પરચુરણ નિબંધો, પુ ૨, પૃ ૨૨૬–૨૨૭) અને કેનોની (બંગાળાની એશિયાટિક સોસાઇટીના જરનલ, પુ ૬, વિભાગ ૨, પૃ ૮૪૭)ના અભિપ્રાય પ્રમાણે, હોરાઓ જ ખરા શીઆઓ છે, અને ઇસ્માઈલીઓ ખરા શીઆ નથી પરંતુ મીરઝા અબ્દુલ હુસેનના મજકૂર વૃત્તાંતની યથાર્થતા એ ઉપરથી જણાઇ આવે છે કે દાઉદી વ્હોરાઓની "સહીફતુસ્સલાત" નામની અર્ધી અરબી અને અર્ધી ગુજરાતી નમાઝની કિતાબમાં ઇમામોની યાદીમાં (પ્રકરણ ૭, નોટ ૨) મુસ્તા'લીનું નામ આપેલું છે, પરંતુ નઝારનું નામ તેમાં જણાવેલું નથી, તે ઉપરાંત, તેમના યમનના સદપંથીઓને યમનમાં ઇસ્માઇલીઓ તરીકે ઓળખવામાં આવે છે

* આફત અને મુસીબતમાં, જો કે એ અસાધારણ છે તો યે દાઉદી વ્હોરાઓ વડા મુલ્લાજી સાહેબની (હકીકી આધ્યાત્મિક) મદદ માગે છે અને તે માટે તેઓ તેમની માનતાઓ માને છે Oriental Christian

માનની લાગણી હોય છે, જ્યારે ખોજાઓની તે લાગણી તેમની (મૌલા અલી અને નામદાર આગાખાનની) પૂજાની હદ સુધી પ્હોચી જાય છે.

દાઉદી વ્હોરાઓ નેકી બદીનો સાધારણ સારાસાર સમજે છે; અને જાકટાપણા, વ્યભિચાર અને સાધારણ રીતે નામોશી થાય તેવા બદકામો માટે ખુદા તરફથી સજા થાય છે, એ સિદ્ધાંત તેઓ સ્વીકારે છે.

મરણ પછીની સ્થિતિ માટે તેઓ માને છે કે ઇસ્લામમાં નહિ માનનારાના આત્મા કેટલોક વખત ભુત પલીત તરીકે જીવન ગાળ્યા પછી સજાની જગ્યાએ જશે, અને ઇસ્લામમા ઈમાન લાવનારા, દેખીતી રીતે માત્ર ઈસ્માઈલીઓ જ, થોડીક વધુ તા'લીમ મેળવી, કમાલિયત (સંપૂર્ણતા)ની સ્થિતિએ પ્હોચી જશે પ્રત્યેક મૈયત મોમિનની રૂહ (આત્મા) તા'લીમના મન્ઝિલ (stage) મા કોઇ (હયાત) નેક આદમીની રૂહ સાથે સહવાસ રાખે છે ગુજરનાર મોમિનની એ રૂહ હયાત નેક આદમીની રૂહને નેકી બદી સૂચવે છે અને હયાત નેક આદમીના નેક કામો પરથી નેકીને ચાહતા શીખે છે એ નેક આદમી ખુદાની રહમતે પ્હોચ્યા પછી, એના સહવાસમા રહેલી ગુજરનાર મોમિનની રૂહે જો જરૂરી તા'લીમ મેળવી હોય તો તેને ગુજરનાર નેક આદમી કરતા વધારે કમાલિયત પામેલા બીજા શખ્સ સાથે અગાઉ માફક ફરી સહવાસમા મુકવામા આવે છે પરંતુ એ મૈયત મોમિનની રૂહે પ્રથમ મળેલી તક ગુમાવી હોય તો

---

Spectator, (1818) IX, 142) તેઓ મરહૂમ મુ'લાજીઓની બંદગી કરે છે. અને બીજા મુસલમાનો જેમ તેમના પીરની તુરબતો (કબરો)ને માન આપે છે અને તેમને ચુમે છે તેવી જ રીતે દાઉદી વ્હોરાઓ તેમના મરહૂમ મુ'લાજીઓની તુરબતો ચુમે છે અને તેઓ તેમની તેવી જ તા'ઝીમ કરે છે.

તેને ઉપર પ્રમાણેની તા'લીમ મેળવવા ફરીથી મોકલવામાં આવે છે. જે અરવાહોએ (રૂહનું બહુવચન) વધારે ઇલ્મ મેળવેલો હોય છે તેમને હયાત વડા મુલ્લાંજી સાહેબ સાથે તા'લીમ લેવા મુકવામાં આવે છે. અને એ મુલ્લાંજી સાહેબના અવસાન પછી, તેમની રૂહ સાથે, એ મોમિનોની અરવાહો પણ, ઇમામો (ની અરવાહો) સાથે મળી જાય છે. અને જ્યારે ઇમામો મારફતે જરૂરી સઘળી તા'લીમ મોમિનોની અરવાહો મેળવી રહે છે ત્યારે તેઓ પણ કમાલિયત (સંપૂર્ણતા) પામે છે.

છેલ્લો કેટલોક સમય થયાં, દાઉદી વ્હોરાઓના પોતાના નોકરો અને નિકાહમાં લીધેલી હિન્દુ સ્ત્રીઓ સિવાય બીજાઓને તેઓ એમના પંથમાં ભેળવી શક્યા નથી. ભુત પલીતના ઉતારના અને દોરા ધાગાના ટુચકાના સાધારણ થઇ પડેલા હિન્દી વ્હેમો દાઉદીઓમાં પણ તેટલા જ પ્રસરેલા છે.

દાઉદી વ્હોરાઓનાં નામોમાં * કેટલીક વિશિષ્ટતા હોય છે; તેઓ સુન્નત કરવાની વિધિને વિશેષ અગત્ય આપે છે, બાળક જન્મ્યા પછીની 'અકીકા'ની વિધિ તેઓ મુલ્લાંજી સાહેબના મકાનમાં કરે છે; વર કન્યાના લગ્ન સમયે જો તેઓ લાયક ઉમરનાં ના હોય તો તેમના વાલીઓ તેમના વતી લગ્નની વિધિ કરે છે. કોઇ દાઉદીના મરણ સમયે, અવસાન પામેલા માણસના હાથમાં, તેની રૂહ અને

* છોકરાઓનાં નામોને છેડે જી, ઉદા. દાઉદજી, ઇસ્માઇલજી, અથવા અલી, ઉદા. યુસુફઅલી, શરફઅલી હોય છે. થોડીક છોકરીઓનાં હિન્દુ નામો હોય છે. પરંતુ વ્હોરાઓના ઉતરતા વર્ગોમાં સાધારણ મુસલમાન નામોને વિચિત્ર રીતે મચરડી નાંખેલાં હોય છે ઉદા. ખતીજાને બદલે ખાતુ અથવા ખતલી, ફાતિમાને બદલે ફતુડી અને આયશાને બદલે આશુ અથવા આહલી.

જીસ્મ (કાયા) ઉપર અલ્લાહ તા'લાની રહેમ (દયા) માટે એક દુઆ× મુકવામા આવે છે, અને કેટલાક પ્રસંગોએ વડા મુલ્લાજી સાહેબ આખી

×દુઆના શબ્દો આ પ્રમાણે છે

અલ્લાહ તા'લા પાસે હુ રક્ષણ માગુ છુ તે તેની શ્રેષ્ટ કુદરતથી મને શયતાન મરદૂદથી બચાવે, જે શયતાનને પત્થરોથી જાણે હાંકી દેવામા આવેલો છે યા અલ્લાહ! તારો આ બંદો, જે મરણ શરણ થયેલો છે અને જેના ઉપર તે મોતનો આખરી હુકમ મોકલ્યો છે, તે કમતાકાત અને લાચાર છે, અને તે તારી રહેમનો મોહતાજ છે તેના ગુન્હા બક્ષી દે તેના ઉપર રહેમ કર, અને તેની રૂહને પેગમ્બરો સાહિદો, શહીદો અને સાલેહીન (પવિત્ર પુરૂષો)ની અરવાહો સાથે (ક્યામતને દિવસે) ઉઠાડજે કારણ કે એ પાક અરવાહો સાથે ઉઠવુ સારૂ છે આ તારી નવાઝિશ (કૃપા) છે યા અલ્લાહ! ઝમીનમા દફન થયેલા તેના શરીર ઉપર રહેમ કર, અને તેના તરફ માયા દેખાડ જેથી તેનુ દુખ દૂર થાય અને જેથી તેની છેલ્લી આરામગાહ સુખી થાય તારા માનીતા ફિરસ્તાઓથી તારા પાક ફિરસ્તાઓથી તારા રસૂલો જેઓ સઘળી સૃષ્ટિમા સર્વોત્તમ થઇ ગયેલા છે તેમનાથી અને તારા મઅ્ણુલ નબી આમીન" હઝરત મોહમ્મદ મુસ્તફા (સલ) જેઓ દુનિયામા જે કોઇ આવી ગયા છે તેમા સર્વથી શ્રેષ્ટ છે અને જેમના ઉપર આસમાને છાયો કરેલો છે, તેમનાથી, અને તેમના વારસ મૌલા અલી બિન અબુ તાલિબ (કર્રમ) પાક ઇમામોના પિતા અને તારા નબીના ખભા ઉપરનો ભારે બોજ ઉપાડનાર, તેમનાથી અને હઝરત બીબી ફાતેમતુઝ્ઝોહરાથી અને તેમના નુર-ચશ્મ હઝરત ઇમામ હસન હુસેન (રદી) જેઓ તારા પ્યારા નબીના નવાસા છે, તેમનાથી, અને હઝરત અલી બિન હુસેન (રદી)થી અને હઝરત મોહમ્મદ બિન અલી અને જાફર બિન મોહમ્મદ ઇસ્માઇલ બિન જાફર, મોહમ્મદ બિન

જમાતને જમણ* આપે છે એટલી વિશિષ્ટતા સિવાય, જ્યાં સુધી ખાત્રી થઇ શકી છે ત્યાં સુધી, દાઉદી વ્હોરાઓના રીત રિવાજો બીજા સાધારણ મુસલમાનોની રસમોથી જુદા પડતા નથી

---

ઇસ્માઇલ, (રદી) એમનાથી, અને અબ્દુલ્લા અલ-મસ્તુર, અને અહમદ અલ-મસ્તુર, અને હુસેન અલ-મસ્તુર, અને સય્યદના મેહદી, અને સય્યદના કાયમ, અને સય્યદના મન્સુર અને સય્યદના મુઇઝ્ઝ, અને સય્યદના અઝીઝ, અને સય્યદના હાકિમ, અને સય્યદના ઝાહિર અને સય્યદના મુસ્તનસીર, અને સય્યદના મુસ્તા'લી, અને સય્યદના આમીર અને ઇમામ-અત-તૈયબ, અ'બુલ કાસિમ અમીરુલ મોમિનીન, અને તેમના દાઇઓ અને વલીઓથી અને તેમના ઇમામોથી અને હવે પછી આવનાર ઇમામ મેહદી, 'કાયમે-આખિરુઝ ઝમાન' અને તેમના પ્રતિનિધિઓથી, અને તેમના ઝમાનાના દીની ઇમામોથી, જેમના ઉપર અલ્લાહ તા'લાની રહમત હો! તેમનાથી, અને સય્યદના અને મૌલાના દાઇ વડા મુલ્લાજી સાહેબથી અને સય્યદના તેમના નાયબ સાહેબ, અને સય્યદના નાયબના નાયબ સાહેબ, અને સઘળા આમિલ સાહેબો અને આદિનોના તુફૈલથી, યા અલ્લાહ! તુ મખ્દૂમની રૂહને બચાવી લે! ખુદા પાક એકલો જ સૌથી સારો બચાવનાર છે તેના સિવાય બીજા કોઇમાં તેવી કુદરત નથી

* મુલ્લાજી સાહેબને જમાતને જમણ આપવાના પ્રસંગો નીચે પ્રમાણે છે (૧) મોહર્રમના પહેલા દશ દિવસોમાં, (૨) રમઝાન શરીફના ત્રીજે દિવસે, અને (૩) મુલ્લાજી સાહેબના કુટુંબમાં શાદી ગમીના કામે વડા મુલ્લાજી સાહેબ રહમતે પહોંચ્યા પછી તેમની ગાદીએ બેસનાર વારસ, મખ્દૂમ મુલ્લાજી સાહેબની ક્રિયાન્ત સુધી ત્રણ દિવસોમાં, અને તે પછી દશમા અને ચાલીસમા દિવસે અને વરસીને દિવસે આખી જમાતને જાહેર જમણ આપે છે

દાઉદી વ્હોરાઓની ખાસ તરી આવતી વિશિષ્ટતામા તેમની જમાતનુ બધારણ અને બીજો સંગઠન એટલા સંપૂર્ણ છે કે બીજા મુસલમાનોને તેઓ મનોમા તેમની અદેખાઈ થાય તેમ છે તેમના નેતા સુરતના વડા મુલ્લાજી સાહેબ તેમના ધાર્મિક તેમ જ સામાજિક ઉપરી છે

ગાદી ઉપર હોય તે મુલ્લાજી સાહેબ પોતે પોતાનો વારસ નીમે છે સાધારણ રીતે તેઓ પોતાના કુટુબીઓમાથી જ તેવો વારસ નીમે છે, જો કે સર્વથા તેમ થતુ નથી વડા મુલ્લાજી સાહેબની 'બદલી' થતી નથી તે સિવાય બીજી બધી રીતે તેમને ઘણુ જ માન આપવામા આવે છે તેઓ દરબારી ઠાઠમા રહે છે× અને બહુ મોટે હાથે

---

*વડા મુલ્લાજી સાહેબની ગાદી અત્યારમા સૈકાના ઉત્તર ભાગમા સુરતમા સ્થપાઈ તે પહેલા તે અનેક વખત ફેરવવામા આવેલી હતી જે જે સ્થળોએ વડા મુલ્લાજી સાહેબની ગાદી વિવિધ વખતે હતી તે આ પ્રમાણે છે સિદ્ધપુર, અમદાવાદ, નવાનગર, માંડવી, ઉજ્જૈન અને બુરહાનપુર સુરતમા તેમની ગાદી સ્થપાયા પછી નીચે જણાવેલા મુલ્લાજીઓ થયેલા છે નજમુદ્દીન ઈ સ ૧૭૮૫, સયફુદ્દીન ૧૭૯૭ ઈઝઝુદ્દીન, ૧૮૧૭, ઝયનુદ્દીન, ૧૮૨૧ બદરૂદ્દીન, ૧૮૩૭, નજમુદ્દીન, ૧૮૪૨, હુસેનુદ્દીન, ૧૮૮૦ ('ગુલઝારે દાઉદી'મા આ નામ આપેલુ નથી ભાષાન્તર કર્તા) હુસામુદ્દીન ૧૮૯૩, બુરહાનુદ્દીન ૧૮૯૩ (હુસામુદ્દીન પછી એક માસ પછી ગાદીએ આવ્યા હતા), (બદરૂદ્દીન, ૧૯૦૯, સયફુદ્દીન, ૧૯૧૭ હાલના વડા મુલ્લાજી સાહેબ–ભાષાન્તર કર્તા)

×ખાસ પ્રસંગોએ તેઓ 'ગાદી' ઉપર બેસે છે અને તેમના અધિકારની નિશાની રૂપે તેમને ચમ્મર ઢોળવામા આવે છે વ્હોરાઓ તેમની પાસે હાજર થતી વખતે ત્રણ વખત 'સલામ' કરી ('ગુલઝારે દાઉદી'ના કહેવા પ્રમાણે, ત્રણ 'સિજદા' કરી–ભાષાન્તર કર્તા) અદબ

મહેમાનદારી કરે છે દીની અને દુનિયવી બાબતોમા મુલ્લાજી સાહેબની સત્તા છેવટની હોય છે મઝહબી કાનુનો તોડનારને દંડની સઝા કરવામા આવે છે ઝનાકારી ( વ્યભિચાર ) શરાબખોરી, અને એવા બીજા ગુન્હાઓ માટે દંડ કરવામા આવે છે, ફટકા મારવામા આવે છે અથવા જમાત બ્હાર મુકવામા આવે છે, ( આ બ કાઝી શમ્સુદીનના કહેવા પ્રમાણે, ફટકાની સઝા હવે કરવામા આવતી નથી ) જે ગામમા દાઉદીઓની સાધારણ જેવી પણ સંખ્યા હોય છે ત્યા વડા મુલ્લાજી સાહેબના નાયબ તરીકે એક મુલ્લા નીમવામા આવે છે મઝહબી બાબતોમા તે મુલ્લા તેમના ઉપરી

---

ભરીને ઉભા રહે છે જેઓ બેસવા લાયક હોય છે, તેમને મુલ્લાજી સાહેબ બેસવાનુ કહે છે, બાકીનાને ઉભા રહેવાનુ ફરમાવે છે ઓરીઅન્ટલ ક્રીશ્ચિયન સ્પેક્ટેટર (૧૮૪૮) પુ ૯, પૃ ૧૪૨ વરસમા એક વખત, રજબ મહિનાની અઢારમી તારીખે, દરેક દાઉદી વ્હોરો વડા મુલ્લાજી સાહેબના હાથમા પોતાનો હાથ મુકીને, તેમને નિમકહલાલ રહેવાના સોગંદ લે છે મુલ્લાજી સાહેબ તે વખતે તેને શીખ દે છે કે 'હઝરત પેગમ્બર સાહેબ (સલ) ની ઉમ્મતમાથી, હઝરત ઇમામો જમા અને તરજબની ખિદમતમાથી અને મુલ્લાજીના હુકમમાથી જરા પણ દૂર ના જાવ તેની કાળજી રાખજો જે મુનકિર થશે (ઉપર કહેલાને છોડી દેશે) તેનો ચ્હેરો (કયામતને દિવસે) અલ્લાહ તા'લા આગળ કાળો થશે અને તે દોઝખમા જશે" બામદાદ, પુ ૬, પૃ ૨૭, ૩૧ (૧૮૬૩) (ઇમામો જમા અને તરજબના નામ જાણીતા ઇમામોની કોઈ પણ યાદીમા મળતા નથી —ભાષાન્તર કર્તા ) એ દિવસે જ્યારે મુલ્લાજી સાહેબ મસ્જિદમા પધારે છે ત્યારે દાઉદીઓ તેમના પગલા ચુમે છે અને જે જમીન ઉપર થઇને તેઓ જાય છે ત્યાની ધુળ લઇ, તેઓ પોતાની આંખો અને કપાળ ઉપર લગાડે છે બામદાદ, એજન

ગણાય છે જ્યારે તકરારો ઉઠે છે ત્યારે તેઓ જમાતના મુખ્ય મ ણુસોની મીટીંગ બોલાવે છે, અને તેમા તે બાબતોનો નિર્ણય કરે છે તેમના આ ફેંસલા સામે સુરતના* વડા મુલ્લાજી સાહેબને અપીલ થઇ શકે છે

વડા મુલ્લાજી અથવા "દાઈ"ના હાથ નીચેના મુલ્લા ચાર દરજ્જાના હોય છે ૧ માઝુન શબ્દાર્થ પ્રમાણે ( અમલ કરવાની ) જેને પરવાનગી આપવામા આવેલી હોય તે, ૨ મુકાસિર અર્થાત્ અમલ કરનાર (એક્ઝીક્યુટર), ૩ મશાયખ (ગિષ્ખનુ બહુવચન)અર્થાત્ વડીલ, અને ૪ મુલ્લા એટલે વાચી તેઓ તેમના નિર્વાહ માટે તેમની જમાત ઉપર આધાર રાખતા નથી, પરંતુ મદ્રેસાઓમા ભણતર પઢાવી અથવા બીજો કોઈ હુન્નર ધધો કરીને તેઓ પોતાનુ ગુજરાન ચલાવે છે સારી અરબી જાણનાર કોઇ પણ સારી ચાલના જુવાનને મુલ્લાની છેલ્લી પાયરીમા પ્રથમ દાખલ કરવામા આવે છે, અને, પછી, તેની લાયકાત મુજબ, માત્ર વડા મુલ્લાજીથી જ ઉતરતા દરજ્જા સુધી તેને ક્રમ વાર ચઢાવવામા આવે છે મુલ્લાની ફરજો બજાવવા જુવાન માણસોને તા'લીમ (શિક્ષણ)

* સુરતથી બીજે નબરે તેમનુ મુખ્ય સ્થળ મુબઇ અને ત્રીજે નબરે અમદાવાદ છે તે સિવાય નીચેના સ્થળોએ પણ મુલ્લાઓ નીમેલા હોય છે ગુજરાત તળપદમા વાડાસીનોર, વડોદરા ભાવનગર, વીરમગામ પાસે ભોજવા, ભરૂચ, ભીમા, ખભાત, દોહદ, ગોધરા, ધોધા, અને લુણાવાડામા કચ્છમા માંડવીમા, કાઠિયાવાડમા લીંમડી, મોરબી, નવાનગર, રાજકોટ અને વઢવાણમા, ઉત્તર ગુજરાતમા પાલનપુર, પટ્ટણ, સિદ્ધપુર અને વીસનગરમા, મુબઈ ઇલાકાના બીજા ભાગોમા, બેલગામ, જુન્નર, કોંકણ અને પુનામા, હિન્દના બીજા પ્રાન્તોમા ઔરંગાબાદ, બુરહાનપુર, હૈદરાબાદ, મદેસર અને ઉજ્જયનમા, હિન્દુસ્તાન બહાર અરબસ્તાનમા જીદ્દા અને મોખામા અને ઇરાની અખાતમા મસ્કત અને બસરામા

આપવા, ઈ. સ. ૧૮૦૯ માં તેમનો એક મદ્રેસો (સ્કૂલ) સુરતમાં સ્થાપવામાં આવ્યો હતો. અને જો કે હવે તે નાના પાયા ઉપર છે તોપણ હજી (ઈ. સ. ૧૮૯૭) તે ચાલુ રાખવામાં આવેલો છે.*

આ મધ્યસ્થ મદ્રેસા ઉપરાંત, દાઉદી વ્હોરાઓની દરેક વસવાટમાં એક એક મદ્રેસો હોય છે, જ્યાં, ત્યાંના મુલ્લાંની દેખરેખ નીચે, સાધારણ રીતે સુન્ની મુસલમાન શિક્ષક (વ્હોરાઓના) છોકરા અને છોકરીઓને કુરઆને શરીફ પઢતાં શીખવે છે.

વડા મુલ્લાંજી સાહેબ કેળવણી ઉપરાંત અનાથ અને નિરાધાર દાઉદીઓને ખોરાકી પોશાકી આપવામાં અને જમાતના ગરીબ માણસોને લગ્ન વગેરે ખાસ ટાકણાનો ખર્ચ આપવામાં મોટી રકમો ખર્ચે છે ×

આ બધા ખર્ચ તથા વડા મુલ્લાજી સાહેબનું પોતાનું દરબારી ખર્ચ જમાતના માણસોના પ્રસંગોપાત થતા દંડમાંથી અને પ્રત્યેક

---

* આ મદ્રેસાના છોકરાઓને ખાવાપીવાનું તથા કપડાંલત્તા પૂરાં પાડી, તેમને અરબી, ભૂમિતિ, તર્કશાસ્ત્ર અને ઇસ્લામની શરીઅત શીખવવામાં આવે છે એ સ્કૂલમાં શીખવા માટે હિન્દુસ્તાનના પ્રત્યેક પ્રાન્તમાંથી, તેમ જ છેક અરબસ્તાનથી પણ, છોકરાઓ આવે છે તેઓ ઘણાખરા આશરે ત્રણ વર્ષ રોકાય છે

× નાદાર અથવા લાચાર દાઉદીઓને માટે મુલ્લાજી સાહેબ તરફથી ખોરાકી પોશાકી અને જરૂર હોય તો રહેવાની જગ્યાઓ પણ મળે છે ગરીબ દાઉદીઓને તેવી જ રીતે હમેશા રાંધેલું અન્ન અને કેટલાક વખત કપડા અને વાપરવા પૈસા પણ આપવામાં આવે છે. પરંતુ તેના બદલામા તેમની પાસે કામ કરાવવામાં આવે છે ઓરીઅન્ટલ ક્રીશ્ચિયન સ્પેક્ટેટર, પુ ૯, પૃ ૨૪૨.

દાઉદી વ્હોરાની વાર્ષિક આવકમાંથી પાચમા ભાગ જેટલા "ખુમ્સ"* નામના ફાળામાંથી, તેમ જ જમાતનો દરેક માણસ ઇસ્લામી શરીયત મુજબ જે સાધારણ 'જગાત' (સેકડે અઢી ટકા) કહાડે છે, તેમાથી કરવામા આવે છે

દાઉદી વ્હોરાઓ પોતાના છોકરાને અગ્રેજી શીખવવા અથવા વશપરપરાના વેપાર સિવાય બીજો કોઇ પણ ધધો શીખવવાની વૃત્તિ ક્વચિત રાખે છે જતા, વેપારમા, પશ્ચિમ હિન્દના બીજા કોઇ પણ વેપારી વર્ગ કરતા, હોશિયારી અને સાહસમા તેઓ ઉતરે તેવા નથી અને છે તો થોડો વખત થયા લોખડના વધતા જતા ઉપયોગને લીધે તેમને ખાસ નફો મળતો રહે છે

## સુલયમાની વ્હોરાઓ

સોળમા સૈકાના અતમા, ઇ સ ૧૫૯૮મા, સુલયમાની વ્હોરાઓના ઉદયકાળ પછી, તેમણે ગુજરાતમા કોઇ પ્રગતિ કરેલી

* આ "ખુમ્સ" અથવા આવકનો પાચમો હિસ્સો અગાઉ ખલીફાઓને મળતો હતો તે જ છે ઇલીયટનો ઇતિહાસ, ૧/૪૭૪ આવકના પાચમા હિસ્સા ઉપરાત, એમ કહેવામા આવે છે કે વડા મુલ્લાજી સાહેબને દાઉદી વ્હોરાઓની સઘળા પ્રકારની મિલકતમાથી પાચમો હિસ્સો લેવાનો હક છે આ મિલકતમા ઢોકરાઓનો પણ સમાવેશ થાય છે, પરતુ કહે છે કે તેમા છોકરીઓનો સમાવેશ થતો નથી પાચમુ બાળક, છોકરો હોય તો, મુલ્લાજી સાહેબને પૈસા આપીને તે ખરીદી લેવામા આવે છે અથવા તે મુલ્લાજી સાહેબના નોકર તરીકે રહે છે ઘર દીઠ, જન્મથી મરણ સુધી, કુટુબના દરેક સારા માઠા પ્રસગે મુલ્લાજી સાહેબને આસ્થી બાર આના આપવા પડે છે કોઈ પણ દાઉદી વ્હોરાની મિલવારસી બધી મિલ્કત મુલ્લાજી સાહેબને મળે છે

નથી. ઈ. સ. ૧૮૪૮ માં સુરતમાં તેમનાં ૫૦ કુટુંબો, ભરૂચમાં ૨૫૦, અને હૈદરાબાદમાં થોડાં વધારે હતાં. ૧૮૯૬માં આ સંખ્યા ઘટીને, સુરતમાં ફક્ત બે કુટુંબ, ભરૂચમાં બે ત્રણ, અને તેટલાં જ ખંભાતમાં હતાં. ખાન બ. કાઝી શમ્સુદ્દીન તેમના વડા મુલ્લાજીની ગાદી શરૂથી જ યમનમાં હતી અને હજી પણ તે ત્યાં ચાલુ રહેલી છે. સને ૧૮૭૨માં, તે વખતના ગાદીનશીન મુલ્લાજી હુસન બિન ઈસ્માઈલને તુર્કી સરકારે કેદ પકડ્યા હતા અને તેમની હકુમતમાંથી થોડો મુલક લઈ લીધો હતો. તેમના હાલના (૧૮૯૮) મુલ્લાજી સાહેબ અહમદ બિન ઈસ્માઈલ, અરબસ્તાનના હિજાઝ પ્રાન્તના નજરાન ગામમાં રહે છે. સુલયમાની વ્હોરાઓ દેખાવમાં, રીત રિવાજોમાં અને દીની રસમોમાં દાઉદી વ્હોરાઓથી જુદા પડતા નથી. તેઓ એક બીજા સાથે હળેમળે છે પરંતુ પરસ્પર લગ્ન વ્યવહાર કરતા નથી. છેલ્લા ત્રીસ વરસમાં (૧૮૯૮) સુલયમાની વ્હોરાઓએ (તેમના જીવનમાં) ઘણા ફેરફારો તથા સુધારા કરેલા છે. મરહુમ તૈયબજી, જો કે મુંબઈમાં વસ્યા હતા, છતાં તેઓ મૂળ ખંભાતના વતની હતા. પોતાના પુત્રોને ઉચ્ચ અંગ્રેજી કેળવણી આપનાર તેઓ સૌથી પહેલા સુલયમાની હતા. હવે (૧૮૯૮) તો સુલયમાનીઓના બારીસ્ટરો, એન્જીનેરો વગેરે છે. અને એક (મરહુમ બદરૂદ્દીન તૈયબજી) મુંબઈ હાઈ કોર્ટના જડજ* હતા. સુલય-

* તેમના પુત્ર ફેઝ બદરૂદ્દીન તૈયબજી એક વખત મદ્રાસ હાઈ કોર્ટના અને બે વખત મુંબઈ હાઈ કોર્ટના જડજ હતા. હવે તેઓ રિટાયર થયેલા છે. તેમના ભાઈ મહમદ બદરૂદ્દીન તૈયબજી મુંબઈ ઈલાકામાં સુપ્રિન્ટેન્ડીંગ એન્જીનીયર હતા. હવે તેઓ રિટાયર થયેલા છે. તેમના ત્રીજા ભાઈ મોહસીન બદરૂદ્દીન તૈયબજી આઈ. સી. એસ. હતા. તેઓ ડીસ્ટ્રીક્ટ અને સેશન્સ જડજ હતા. કમનસીબે તેઓ યુવાનીમાં ગુજરી ગયા હતા. મરહુમ બદરૂદ્દીન તૈયબજી ભાઈ મરહુમ અબ્બાસ તૈયબજી વડોદરા રાજ્યમાં ચીફ(હાઈ)

માનીઓએ ગુજરાતના વ્હોરાઓનો પહેરવેશ તથા પાઘડી છોડી દીધા છે તેઓ ઘરમા ગુજરાતી× અને હિંદુસ્તાની બન્ને બોલે છે હવે સુલયમાની ઓએ બીજા (સુન્ની) મુસલમાનો સાથે પરણવાનુ શરૂ કર્યુ છે

## અલીઆ વ્હોરાઓ

અલીઆ વ્હોરાઓની કોમ સ્થાપનાર, અલી, તે વખતના વડા મુલ્લાજી શેખ આદમના એક પુત્ર ઈબ્રાહીમના પુત્ર હતા ગાદીનશીન મુલ્લાંજી શેખ આદમે, પોતાના પુત્રોને છોડી દઇ, એક શેખ તૈયબને પોતાના વારસ નીમ્યા હતા શેખ આદમના પુત્રોએ અલીના હકને ટેકો આપવા પ્રયાસો કર્યા હતા છતા શેખ તૈયબનો વડા મુલ્લાજી તરીકે ઇન્કાર કરનાર બહુ જ નાની મણ્ડળી તેમના તરફ રહી હતી સુલયમાનીઓ માફક, અલીઆઓ પણ દાઉદી-ઓ સાથે પરસ્પર લગ્ન વ્યવહાર રાખતા નથી, પરતુ દેખાવમા તેમ રીત રિવાજોમા તેઓ દાઉદીઓથી જુદા પડતા નથી

## નાગોશી વ્હોરાઓ

ગોશ્ત (માસ) નહિ ખાનારા આ નાગોશી વ્હોરાઓનો ફિરકો, દાઉદીઓના કહેવા પ્રમાણે, ઈ સ ૧૭૮૯ના અરસામા, ઘણો થોડા વખત ઉપર જ તાજો પડેલો છે તેમની કોમના મૂળ સ્થાપકને, તેમની કેટલીક વિચિત્ર મઝહબી માન્યતાઓને લીધે, અલીઆ કોમમાથી કા તો કોમ બહાર કરવામા આવ્યા હતા, અથવા તેઓ પોતે તે કારણે તે કોમમાથી જુદા પડી ગયા હતા તેમના સિદ્ધાંતોમા સૌથી વિશિષ્ટ સિદ્ધાત એ હતો કે મારાદાર

---

કોર્ટના જજ્જ હતા નામદાર નિઝામ સરકારના વડા પ્રધાન ધિ રાઈટ ઓનરેબલ સર અકબર હૈદરી સુલયમાની વ્હોરા છે (ભાષાન્તર કર્તા)

× તૈયબજી અને હૈદરી કુટુબોએ ગુજરાતી છોડી દઇ ઉર્દુને પોતાની માતૃભાષા બનાવી છે (ભાષાન્તર કર્તા)

કરવો પાપ છે એ ઉપરથી એ મત માનનાર નાગોશી' ગોસ્ત નહિ ખાનાર કહેવાય છે ફરીશ્તાએ વર્ણવેલી અલી-ઇલાહીયા કોમ જે અનેકાનેક અવતારો metempsychosis મા માનતી હતી અને હઝરત અલી (ક.અ.) ખુદા પામ્યા અવતાર હતા, એમ જે કોમ માનતી હતી, તે કોમ સાથે આ નાગોશીઓને કંઈ સંબંધ નથી કોલબ્રુકના નિબંધો ૨/૨૨૬ અને ૧૮૯૭ મા ગુજરાતમા તેમની વસ્તી ફક્ત ચાર ઘરની હતી તેઓ બધા વડોદરામા રહેતા હતા તેઓ અલવીઆ સાથે લગ્ન વ્યવહાર રાખે છે પરંતુ દાઉદીઓ સાથે તેવો સંબંધ રાખતા નથી.

## જાફરી વ્હોરાઓ

જાફરી વ્હોરાઓ, જે દાઉદી વ્હોરાઓ સુલતાન મુઝફ્ફરશાહ પહેલાના અમલમા, ઈ સ ૧૩૯૧મા, સુન્ની મઝહબમા આવ્યા હતા તેમના વંશજો છે દાઉદી વ્હોરાઓએ તથા સુન્ની મઝહબમા આવેલ આ વ્હોરાઓએ પરસ્પર લગ્ન વ્યવહાર સૈયદ જાફર શીરાઝીએ ઈ સ ૧૫૩૫ મા બંધ કર્યો હતો ત્યાર સુધી, ચાલુ રાખ્યો હતો (મીરાતે અહમદી, ફારસી આવૃત્તિ, પુ ૨ પૃ ૮૭)

તેમની કોમના મુખ્ય મથક ઉપરથી તેમને "પટણી" કહેવામા આવે છે, તેમના પીરના નામ ઉપરથી "જાફરી', અને તેઓ સુન્ની છે, તેથી તેમને 'બડી જમાત," અને "ચાર યારી' એટલે હઝરત પેગમ્બર સાહેબ (સ.અ.)ના ચાર મુખ્ય અસહાબો (હઝરત અબુબક્ર, ઉમર, ઉસમાન અને અલી (રદી))મા માનનાર કહે છે

આ પટણી વ્હોરાઓ સુન્ની કેવી રીતે થયા હતા, તે વિષે દાઉદીઓ જે ખુલાસો કરે છે, તે આ પ્રમાણે છે તેમનામાનો એક જાફર નામનો માણસ, તે વખતના નિઝામ મુલ્ક, ગુજરાતથી યમન મુલ્લાંપણા માટે ઇજાજત લેવા ગયો હતો ઈ સ ૧૮૮૪ના અરસામા તે પાછો આવ્યો હતો ત્યારે તેણે જરૂરી પરવાનગી મેળવ્યા

સિવાય, મુલ્લાંપણાનો પેશો (ધંધો) શરૂ કરી દીધો હતો. તે કારણે તેને જમાત બ્હાર મુકવામાં આવ્યો હતો. તેનું વેર વાળવા, તે સુન્ની થઈ ગયો હતો. અને તેણે ઘણા શીઆઓને પોતાના સુન્ની પંથમાં ભેળવ્યા હતા. પરંતુ સત્ય ઘટના આ પ્રમાણે છે કે સુલતાન **મહમૂદ બેગડાના** જમાનામાં તેના દરબારના અલંકાર રૂપ થઇ ગયેલા **સૈયદ અહમદ જા'ફર શીરાઝી*** ના નામ ઉપરથી તેઓ 'જા'ફરી' કહેવાય છે. સાબીતીમાં, તેઓ હજી એ સૈયદને પોતાના પીર તરીકે માને છે અને તેમના વંશજોને તેઓ પોતાના પીરઝાદા ગણે છે.

**પટણી** વ્હોરાઓ ગુજરાતમાં સઘળાં નાનાં મોટાં ગામોમાં મોટી સંખ્યામાં મળે છે. દેખાવમાં તેઓ દાઉદીઓથી કંઇક જુદા પડે છે. અને મેમણો અને બીજા સુન્ની મુસલમાનોને મળતા આવે છે. તેમનામાંથી શહેરોમાં રહેનારા હિન્દુસ્તાની અને ગામડાંમાં રહેનારા ગુજરાતી બોલે છે. પ્હેરવેશમાં પટણી વ્હોરા, બીજા સાધારણ મુસલમાનો કરતાં, તેમની ગોળ, નાની કિનારીની, તપખીરીયા અથવા કાળી પાઘડીથી જ જુદા પડે છે. તેમની કોમના જુવાન માણસો રાતી પાઘડીઓ પ્હેરે છે તેમની સ્ત્રીઓ સુરતી મુસ્લિમ સ્ત્રીઓ

---

* આ સૈયદ અહમદ જા'ફરને હજી પણ એટલું બધું માન આપવામાં આવે છે કે અમદાવાદમાં હિન્દુઓ જે રસ્તે આ પીરનો રોઝો છે ત્યાંથી પોતાનાં શબ બાળવા માટે લઇ જતા નથી; કારણ કે તેઓ માને છે કે તેમ કરવાથી તે શબ કદિ બળી શકતાં નથી. **મીરઆતે અહમદી** (૨/૪૦-૪૧)મા કહ્યા પ્રમાણે આ **સૈયદ અહમદને** તેમના પિતા **સૈયદ જા'ફરે સીંધમાંથી** આવીને અમદાવાદમાં વસાવ્યા હતા, અને પછી પોતે **સીંધ** પાછા ગયા હતા. એમ કહેવાય છે આ **સૈયદ અહમદ** કરામાત (ચમત્કારો) કરી શકતા હતા, બે રકા'ત નમાઝમાં તેઓ અર્ધું કુરઆન પઢતા હતા. તેમણે **મક્કા** શરીફની હજ પગે ચાલીને કરી હતી.

જેવાં કપડાં પ્હેરે છે; ફેર માત્ર એટલો જ હોય છે કે તેમની ઇજારો જરા વધારે પ્હોળી હોય છે, અને બ્હાર જવામાં તેઓ બુરખા ઓઢે છે. આ વ્હોરાઓ વેપાર કરે છે. જેમનો વેપાર અરબસ્તાન સાથે હોય છે તેઓ ઘણા અરબી રિવાજો પાળે છે.

તેમનામાં કેટલાક વેપારીઓ હોય છે. પણ ઘણાખરા લોખંડના અથવા કાચના સામાનની દુકાનો કરે છે. કેટલાક ફેરીનો ધંધો કરે છે, અને અમદાવાદ અને પટ્ટણમાં તેઓ રેશમી કપડાં વણે છે. તેમની સ્ત્રીઓ, ઘરકામ સિવાય, રેશમી કપડાં વણવાનું કામ કરે છે. તેઓ વધારે કંજુસ અને તમાકુ અને અફીણના વધારે વ્યસની હોય છે, તે સિવાય બીજી રીતે તેઓ દાઉદીઓને ઘણી રીતે મળતા આવે છે. એક વર્ગ તરીકે, તેઓ સુખી સ્થિતિમાં છે. કેટલાક પૈસાદાર અને માત્ર થોડાક દેવાદાર હોય છે. તેઓ મઝહબે સુન્ની અને પરહેઝગાર હોય છે. અને ઘણાખરા, સ્ત્રીઓ સુદ્ધાંત, કુરઆને શરીફ પઢી જાણે છે અને નમાઝ પઢે છે.

તેમનામાં કોઇ ખાસ દીનનો ઉપરી નથી, પરંતુ ઘણાખરા પીરઝાદાઓને માને છે. તેમનામાંથી મોટી સંખ્યા અમદાવાદના પીર મોહમ્મદશાહને માનનારા હોવાથી, તેઓ "કબરીઆ"ને નામે ઓળખાય છે. તેમના છોકરાઓનાં નામ સાદાં, જેવાં કે ઉમર, ઉસ્માન, અલી—પ્હેલાં 'મીયાં' અથવા પાછળ 'ભાઈ' જોડેલાં હોય છે; અને છોકરીઓનાં નામ દાઉદી કોમમાં પાડે છે તેવાં હોય છે. સુરતના સુન્ની વ્હોરાઓ દરેક જાતના મુસલમાનોમાં લગ્ન વ્યવહાર રાખે છે; તે સિવાય જા'ફરી વ્હોરાઓ માત્ર પોતાની કોમમાં જ પરણે છે, અને તેમનાં લગ્ન ટાંકણાં તેઓ કોઇ જાતના વરઘોડા વિના ઉજવે છે. દરેક ગામમાં તેમનો નાત—પટેલ હોય છે અને તેમની જમાતનું બંધારણ એકંદરે સારું છે. તેમનામાંના માલદાર માણસો થોડે થોડે વખતે ભેગા મળે છે અને તેમની કોમના ગરીબ માણસોને મદદ કરવાને ઉઘરાણાં

કરે છે એકંદરે તેમનુ ભવિષ્ય ઉજ્જ્વળ છે તેમનામાના કેટલાક સરકારી નોકરીઓમા દાખલ થયેલા છે તેઓ તેમના છોકરાને ગુજરાતી અને ઉર્દુ અને કેટલાક અંગ્રેજી પણ શીખવે છે

નોટ

શીઆ વ્હોરાઓના બીજા બે પેટા વિભાગો–હીપ્તીઆ અને મેહદીબાગવાળા, ઓએ એગ્રિકીયરના સંપાદકે આપેલા નથી તે નીચે પ્રમાણે છે આ બન્ને વર્ણન 'ગુલઝારે દાઉદી' ઉપરથી લીધેલા છે ભાષાન્તર કર્તા

## હીપ્તીઆ વ્હોરાઓ

વડા મુલ્લાજી સાહેબની ગાદી ઉજ્જયનમા હતી ત્યારે, મુલ્લાજી મુહેયુદ્દીનના વખતમા, આ ફિરકો પડયો હતો એક વયોવૃદ્ધ અને જ્ઞાનોવૃદ્ધ સય્યદી લુકમાનજીએ નવુ મુલ્લાઓ જોયા હતા, અને તેમના દીની ઈલ્મ માટે તેમને 'શમ્સુલ ઉલમાએ નાતીક'નો ઈલ્કાબ મુલ્લાજી મુહેયુદીને આપેલો હતો તેમના એક શાગિર્દ ઇસ્માઈલ બિન અબ્દુર્રસૂલનો પુત્ર હીબ્તુલ્લાહ ઘણો વિદ્વાન હતો

આ પિતા–પુત્ર શાગિર્દોએ જાહેર કર્યું હતુ કે તેમના દાદા અલ–મવલા અબ્દુલ્લા બિન હારીસ મારફતે તેમણે તેમના જમાનાના ઇમામ સાથે સબધ સાકળ્યો હતો હીબ્તુલ્લાહે તો એટલે સુધી જાહેર કર્યું હતુ કે તે જમાનાના ઇમામને મળ્યો હતો અને તેમણે તેને પોતાનો 'હુજ્જતે લયલી' (શબ્દાર્થ, રાતની સાબીતી) નીમ્યો હતો

તેમણે ઉજ્જયનમા તેમના નવા મતનો પ્રચાર શરૂ કર્યો હતો પણ વ્હોરાઓએ તેમને એટલા હેરાન કર્યા હતા કે તેઓ લુણાવાડા નાસી ગયા હતા કેટલેક વખતે તેઓ ઉજ્જયનમા પાછા આવ્યા હતા ત્યારે મુલ્લાજી મુહેયુદ્દીનના 'ફિદાઇઓ' (વફાદારો) એ હીબ્તુલ્લાહનુ નાક કાપી લીધુ હતુ

હીબ્તુલાહને થોડાક અનુયાયીઓ મળ્યા હતા તેઓ "હીબ્તીઓ" કહેવાય છે તેઓ ઉજ્જયનમા રહે છે તેઓ બીજા વ્હોરાઓ સાથે લગ્ન વ્યવહાર રાખતા નથી, તેમ તેઓ તેમની સાથે હળતા મળતા પણ નથી

## મેહદીબાગવાળા વ્હોરાઓ

ઇ સ ૧૮૯૭ ના અરસામા, વડા મુલ્લાજી બુરહાનુદીનના વખતમા, મુંબઇના એક નાનકડા વેપારી અબ્દુલહુસેન જીવાજીએ નાગપુરમા ઘણા માણસોને પોતાના તરફ આકર્ષ્યા હતા જુવાન અબ્દુલહુસેન અસાધારણ બુદ્ધિશાળી અને માણસોના દિલ જીતી શકે એવી રીતભાતવાળા હતા

તેમણે જાહેર કર્યું હતુ કે તેઓ તે જમાનાના ઇમામ સાથે સપર્ક રાખતા હતા, અને ઇમામે તેમને પોતાના "હુજ્જત" (સાક્ષીતી) નીમ્યા હતા એ દરજ્જાને આધારે તેમણે દાવો કર્યો હતો કે તેઓ દાઇ'–વડા મુલ્લાજીથી ઊંચો દરજ્જો ધરાવતા હતા

તે સમયના દાઉદી વ્હોરાઓના મઝહબી 'દા'વત' (આમત્રણ)મા કટલાક કમનસીબ મજોગોને લીધે અબ્દુલહુસેનને ઉત્તેજન મળ્યુ હતુ તે વખતના તેમના કેટલાક વિદ્વાન 'મશાયખો' માનતા હતા કે મુલ્લાજી નજમુદીનના વખતથી અગાઉથી ચાલતી આવેલી જમાનાના ઇમામની પ્રેરીત 'દાઇ'ઓની દૈવી સકલના તુટી ગયેલી હતી, અને ત્યારથી, તે દૈવી મઝહબી 'દા'વત' મટી, ફક્ત કોમી, સામાજિક 'નિઝામત' (એડમીનીસ્ટ્રેશન કારભાર) રૂપે રહેલી હતી,

તેમને તેમ માનવાનુ કારણ એ પ્રમાણે હતુ કે મુલ્લાજી નજમુદીન પહેલાના મુલ્લાજી સયફુદ્દીન ખાદ્દીન ચાલતી આવેલી પ્રણાલિકા અનુસાર જમાનાના ઇમામની પ્રેરણાથી પોતાનો વારસ જાહેર કરવાના હતા, તેના ફક્ત બે દિવસ અગાઉ તેઓ મુદત

વયમા એકાએક અવસાન પામ્યા હતા' 'મોઅમે બહાર', પુ. ૩, પૃ ૭૧૭.

તેથી શેખ ઈમાદુદીનની આગેવાની નીચે તે વખતના આગેવાન 'મશાયખો'એ સય્યદેના નજમુદીનને વડા મુલ્લાંજી તરીકે ચુટયા હતા અને તેમણે તેમને વફાદાર રહેવાના સોગદ લીધા હતા.

આમ અગાઉથી ચાલતી આવેલી ઈમામ પ્રેરીત દૈવી 'દા'વત' ની પ્રણાલિકાની સાકળ તુટવાથી દાઉદી વ્હોરાઓના સામાન્ય જન સમાજમા તેમના ભવિષ્ય માટે શકાને સ્થાન મળ્યુ હતુ 'મોઅમે બહાર', પુ ૩, પૃ ૫૧૯.

તે પહેલા થઇ ગયેલા વ્હોરાઓના એક શાયર (કવિ) શેખ સાદિક અલીની એક પેશીનગોઇ (ભવિષ્યવાણી) હતી કે 'દાઇ ઝુઐમ પહેલા, ને છે બદરુદીન ખિતામ (છેલ્લા)' મુલ્લાજી બદરુદીન પોતાના વાન્મ નીમી શકયા ન હતા, તે સાથે આ પેશીનગોઇ સાકાજી દેવામા આવી હતી 'મોઅમે બહાર'ની હિજરી સન ૧૩૩૩ ની આવૃત્તિના પુ ૩, પૃ, ૧૦૩ ઉપર આ પેશીનગોઇ આપેલી છે એ પુસ્તકની ત્યાર પછીની આવૃત્તિઓમા એ પેશીનગોઇવાળી પક્તિ સુધારીને છાપવામા આવેલી છે

કહેવામા આવે છે કે કઇક આ વ્હેમને કારણે તે વખતના કેટલાક વિદ્વાન 'મશાયખો'એ આ નવા ફિરકાને પરોક્ષ રીતે ઉત્તેજન આપ્યુ હતુ અને કેટલાક યુવાન મશાયખો તો તેમા જોડાયા હતા તે ઉપરથી કેટલાક પૈસાદાર અને સાહસિક વેપારીઓ પણ તેમા ભળ્યા હતા

તેમની સહાયથી અબ્દુલહુસેને નાગપુરમા 'મેહદીબાગ' નામની સ્વતંત્ર સસ્થા શરૂ કરી હતી પરતુ અલ્પ કાળમા મશાયખોની શ્રદ્ધા અબ્દુલહુસેન ઉપરથી ઉઠી ગઇ હતી અને તેઓ પાછા

આવ્યા હતા ત્યાર પછીથી આ સંસ્થાની અગત્ય અને તેના અનુયાયીઓની સંખ્યા ઘટી ગઇ હતી

અબ્દુલહુસેનના અવસાન સમયે તેમણે પોતાના વારસ તરીકે એક ગુલામહુસેન (ખા બ એચ એમ મુલ્લાં) ને નીમ્યા હતા તેઓ હાલ આ સંસ્થાના ઉપરી છે અને તેમાં હાલ ફક્ત આશરે સો માણસો છે. તેઓ બીજા વ્હોરાઓ સાથે લગ્ન વ્યવહાર રાખતા નથી, તેમ તેઓ તેમની સાથે ભળતા મળતા પણ નથી

## દુધવાળા

દુધવાળા* અથવા ગાડીત (ગાડા ફેરવનાર) સાબરીઓ અને ગવળીની હિન્દુ કોમોમાંથી મુસલમાન થયેલા ગુજરાતમાં સઘળે સ્થળે, ખાસ કરીને અમદાવાદ અને વડોદરામાં વસે છે

---

* મીરઆતે અહમદી (૨/૪૭)માં દુધવાળા અને પીંજારાને 'મન્સુરી'નું સામાન્ય ઉપનામ આપેલું છે એ લેખક કહે છે કે એ બન્ને વર્ગો સૈયદ મોહમ્મદ જોનપુરી રાજે શહીદના અનુયાયીઓ છે આ રાજે શહીદ મહદવી મઝહબના ઉપદેશક હતા તેમને શાહજાદા ઔરંગઝેબની ગુજરાતની સુબાગીરી દરમ્યાન (ઇ સ ૧૬૪૪–૧૬૪૬) અમદાવાદમાં કતલ કરવામાં આવ્યા હતા આ બે વર્ગોને 'મન્સુરી' કહ્યા છે, કારણ કે તેઓ હઝરત અબુ'લ મુ'ગીસ હુસેન ઇબ્ન મન્સુર અલ હલ્લાજ (૩ પીંજનાર) (રહ), જેઓ "મન્સુર"ના ઉપનામથી મશહૂર છે, તેમના તેઓ ધાર્મિક અનુયાયીઓ વા મુરીદો છે આ હઝરત મન્સુર (રહ) બગદાદમાં અબ્બાસી ખલીફા અલ મુક્તદીર (ઇ સ ૯૦૮–૯૩૨)ના સમયમાં થઇ ગયા હતા તેઓ સ્વતંત્ર વિચારક (Free Thinker) હતા, એવું તેમના ઉપર તોહમત મુકીને, ઇ સ ૯૨૨ માં, તેમને 'સંગસાર' કરવામાં આવ્યા હતા એટલે તેમને અર્ધા જમીનમાં દાટીને પથ્થર મારીને શહીદ કરવામાં આવ્યા હતા મૌલાના મન્સુર (રહ)ની નીચેની ઉક્તિઓ મુસ્લિમ સુફીઓ બહુ માનનીય માને છે

તેમનામાં પેટા જ્ઞાતિઓ નથી. પુરૂષો ઉંચા, ગૌરવર્ણા, સારા બાંધાના અને દેખાવડા હોય છે. તેઓ માથાના વાળ સાધારણ લાંબા અને દાઢી કુંડી રાખે છે. સ્ત્રીઓ ખુબસુરત હોય છે. તેમની આંખો ઘણી વખત માંજરી અને તેમના વાળ ગુંચળાંવાળા હોય છે.

તેઓ ગુજરાતી બોલે છે. તેઓ ત્રણ ખુણાવાળી મરાઠા ઘાટની પાઘડી અને કેટલાક ધોતી પ્હેરે છે. તે સિવાય સાધારણ રીતે, પુરૂષો, બીજા મુસલમાનો માફક, પ્હેરણ અને સુરવાળો પ્હેરે છે; પરંતુ તેમની સ્ત્રીઓ હિન્દુ સ્ત્રીઓનો પ્હેરવેશ પ્હેરે છે. પુરૂષો દુધ વેચે છે અને ગાડાં ભાડે ફેરવે છે. સ્ત્રીઓ ગાયો ભેંસો દોહવે છે અને તેમને સંભાળે છે. પુરૂષો એકંદરે શાન્ત, ઠરેલ, મહેનતુ, કરકસરીઆ, અને સુઘડ હોય છે; પરંતુ દુધમાં પાણી ભેળવવા માટે તેમનું નામ વગોવાય છે. મઝહબે તેઓ નામના સુન્ની હોય છે, અને ધાર્મિક વૃત્તિવાળા હોતા નથી. માત્ર થોડાજ કુરઆને શરીફ પઢી જાણે છે અથવા નમાઝ પડે છે. હિન્દુઓ માફક તેમનામાં લગ્ન પ્રસંગોએ સ્ત્રીઓ વરઘોડામાં ભળે છે અને ગુજરાતી ગીતો ગાય છે. તેઓ મોત મૈયતમાં રડે કુટે છે. પારસીઓ માફક તેઓ પોતાનાં નામને

" અલ્લાહ તા'લાએ આદમીને પાંખો બાંધીને ઉંડા દરિઆમાં ફેંકેલો છે, અને ફરમાવ્યું છે કે તારી પાંખો ભીંજાય નહિ તેની તું ખૂબ ખૂબ સંભાળ રાખજે."

નીચેની કથની તેમને સંગસાર કરવામાં આવ્યા હતા ત્યારે તેમણે ઉચ્ચારેલી હતીઃ

"હું આ દુનિયામાં શી રીતે આવ્યો છું તે હું જાણતો હોત તો હું અહીં આવત જ નહિ; અને જો કેવી રીતે અહીં ના આવવું તે હું જાણતો હોત તો હું અહીં આવત જ નહિ."

આ બન્ને કથનીઓ ઈબ્ન ખલ્લીકાનના વફીયાતુલ આ'યાનમાં પુ. ૧ પૃ. ૧૪૭ ઉપર ટાંકેલી છે.

છેડે 'જી' ઉમેરે છે; ઉદા. ઈસ્માઇલજી. તેઓ માત્ર પોતાની કોમમાં જ લગ્ન વ્યવહાર કરે છે, અને તેઓ બીજાઓથી નિરાળી કોમ તરીકે રહે છે. તેમનામાં નાતનો પટેલ હોય છે. તેઓ તેમનાં છોકરાંને ગુજરાતી શીખવે છે અને કેટલાક અંગ્રેજી અભ્યાસ પણ કરાવે છે. એકંદરે, તેઓ સુખી હાલતમાં છે, પણ તેમનામાંથી કોઇ ઉચ્ચ પદવીએ ચઢેલા નથી.

## ગાડીત, ગવલી (જુઓ દુધવાળા)

## કરાલીઆ

કરાલીઆ, એટલે કુંભારો, અમદાવાદ શહેરમાં રહે છે. તેઓ હિન્દુ કુંભારો મુસલમાન થયેલા તેમના વંશજો છે. તેઓ મધ્યમ કદના અને ગૌરવર્ણા હોય છે. પુરૂષો માથે હજામત કરાવે છે અને દાઢી રાખે છે. સ્ત્રીઓ ગૌરવર્ણી. સુંદર અને મજબુત બાંધાની હોય છે. તેઓ ગુજરાતી બોલે છે. પુરૂષો ગરીબ મુસલમાનો જેવાં અને સ્ત્રીઓ હિન્દુ સ્ત્રીઓ જેવાં કપડાં પ્હેરે છે. સ્ત્રીઓ હાથમાં મુસલમાન સ્ત્રીઓ માફક ચાંદીની બંગડીઓ પ્હેરે છે. તેઓ માટીનાં વાસણો બનાવતા નથી, પરંતુ બનાવેલાં વાસણો ફક્ત વેચે છે. પુરૂષો મજુરી અથવા ઘરગથુ નોકરીઓ કરે છે, અને સ્ત્રીઓ દુકાનો ચલાવે છે. પુરૂષો શાન્ત, પ્રમાણિક અને ત્રેવડવાળા, પરંતુ આળસુ અને અફીણી હોય છે. તેઓ સુખી સ્થિતિમાં છે; કેટલાક તો ઘણી આબાદ હાલતમાં છે. તેઓ નામના સુન્ની છે અને દીનની ઝાઝી દરકાર કરતા નથી. માત્ર થોડાક કુરઆને પાક પઢી જાણે છે, અથવા નમાઝ પઢવાની ફિકર કરે છે. તેઓ પોતાની કોમમાં જ અથવા લાકડાં કાપનાર કઠિયારામાં પરણે છે. તેમની અને કઠિયારાની મળીને એક જમાત છે. તેમની નાતનો પટેલ તેમની તકરારો સુલ્હે છે. અમદાવાદમાં તેમની જમાતની નાતવગ કરવાની 'વાડી' છે. ત્યાં

કેરીગાળામા તેઓ મિજબાનીઓ કરે છે અને તેમા જે હાજર રહે તેનો નાત તરફથી દંડ કરે છે તેઓ તેમનાં છોકરાંને કેળવણી આપે છે તેઓ એકંદરે સુખી સ્થિતિમા છે

## ખોજાઓ

ખોજાઓ* અર્થાત્ માનનીય નવ-મુસ્લિમો,× આખા ગુજરાતમા, અને કચ્છ, કાઠિયાવાડ અને ફિરંગીઓના દીવ દમણમા, તથા અમદાવાદ, વડોદરા અને સુરતમા મળે છે.

ગુજરાત બહાર, મુંબઇ ઇલાકામા, તેઓ સિંધ, થાણા, ખાનદેશ અને મુંબઇમા, અને ઇલાકા બહાર, કલકત્તા, પંજાબ, કાશ્મીર, કાબુલ, દાર્દિસ્તાન અને નગર હુન્ઝામા.* ઇરાની

---

* ખોજા તુર્કી શબ્દ છે અને તે લકબ રૂપે છે ફારસીમા તેનો ઉચ્ચાર ખાજા છે લખવામા તે ખ્વાજા લખાય છે તેનો અર્થ કવિ, શિક્ષક અને વેપારી છે 'મૌલા' માફક તેનો અર્થ શેઠ અને નોકર, બન્ને થાય છે બર્ટનનુ સિંધ, પૃ ૪૧૨

× ઈ સ ૧૮૬૬નો મોટો ખોજા કેસ, પૃ ૧૦-૧૨

* બીડુલ્ફ હિન્દુકુશની કોમોના વૃત્તાતમા પૃ ૧૧૮ ઉપર કહે છે કે જ્યારે 'મૌલાઇ' સંપ્રદાયના સિદ્ધાતો ઓક્સસ નદીની ખીણોમાથી હિન્દુકુશ પહાડના ડુંગરી રસ્તા ઓળંગી આવ્યા હતા ત્યારે ઇસ્કારડો વંશના બાદશાહોની સત્તાથી શીઆ મઝહબ દાખલ થયો હતો નગર હુન્ઝાની બધી વસ્તી અને બાલ્તીસ્તાનના બે-તૃતિયાંશ લોક સિવાય, બાકીના નૂર બક્ષ પંથના છે હુન્ઝાના મીર અને ત્યાની સઘળી પ્રજા મૌલાઇ છે નૂરબક્ષ પંથવાળાનો અર્થ ખોજાઓ થાય છે ફરીશ્તા (ફારસી આવૃત્તિ, પુ ૨, પૃ ૬૪૫-૬૪૬) કાશ્મીરી ખોજાઓને નૂર બક્ષના અનુયાયીઓ કહે છે 'મૌલાઇ' શબ્દ મૌલા અર્થાત્ માલિક અથવા સરદાર ઉપરથી નીકળેલો છે 'મૌલા' હજરત અલી

આરી રીતે ટેકો મળ્યો હતો ખાસ કરીને ઈરાનમાં આ પક્ષને હસન સબ્બાહ નામના દાઇએ સર્વોપરી બનાવ્યો હતો. આ હસન સબ્બાહ ઇસ્માઇલી દાઇ હતા તેઓ તેહરાનની દક્ષિણે નવ માઇલ ઉપર, હાલ ખંડેર થઇ ગએલા રાઇ નામના ગામડામાં, અગિયારમા સૈકાની શરૂઆતમાં જન્મ્યા હતા. હમને 'ફિદવી' અથવા 'ફિદાઈ' અથવા તેમના સંપ્રદાયના સ્થાપકના નામ ઉપરથી યુરોપમાં માગઓ * – assassins તરીકે ઓળખાતા થયેલાની કોમની સ્થાપના કરી હતી

હસને પોતાની સત્તાનું કેન્દ્ર,અલમુત અર્થાત્-'ગરૂડનો માળો' એ નામના ઇરાનના દઇલમ પ્રાન્તની સરહદ ઉપરના દુર્ભેદ્ય પ્હાડી કિલ્લામાં, કઝવીનથી આશરે ૨૦૦ માઇલ ઉત્તરે સ્થાપ્યું હતું આ કિલ્લો, અને તેની આજુબાજુનો થોડો પ્રદેશ, તેમણે સહલજુકી

* સર જોસેફ આરનોલ્ડ આ ઉપનામ વિશે કહે છે કે Silvestre de Sacy જે વ્યુત્પત્તિ આગ્રહપૂર્વક આપે છે તે ખરી હોવી જોઇએ, અને પૂર્વના દેશોની ભાષાઓમા અલમુત અને અમીઅતના ઇસ્માઇલીઓ જે નામથી ઓળખાય છે, તે ઉપરથી એ નામની વ્યુત્પત્તિ હોવી જોઇએ આ નામ 'હશ-શી-શીન' છે હસન અને તેમના વારસો, જે હશીશ એટલે ભાગ પીને પોતાના આત્મા સંયમમાં રાખતા હતા અને જે વડે તેઓ પોતાના હથિયારરૂપ ફિદવીઓને જુસ્સો ચઢાવતા હતા, તે 'હશીશ' શબ્દ ઉપરથી 'હશ-શી-શીન' અ—બ—assin નામ પડ્યુ છે જુઓ ઇ સ ૧૮૬૬ નો મોટો ખોજા કેસ આ વ્યુત્પત્તિ વિરૂદ્ધ ધ્યાનમા રાખવા જેવું છે કે તે જમાનાના કોઈ પણ અરબ વા ઇરાની ઇતિહાસકારે ઇસ્માઇલીઓને 'હશ-શી-શીન' ના ઉપનામથી વર્ણવ્યા નથી તેઓ સઘળાઓએ તેમને 'મુલ્લાહિદા (મુલ્લાહિદનું બહુ વચન) heretics એટલે ઇસ્લામમાંથી ફરી ગયેલાના નામથી સંબોધ્યા છે ઈનીયટ, ૨/ ૩૫૩, ૩૩૭; ફેરીસ્તા, ફ્રાન્સી આવૃત્તિ, ૨ ૬૪૫-૬૪૬

વંશના શહેનશાહ મલેકશાહ (ઈ. સ. ૧૦૭૨–૧૦૯૨)ના લશ્કરી સુબા પાસેથી કંઈક અંશે ખરીદીને અને કંઈક અંશે પ્રશંસા કરીને મેળવ્યો હતો. અલમુતનો કિલ્લો કબજે કર્યા પછી, હસને મિસરની ફાતિમી ખિલાફતના મઝહબી 'દાઈ' અને રાજકીય એલચી તરીકે પોતે વર્તવાનું બંધ કર્યું હતું. તે વખત સુધી જો કે તેમણે 'ગુપ્ત ઈમામ', Unrevealed Imam નું પદ ધારણ કર્યું ન હતું, તો પણ તે વખતે તેમણે એથી વધારે સમજવાળું 'શેખુલ જબલ'. પહાડી સરદારનું નાનું નામ ધારણ કર્યું હતું. ક્રુસેડરો (જિહાદ કરનારા ખ્રીસ્તીઓ) તેમને "પહાડના પીર મર્દ" પહાડના બુઢ્ઢા માણસ તરીકે સંબોધતા હતા; અને તે જ ઉપનામ તેમના પછી તરત થયેલા તેમના બે વારસો વાપરતા હતા. ઈ. સ. ૧૧૨૪ માં પાકી ઉમરે થયેલા તેમના અવસાન પહેલાં તેમને એટલો સંતોષ થયો હતો કે તેમણે સ્થાપેલો નવો સંપ્રદાય ફિદવીઓના* કાતિલ ખંજરની આબાદ અસરથી, તેમ પાયમાલ કરી નાખે તેવા તેમના મઝહબી કાનુનોની તામીલથી, આજુબાજુની ઇસ્લામી રિયાસતોને ધ્રુજાવતો દિન પ્રતિ દિન પ્રગતિ કરતો હતો.

હસનના વારસો બીજા બાદશાહોને ત્રાસરૂપ નીવડી અને રાજ્યક્રાંતિઓ યોજી ખુરાસાનની સરહદથી સીરિયાના પહાડો સુધી અને કાસ્પીઅન સમુદ્રથી ભૂમધ્ય સમુદ્ર સુધી રાજ્ય કરતા હતા.

---

* 'ફિદવીનો પ્રાથમિક અર્થ' આ.બી ફિદા'—જેણે પોતાનો ભોગ આપ્યો, એ ઉપરથી પોતાનો ભોગ આપનાર scape-goat થાય છે. ઇસ્માઇલી ફિદવીઓ એ પ્રકારના મોતથી કીર્તિ મેળવવા ખુશીથી મોતના મ્હોમાં જવા આ સંપ્રદાયમાં સ્વયંસેવક થતા હતા. સર જોસેફ આર્નોલ્ડ તેમને જાને ભોગ થનાર અથવા જાને ફિદા થનાર કહે છે જુઓ સને ૧૮૬૬ નો ખોજા કેસ, પૃ ૯.

લીનુ વૉન હૅનમરના એસેસીન્સ ( Assassins ) ના ગુજરાતી ભાષાન્તર, પૃ ૭૭-૮૮ અને ૯૬-૯૭

અલમુતની ખિલાફતના ચોથા હાકેમ, હસન બિન મોહમ્મદ બિન બુઝુર્ગ ઉમીદે, (હિ સ ૧૧૬૩ હિ સ ૫૫૯), મૂળ સ્થાપક હસન સબ્બાહે જે ઉંડી ગજકીય કુનેહથી પોતાના મઝહબી કાનુનો બેદના ભ્રમમા છુપાવેલા હતા, તે ભ્રમનો પડદો દૂર કર્યો હતો, અને પોતાને ગુપ્ત ઇમામ Unrevealed Imam તરીકે જાહેર કરી, ઉમેર્યું હતુ કે પોતાના અનુયાયીઓનુ કોઇ કૃત્ય પાપથી દૂષિત થતુ નથી લીનુ વૉન હૅનમરના એસેસીનોનુ ભાષાન્તર પૃ ૧૦૯ તેમને "શરીઅતની બેડીઓ ઢીલી કરનાર દુનિયાના બાદશાહ" નુ ઉપનામ આપવામા આવે છે તેમનુ નામ લેતી વેળા કોઇ પણ ખોજો 'અ'લા ઝિકેહિસ્સલામ'* તેમના ઉપર સલામતી હો! એ ઉદ્દગાર ઉચ્ચાર્યા વિના બોલતો નથી

આ હસન મારફતે નામદાર આગાખાન સાહેબ પોતાનુ પેઢીનામુ હઝરત અલી (ક.અ.) સાથે સાકળે છે હિ સ ૧૮૬૬નો મોટો ખોજા કેસ, પૃ ૯, પેરા ૧ હિન્દુસ્તાનના ખોજાઓ વિશેષ માને છે કે હિન્દમા ધર્મોપદેશક મોકલનાર તેમના ઇમામોમાથી આ હસન સૌથી પ્હેલા ઇમામ હતા તેમના આ ઉપદેશકનુ નામ

*યુસુફશાહ કાતિબના આધારે મીર ખોન્ડ વર્ણવે છે કે અલમુતની લાઇબ્રેરીના દરવાજા ઉપર હસને નીચેની કડી કોતરાવેલી હતી

બરદાસ્ત તૌકે શર'અ બ તાઇદે ઇઝદી,
મખ્દૂમે રોઝગાર, અ'લા ઝિકેહિસ્સલામ

અર્થાત્-ખુદાની કૃપાથી ઝમાનાના માનનીય બુઝુર્ગે, તેમના ઉપર સલામતી હો! તેમણે શરીઅતની જ જીર (સાકળ) તોડી નાખી છે લુડનુ વૉન હૅનમરના એસેસીનોનુ અંગ્રેજી ભાષાન્તર, પૃ ૧૦૮-૧૦૯

નૂર સતગર હતુ ખોજા વૃત્તાંત, પૃ ૧૫૫ સુલતાન મહમૂદ ગઝનવીએ (ઇ સ ૧૦૦૧) તેની મુલતાન ઉપરની ચોથી ચઢાઈ (ઇ સ ૧૦૦૫) વખતે ત્યાથી કર્મતિયનોને કહાડી મુકયા હતા ઇલીયટ, ૨/૪૪૧–૪૪૩ ઇ સ ૧૧૭૫મા, સુલતાન મોહમ્મદ ગોરીએ (ઇ સ ૧૧૫૨–૧૨૦૬) મુલતાનને ફરીથી કર્મતિયનોની રાજ્ય સત્તામાથી મુક્ત કર્યુ હતુ ઇલીયટ, ૨/૨૮૯ સુલતાના રઝિયા બેગમ (ઇ સ ૧૨૩૭–૧૨૪૦)ના અમલના આરંભમા 'તબકાતે નાસિરી'ના કર્તા મિન-હાજ-ઉસ-સિરાજ પોતાનો દર્શનિક પુરાવો આપે છે કે 'હિન્દના મુલાહિદા' એટલે ઇસ્લામમા નહિ માનનારા લોકોને કોઈક વિદ્વાન જણાતો હોય તેવો એક નૂર નામનો તુર્ક (ઘણુ કરીને હસન અ'લા ઝિક્રેહિસ્સલામના ઉપદેશક નૂર સતગર) પોતાના સંપ્રદાયમા ફાસલાની લઈ જાય છે મિન-હાજ-ઉસ સિરાજ ઉમેરે છે કે "સિંધ, ગુજરાત, દિલ્હીની આજુબાજુના પ્રદેશ અને ગંગા જમનાના દોઆબ વગેરે હિન્દુસ્તાનના સર્વ ભાગોમાથી સંખ્યાબંધ માણસો તેમની પાસે આવે છે" એ જ લેખક આગળ કહે છે કે જ્યારે નૂર ધાર્મિક બોધ કરતા હતા ત્યારે હલકા વર્ગના લોકોના ટોળા તેમની આજુબાજુ ભેગા થતા હતા ઉપદેશક નૂર વિદ્વાન સુન્નીઓને 'નાસિબી' એટલે હજરત અલી (ક.અ.)ના દુશ્મનો અને તેમનો વારસો છીનવી લેનાર, અને તેમના અનુયાયીઓને 'મુર્જિઆ' આશાવાદી કહેતા હતા હિજરી સન ૬૩૪ના રજબ માસની ૬ઠ્ઠી તારીખે (માર્ચ ૧૨૩૭મા) સુન્નીઓ વિરુદ્ધના તેમના અગ્નિ વરસાવતા વાક્યોથી ઉશ્કેરાયેલા તેમના અનુયાયીઓ તલવાર, તીર કામઠા વગેરે હથિયારથી સજ્જ થઈને દિલ્હીની જુમ્મે મસ્જિદ ઉપર તુટી પડ્યા હતા અને ત્યા ભેગા થયેલા ઘણા નમાઝીઓને તેમણે કતલ કર્યા હતા પરંતુ એટલામા સુલતાના રઝિયા બેગમના અફસરોએ આવી તેમને ઘણી ખુવારી સાથે ત્યાથી નસાડી મુક્યા હતા

ખોજાઓના પોતાના વૃત્તાંત અનુસાર, નૂરૂદીન અથવા જેમ તેઓ કહે છે તેમ નૂર સતગર, ઈરાનના દયલમથી ગુજરાતમાં પટણમાં, સોલંકી ભીમ બીજાના સમય (ઇ. સ. ૧૧૭૯–૧૨૪૨) માં આવ્યા હતા. તેમણે એક હિન્દુ મંદિરની મૂર્તિઓને વાચા આપી, પોતાના સંપ્રદાયના સત્ય વિશે સાક્ષી પુરાવી, ઘણા હિન્દુઓને મુસલમાન બનાવ્યા હતા. પટણના તે વખતના રાજકર્તાને પણ ગુપ્ત રીતે ઇસ્લામમાં આણી, અલ્પ કાળમાં તેઓ કરાન પાછા ગયા હતા: જુઓ ખોજા વૃત્તાંતના પૃ. ૧૫૫ ઉપર 'રમત' નામનું પદ; ઉપરાંત, દાઉદી વ્હોરાઓના વર્ણનમાં તેમના દાઈ મુલ્લાં મોહમ્મદ અલીની નોંધમાં (પૃ. ૭૨ થી ૭૪) આને મળતી હકીકત સરખાવો. નૂર સતગર ગુજરાતમાં બીજી વખત આવ્યા ત્યારે તેમણે સુરત પાસે નવસારીના સુબા રાજા સુરચંદની કુંવરી સાથે લગ્ન કર્યું હતું. હિન્દુઓને ઇસ્લામમાં આણવામાં તેમને મળેલી ફતેહથી અને તેમની દોલતને લીધે તેમના અનુયાયીઓમા તેમના વિરુદ્ધ ઈર્ષા ઉત્પન્ન થઈ હતી; અને તેમના બે મુખ્ય મુરીદોમાંથી એક ચાચે જ્યારે તેઓ 'સમાધિ'માં હતા ત્યારે તેમને શહીદ કર્યા હતા.

નૂર સતગર, અર્થાત્ સત્ ગુરૂ ( શુદ્ધ સત્ય બોધનાર ગુરૂ ) એ નામ તેમણે પોતાના મૂળ નામ નૂરૂદીન અથવા નૂરશાહ ઉપરાંત ધારણ કર્યું હતું. આ હિન્દુશાહી નામ અને સમાધિની હિન્દુ ધર્મવિધિ ઉપરથી સમજાય છે કે ઇસ્માઇલી સંપ્રદાયના શરૂઆતના ઉપદેશકોએ હિન્દુઓને ઇસ્લામમાં આણવા માટે કેવા ઉપાયો યોજવાથી ફતેહ મેળવી હતી. *

---

* ઇસ્માઇલી સંપ્રદાયના એક બીજા ઉપદેશક સદરૂદીને પણ સહદેવ અને હરચંદ જેવાં હિંદુ નામ પોતે ધારણ કર્યાં હતા. આવાં નામોથી હિન્દુઓ સાથે સ્હેલાઈથી ભળી શકાય અને લોકપ્રિય થવાય

ઇસ્માઈલી ઉપદેશકોને લોહાણાની અગ્રધાન જાતિમાં ખાસ ફતેહ મળી હતી. લોહાણા જાતિની જે દંતકથાઓ ખોજાઓએ હજી સાચવી રાખેલી છે, તે પ્રમાણે લોહાણાઓ શ્રી રામચંદ્રના પુત્ર લવ, જેમણે રાઠોડ જાતિ સ્થાપી હતી, તેમના તેઓ વંશજો છે, અને તે કોમમાંથી તેમની (લોહાણાઓની) ઉત્પત્તિ છે.

બીજી કથા જુદી રીતે કહેવામાં આવે છે. તેને આધારે, જ્યારે કનોજના રાજા જયચંદે શહાબુદ્દીન ઘોરીને ઇ. સ. ૧૧૭૮ માં હરાવ્યો હતો ત્યારે લડાઈમાં કેદ પકડાયેલી એક અગ્રધાન સ્ત્રી સાથે જયચંદે લગ્ન કર્યું હતું. પરંતુ તે સ્ત્રીએ વેર વાળવા જયચંદને મારી નાખ્યો હતો. જયચંદના પુત્રને, તેના પિતાના કોપિત આત્માને શાન્તિ આપવા, ઘણા બ્રહ્મક્ષત્રિઓને જમાડવા મદદ આપવામાં આવેલી હતી પરંતુ ક્ષત્રીઓએ જમવા ના પાડી હતી અને તેઓ લહુરગઢ ચાલ્યા ગયા હતા.

ખ્વાજા એટલે સરદારનો ઇલ્કાબ પીર સદરદીને તેમને ઇસ્લામમાં આણ્યા ત્યારે તેમણે તેમને આપ્યો હતો. તે ઉપનામ લોહાણાઓને સાધારણ રીતે 'ઠક્કર' અથવા 'ઠાકુર' તરીકે સંબોધવામાં આવે છે, તેનું ભાષાન્તર લાગે છે. આની પુષ્ટિમાં ધ્યાનમાં રાખવું જોઇએ કે

---

એટલું જ નહિ પરંતુ હિન્દુ નામ અખત્યાર કરવાની રીતિ મૌલાના શેખ સા'દી સાહેબના સુફી સંપ્રદાયના "તસવ્વુફ" નામના સિદ્ધાંત અનુસાર પણ છે.

સા'દી થા ! ગર વસ્લ ખ્વાહી, સુલ્હ કુન બા ખાસ ઓ આમ,
બા મુસલમાં અલ્લાહ, અલ્લાહ; બા હિન્દુ રામ, રામ

અર્થાત્ હે સા'દી ! જો તારે ઐક્ય સાધવું હોય તો નાના મોટા સહુ સાથે સલાહ સંપ રાખ મુસલમાનો સાથે અલ્લાહ, અલ્લાહ કર અને હિન્દુઓ સાથે રામ, રામ

કાઠિયાવાડના ઈશાન ખુણાના હાલાર પ્રાન્તમાં ખોજાઓને લોહાણાના 'ઠક્કર' નામથી હજી પણ સંબોધવામાં આવે છે; અને તેઓ લોહાણા ઢબ પ્રમાણે ધોતીઓ પ્હેરે છે વિશેષત: ખોજાઓની બોલી અને તેમનાં સિંધી ભાષાનાં ધાર્મિક પદોમા પંજાબી શબ્દોનું પુષ્કળ મિશ્રણ હોય છે; અને તેવા જ શબ્દો કાઠિયાવાડના લોહાણાઓની બોલીમાં પણ મળે છે.

ખોજાઓની કોમમાં જે પેટિક તરર પાછળથી ઉમેરાયુ છે, તે કાશ્મીરી ઉત્પત્તિનુ છે. ફરીસ્તા* એક "ચાક" નામની પ્રજા વર્ણવે છે. તેઓ મૂળ સૂર્ય-પૂજકો હતા. અને તેઓ પોતાને 'ગૈશનીઆ', અર્થાત્ શેશની પ્રકાશની પ્રજા એ નામથી ઓળખાવતા હતા.

કાશ્મીરના બાદશાહ ફતેહશાહ (ઈ સ ૧૪૫૮-૫૯ હિજરી સન ૮૬૪) ના અમલમા આ ચાક લોકોને ઇસ્માઇલી સંપ્રદાયના ઈરાકથી આવેલા એક ઉપદેશકે પોતાના સંપ્રદાયમા ભેળવ્યા હતા. આ ઉપદેશક ઇસ્માઇલી સંપ્રદાયના હિન્દુસ્તાનમા આવનાર બીજા ઉપદેશક શમ્સુદ્દીન હતા ખોજાઓના ભજનોમા વર્ણવ્યા પ્રમાણે, તેઓ કરામત* (ચમત્કાર) કરી શકતા હતા

---

* ફરીસ્તા નોધ કરે છે કે બદક્ષાનમા નૂર બક્ષના સંપ્રદાયના મોટેરાને તે મળ્યા હતા તેઓ દેખાવમા, તેમ મઝહબી બાબતોમા, સુન્ની મુસલમાનોથી કોઈ રીતે જુદા પડતા ન હતા તે વિશેષ ઉમેરે છે કે નૂર બક્ષના એક પુત્રે તેમને નૂર બક્ષની એક કિતાબ દેખાડી હતી તેમા તેમને ઘણુ વખાણવા જેવુ જણાયુ હતુ ફરીસ્તા, ફારસી આવૃત્તિ, ૨/૬૪૩

* આ અદ્ભુત ચમત્કારોમાના એકમા તેમણે ઊચના એક સત્તાધીશ અમીરના મર્ત્ય પુત્રને સજીવન કર્યો હતો. એ પીરે શબને આજ્ઞા કરી હતી કે હે મૈયત ! અલ્લાહને નામે તુ ઉઠ. છતા શબ

શમ્સુદ્દીને મુલતાનથી દક્ષિણે ૮૦ માઈલ ઉપર બહાવલપુરના ઊચ ગામમા કાયમનુ નિવાસસ્થાન કર્યું હતુ. અને તેમનો રોઝો હાલ ત્યા જ છે શમ્સુદ્દીનના અનુયાયીઓ પંજાબ અને કાશ્મીરમા આશરે ૭૫૦૦૦ સને ૧૮૯૮મા હતા તેમણે ઇસ્લામમા દાખલ કરેલા ઘણા ભોઇ, સોની અને કસાગ, જો કે હજી તેમને માને છે, છતા તેઓ ફરીથી હિન્દુ થઇ ગયેલા છે અને ઘણા, જેઓ તેમને માનતા છતા હિન્દુઓ ચાલુ રહ્યા હતા, તેઓ હજી પણ તેમને માને છે ખોજાઓની તવારીખ પ્રમાણે, શમ્સુદ્દીન નૂર સતગરના શિષ્ય હતા, અને તેઓ છોરેના નામથી નૂર સતગરની ખિદમત કરતા હતા ફરીશ્તા શમ્સ છોરેની કાશ્મીરમા આવવાની સાલ ઇ સ ૧૪૯૬ જણાવે ■ મેજર બીડુલ્ફની હિન્દુકુશની પ્રજાઓ, પૃ ૧૨૪

તે અગાઉ સાઠ વર્ષ પ્હેલા, ઈ સ ૧૪૩૦ના અરસામા, ત્રીજા પીર તરીકે ઓળખાતા સદરૂદ્દીનની નીમણૂક કાશ્મીર, સિંધ અને પંજાબના ખોજાઓના ઉપરી તરીકે થઇ હતી પ્રથમ ખોજાખાનુ અર્થાત્ ખોજાઓનુ કોમી જમાતખાનુ સ્થાપનાર તેઓ પ્હેલા પીર હતા હિન્દુસ્તાનના સઘળા ખોજાઓને ઈરાનમા રહેતા 'ગુપ્ત ઈમામ'ના દર્શનાર્થે લઇ જવાનો વિચાર તેમને ઉદ્ભવ્યો હતો યાત્રાળુઓનુ આ મહાન દળ મજલ કાપતુ પંજાબમા ગુજરાત શહેર સુધી

---

હાલ્યુ ન હતુ તે ઉપરથી તેમણે ફરી ફરમાવ્યુ હતુ કે શમ્સના નામથી ■ ઉઠ તે ઉપરથી તે છોકરો હાલ્યો હતો તેણે પગ પ્રસાર્યા હતા, બગાસુ ખાધુ હતુ, છીંક ખાધી હતી અને તે જીવતો થયો હતો ફરીશ્તા અનુમાન કરે છે કે (ફા મી આવૃત્તિ ૨/૬૪૩) આ સૂર્ય-પૂજક ચાક લોકોને પોતાના પક્ષમા ભેળવવામા શમ્સુદ્દીનને પ્રાપ્ત થયેલો વિજય થયો અને તેમના નામનો અર્થ 'દીનનો શમ્સ' 'ધર્મનો સૂર્ય' થતો હતો, તેને લીધે હતો

પ્હોચ્યુ હતુ ત્યા એ યાત્રાળુઓના આગેવાનોના આકીનની કસોટી કરવા પીરે એક યુક્તિ રચી હતી જે પવિત્ર આશયથી તેઓ તેમના અનુયાયીઓ સાથે પ્રવાસે નીકળ્યા હતા, તેનુ જાણે તેમને વિસ્મરણ થઈ ગયુ હોય તેમ તેઓ એ શહેરમા એક વેશ્યાને ઘેર ગયા હતા યાત્રાળુઓના અગ્રેસરોમાથી એ જાણીની શ્રદ્ધા એ પીર ઉપરથી ઉઠી ગઇ હતી પરંતુ સિંધના મુખી ત્રિકમે, પોતાનો અતિ તિરસ્કાર થયા છતા, વેશ્યાની માગણીઓ પૂરી પાડી, પીરને મુરીદોના મુકામ ઉપર આણ્યા હતા તે પછીની મન્ઝિલના મુકામે મુરીદોના આકીનની એથી વધારે સખ્ત કસોટી કરવામા આવી હતી તે પરીક્ષામા માત્ર સિંધના મુખી એકલા પાર ઉતર્યા હતા છેવટે અલમુત પ્હોચવામા પીર એકલા જ ગયા હતા ત્યા અવતારી ઇમામના દર્શન કરી, તેઓ ઊચ પાછા આવ્યા હતા ત્યા જ તેમનુ અવસાન થયુ હતુ તેમને ઊચ પાસે જેતપુરના ગામડામા દફન કરવામા આવેલા છે

ઇ સ ૧૨૦૦ના અરસામા, જેમ નૂર સતગરે ગુજરાતમા ઇસ્માઇલી સંપ્રદાય પ્રસાર્યો હતો, તેમ તેમના એક ગાદી-વારસ, તુવાર રજપૂત, રામદેએ કચ્છ અને કાઠિયાવાડમા ઇસ્માઇલી પંથનુ બીજ વાવ્યુ હતુ આશરે ઇ સ ૧૪૩૦મા, સિંધ-કોટડામા તેમણે સ્થાપેલા ઇસ્માઇલી 'ખાના' માથી, પીર સદરૂદ્દીને સહુથી પ્હેલા ફાળો ઉઘરાવવા, હિમાલયથી વિંધ્યાચળ સુધી 'ઝોળી' ફેરવવી શરૂ કરી હતી

ઇસ્માઇલી પંથના છાપને અમરવેલી બનાવવા અને તેને નિત્ય હરિયાળી રાખવા, પીર સદરૂદ્દીને ચૌદ્ધા અની (કર્મ) ને ઇસ્માઇલી મઝહબના અગભૂત બનાવ્યા હતા, અને નામદાર આગાખાન સાહેબના એક પૂર્વજ, આગા ઇસ્લામશાહને પોતાના વૈષ્ણવ અનુયાયીઓના નવ અવતારો સાથે, હઝરત અલીના અવતાર રૂપે, દશમા અવતાર યોજ્યા હતા પીર સદરૂદ્દીનના સમય સુધી, મુસ્લિમ માન્યતા પ્રમાણે જગતની ઉત્પત્તિના આદિ પુરૂષ, હઝરત

આદમ (અલ) અને ઇસ્લામના પયગમ્બર, હઝરત મોહમ્મદ મુસ્તફા (સલ) અનેક હિન્દુ દેવ–દેવીઓના મંડળમાં (pantheon) સ્થાન વિનાના હતા. તેથી પીર સદરૂદ્દીને હઝરત આદમ (અલ)ને વિષ્ણુ તરીકે અને હઝરત મોહમ્મદ (સલ)ને મહેશ તરીકે ઓળખાવ્યા હતા. ઇસ્લામશાહને મૌલા અલી (કર્રમ)ના અવતાર કલ્પ્યા હતા. તેમ નૂર સતગરને હઝરત મોહમ્મદ રસૂલુલ્લાહ (સલ)ના અને પોતાને (સદરૂદ્દીનને) બ્રહ્માના અવતાર ગણાવ્યા હતા. રોઝ કયામત પહેલાં થનાર છેલ્લા ઇમામ મેહદીને જગપ્રલય અગાઉ થનાર નિષ્કલંકી અવતાર કલ્પી, શાક્તપંથીઓની માન્યતા અને આકાંક્ષાઓને સંતોષી હતી.

પીર સદરૂદ્દીન પછી કબીરૂદ્દીન અને તેમના પછી ઇમામુદ્દીન અથવા ગુજરાતમાં ઇમામશાહને નામે ઓળખાતા પીરો અનુક્રમે આવ્યા હતા. ઇમામશાહને સિંધના ખોજાઓએ યોગ્ય રીતે સત્કાર્યા નહતા, તેથી તેઓ ઇરાન પાછા ગયા હતા. ત્યાં કેહ્કમાં ઇમામને મળી, તેઓ ઇ. સ. ૧૪૫૨ માં હિન્દમાં પાછા આવ્યા હતા. તેઓ સિંધી ખોજાઓથી કંટાળેલા હોવાથી ગુજરાત તરફ આવ્યા હતા. ત્યાં સુલતાન મહમદ બેગડાએ (ઈ. સ. ૧૪૫૯–૧૫૧૧) તેમનો સારો સત્કાર કર્યો હતો. તેમણે ગુજરાતમાં, ઇસ્માઇલી સંપ્રદાયના સિદ્ધાંતોથી કેટલીક નાની બાબતોમાં જુદો પડતો એક નવો પંથ સ્થાપ્યો હતો.

ઇમામશાહે રચેલું 'જનાજા'-શાદી નામનું પદ (hymn) હજી ખોજાઓ પામે છે. એ પદમાં ઇમામશાહે, ગુપ્ત ઇમામની શક્તિને પ્રતાપે, પોતે કરેલી આસમાનની સફર વર્ણવેલી છે તેમાં પોતે આસમાન ઉપર પ્રહ્લાદ, હરિશ્ચંદ્ર, યુધિષ્ઠિર, સદરૂદ્દીન વગેરેને મળ્યાનું જણાવેલું છે. તેઓ ઇ. સ. ૧૫૧૨ માં અવસાન પામ્યા હતા. તેમના અનુયાયીઓ મોમના કોમના છે. અને તેઓ અમદાવાદ, ખેડા, ભરૂચ, વડોદરા, ભાવનગર, સુરત, ખાનદેશ અને કચ્છમાં છે.

ઈમામશાહે પોતાના પ્હેલા થઈ ગયેલ ખોજાઓના અગાઉના પીરોના સંપ્રદાયથી પોતાનો પંથ જુદી રીતે ચલાવ્યો હતો અને 'દસોંદ' (દશમો ભાગ) ઉઘરાવવાના ખોજાઓના રિવાજને વખોડી કહાડયો હતો તેથી ખોજાઓના તે વખતના ગુપ્ત ઈમામ અબ્દુસ્સલામ બિન ઇસ્લામ-શાહે ઇમામશાહને ઇસ્માઇલી પંથમાંથી બહિષ્કૃત કર્યાં હતા ઇ સ ૧૫૧૨માં ઈમામશાહના અવસાન પછી, ગુજરાતમાં ઇસ્માઈલી સંપ્રદાય-માં નવીન અનુયાયીઓ દાખલ કરવાની પ્રવૃત્તિ અટકી ગઇ હતી

ઇ સ ૧૫૯૪ના અરસામાં, કપુર લોહાણાઓએ તથા બીજા કેટલાક ખોજાઓએ હિન્દી ઇસ્માઇલીઓની દસોંદની ઝોળી ઈરાનમાં કેહ્ફ ગામે તેમના ઈમામ આગા અબ્દુસ્સલામને પ્હોંચાડી હતી ત્યાર પછીથી હિન્દમાં ઇસ્માઇલી ઉપદેશક નહિ હોવાથી, તેનું સ્થાન લેવા આગા અબ્દુસ્સલામે પોતાના હિન્દી અનુયાયીઓ માટે ફારસી માં 'પદયાદે જવામર્દી' હિમ્મતના પદ નામની કિતાબ રચી હતી ગુજરાતી અને સિંધીમાં થયેલા એ કિતાબના અક્ષરશ અને ખુલાસાદાર તરજુમા ખોજાઓની દીની કિતાબોમાં ગણાય છે તે કિતાબને ખોજાઓ એટલું બધું માન આપે છે કે તેમના પીરોની યાદીમાં તેને ૭ મીસમું સ્થાન આપે છે ખોજાઓ પોતાના સંપ્રદાયના ભેદભર્યા સિદ્ધાંતોના ખુલાસામાં હઝરત પેગમ્બર સાહેબ (સલ) અને હઝરત અલી (ક. અ.) ની કેટલીક રૂપક હદીસો (દંતકથાઓ) ટાંકે છે

---

હઝરત અલી (ક. અ.)ને એક વખત પૂછવામાં આવ્યું હતું કે 'અલ્લાહને તમે શી રીતે ઓળખ્યા છે?' તેમણે ઉત્તર આપ્યો હતો કે 'મારી હસ્તીની નબળાઇ ઉપરથી મેં મારા પેદા કરનારને ઓળખ્યો છે' ખોજાઓ તેમની અવતારોની માન્યતાના ખુલાસામાં હઝરત પેગમ્બર સાહેબ (સલ) ની એક હદીસ ટાંકે છે તેઓ હઝરતે (સલ) એક વખત ફરમાવ્યું હતું કે "મોહમ્મદ નામની

નામદાર જામ સરકારે તેમનો સારો સત્કાર કર્યો હતો, અને તેમની વિનતિથી બીજા ચાળીસ ખોજા કુટુબોને ત્યા આમત્ર્યા હતા તેમને શહેર નઝદીક જમીન આપવામા આવી હતી ત્યા તેમણે કિલ્લે-બંદી કરી હતી એ જગ્યાનો એક દરવાજો હજી પણ ' દાદુના દરવાજા, તરીકે ઓળખાય છે તેમણે કેટલાક કાઠિયાવાડી લોહાણાને પોતાના પથમા ભેળવ્યા પછી, તેઓ કચ્છના રાવ ભારમલ પહેલાના સમયમા (ઇ સ ૧૫૮૫-૧૬૩૧) કચ્છની રાજધાની ભુજમા ગયા હતા ત્યા વરસાદ વરસાવવાનો ચમત્કાર દેખાડવાથી ઘણા હિન્દુઓ મુસલમાન થયા હતા પીર દાદુ ઇ સ ૧૫૯૪ મા ગુજર્યા હતા

તેમના પછી તેમના પુત્ર સાદિક, પીરની પદવીથી, ગાદીએ આવ્યા હતા એ સાદિક પછી પીરની પદવી બધ થઇ હતી ત્યાર પછીથી ઇમામના નાયબો 'વઝીર'ના લકબથી ઓળખાતા હતા

કેટલાક કૌટુમ્બિક કલેશોને લીધે, સાદિકના પૌત્ર ભુજ છોડી, કાઠિયાવાડના હાલાર પ્રાન્તમા ગયા હતા

ઈ સ ૧૮૪૪મા, ખોજાઓના ઇમામ આગા શાહ હસન-અલીએ સ્થાનિક ખોજાઓમાથી પોતાના 'વઝીર' નીમવાની પ્રણાલિકા બધ કરી, પોતાના ભત્રિજાને પોતાના નાયબ તરીકે કચ્છમાં મોકલ્યા હતા

તે પછીના વર્ષમા, ઈ સ ૧૮૪૫ મા, ખુદ આગા શાહ હસનઅલી, ઉર્ફે હીઝ હાઇનેસ આગાખાન પોતે જ હિન્દમા પધાર્યા હતા આ પ્રમાણે હિન્દમા સ્થાયી વસવાટ કરનાર ઈસ્માઈલી ગુપ્ત ઈમામોમા તેઓ પ્રથમ જ હતા હલાકુખાન તાર્તારે જે ઈસ્માઇલી ઈમામ રૂકનુદ્દીન ખુર શાહના અમલમા, ઇ સ ૧૨૫૫મા, ઈરાનની ઈસ્માઈલી વસ્તીને કતલ કરી હતી, અને તેમના કિલ્લાઓ ઝમીન-દોસ્ત કરી નાખ્યા હતા, તે ઇમામથી નામદાર આગાખાન આગા શાહ હસનઅલી અઢારમા વશજ હતા

હથેળીઓ તથા પગના તળીયામાં મેંદી લગાડવાની શોખીન હોય છે તેઓ આંખમાં મેશ અથવા સુરમો આંજે છે, પરંતુ બીજી મુસલમાન સ્ત્રીઓ માફક તેઓ દાંતે કાળી મિસ્સી* લગાડી, દાંત કાળા કરતી નથી

ઇ સ ૧૮૪૦ના અરસા સુધી, ખોજા પુરુષો માથે ઢીલી બાંધેલી સફેદ પાઘડી અને શરીરે ફસોવાળુ, ઘુંટણ સુધી નીચુ, સફેદ, સુતરાઉ ' અંગરખુ ' અથવા 'ચોગ' પ્હેરતા હતા અંગરખાની બ્હાયો અસાધારણ લાંબી રાખતા હતા, પણ પ્હેરતી વખતે તેના સળ પાડી તેને કોણી સુધી ચઢાવી લેતા હતા ગરીબ વર્ગ અંગરખાને બદલે 'બંડી' પ્હેરતા હતા તે 'ચોગ' જેવા જ ઘાટની હતી, પરંતુ માત્ર કમર સુધી નીચી હતી કમર નીચે, ઉપરથી પ્હોળુ પણ નીચે ઘુંટણ આગળ બટનો રાખી સાંકડુ કરેલુ 'સુથણુ' પ્હેરતા હતા બંડી પ્હેરનાર મર્યાદા સાચવવા સુથણા ઉપર કમરે એક ગાંઠ વાળી ' પોતીયુ ' વીંટતા હતા, જ્યારે લાંબા અંગરખા પ્હેરનારા તેનુ ધોતીયુ છુટુ પોતાના હાથ ઉપર અથવા ખભા ઉપર રાખતા હતા જોડાઓ તો ગરીબ અને તવંગર બન્ને એક જ જાતના, આગળ ચાંચવાળા કાળા વા ગતા ચામડાના પ્હેરતા હતા

* મિસ્સી અરબી, 'મિસ' ત્રાંબુ, કારણ કે મિસ્સીમાં મુખ્ય વસ્તુ ત્રાંબાનો ઝીણો ભુકો હોય છે અરબો હોઠની અંદરના ગંતા રંગ અરબી, 'લમા', સાથે કાળો મિસ્સી શોભા રૂપ ગણતા હતા તેથી મિસ્સી લગાડવાનો રિવાજ નીકળેલો છે અરેબિયન નાઈટ્સ (અ'ફ લયત વ લયલહ)ના અરબી પુસ્તકની, કેનેની આવૃત્તિમાં, ૩૩૫મી રાત્રિની વાર્તામાં છે કે—

"અસ્નુઓ ફી લૌ નિલ્લમા, વ'લ બીઓ રી લૌ નિલ બદક "

અર્થાત્, હોઠની અંદરનો લાલચોળ રંગ ખુશનુમા લાગે છે, જ્યારે દાંતનો મફેદ રંગ સફેદ કાદની માફક તિરસ્કારને પાત્ર છે

પ્દેશાંના ખોજાઓ ઘરમાં હિન્દુઓ માફક સાદું પંચીયું પ્હેરતા અને બાકીનું અંગ ઉઘાડું રાખતા હતા.

સને ૧૮૪૦ના અરસામાં, સ્ત્રીઓ લીટીઓવાળી, રેશમી વા સુતરાઉ, પીઠની મધ્યમાં તંગ કરી પ્હેરવાની 'ચોળી', અને લીટીઓવાળો કાળો, લીલો વા રાતો, ઘણી પ્લેટોવાળો, ઘુંટણ સુધી નીચો, ભારે ચણિયો પ્હેરતી હતી. અને તે ઉપર લીલા, કાળા વા બીજા સાદા રંગની લીટીઓ અને કિનારીવાળી સુતરાઉ 'પછેડી' વા 'પોતડી' ઓઢતી હતી.

અર્વાચીન યુગના તવંગર ખોજાઓ, ઘરમાં, સાદી અથવા ફુલવાળી ઘેરા રંગની, મખમલ અથવા કિનખાબની ટોપી, શિયાળામાં ફલાલીન વા બનાતનો ગરમ અને ઉન્હાળામાં સુતરાઉ અથવા રેશમી, અંગ્રેજી ફેશનના ખમીસ જેવા કોલરવાળો કબજો, અને તે નીચે લાંબુ, ઝીણું, સુતરાઉ પ્હેરણ પ્હેરે છે. કમર નીચે, પૈસાદાર ખોજાઓ સુતરાઉ વા ફલાલીન અથવા બનાતની અંગ્રેજી ફેશનની પાટલુન અથવા પાટલુન ઘાટની નાડી બાંધવાની સુરવાળો પ્હેરે છે. કેટલાક સફેદ રેશમી ઇજારો પ્હેરે છે, પરંતુ એ રિવાજ દિવસે દિવસે ઓછો થતો જાય છે. પગમાં સુતરાઉ, ગરમ અથવા રેશમી મોજા ઉપર મખમલની અથવા ચામડાની સ્લીપરો પ્હેરે છે.

બ્હાર જવામાં, તવંગર ખોજાઓ જરી ભરેલી, કમાનદાર પાઘડી પ્હેરે છે. તેને તેઓ ' મોગલાઇ ફેંટો ' અથવા ' પાઘડી ' કહે છે; કારણ કે એ ફેંટાનો ઘાટ મોગલોની પાઘડી ઉપરથી લીધેલો છે. ખોજાઓની અને મેમણોની અથવા કોંકણી મુસલમાનોની પાઘડી એક જ ઘાટની હોય છે. પરંતુ ખોજાઓની પાઘડીના ઘાટમાં વિશિષ્ટતા એટલી હોય છે કે માથાનો પાછળનો વધારે ભાગ ખુલ્લો રહે છે. ખોજાઓ પાઘડીઓ માટે જે બીજી જાતનું કપડું વાપરે છે તે કલકત્તા તરફનું 'કસીદ' જાતનું ગુંચણકામવાળું કપડું હોય છે. વૃદ્ધ પુરૂષો,

અથવા દેખાવના ઓછા શોખવાળા, તેમ મધ્યથ વર્ગના પુરૂષો, રેશમી ભરેલી પાઘડીઓ પ્હેરે છે. ગરીબ વર્ગ બ્હાર જવામાં માત્ર ટોપીઓ પ્હેરે છે.

માલદાર અને મધ્યમ વર્ગના ખોજાઓ બ્હાર પહેરવાનાં કપડાંમાં કબજા ઉપર એક લાંબો કોટ પ્હેરે છે. એ કોટ દેશી ' અંગરખા ' જેટલો નીચો, પણ અંગ્રેજી કોટની ફેશનનો, બટનવાળો અને ટુંકી બ્હાંયોવાળો હોય છે. કેટલાક ખોજાઓ આરબોનો ' સાયો સદરીઓ' પ્હેરે છે. સદરીઓ અંગ્રેજી ફેશનના જેકેટ જેવો, આગળ એક બાજુ પુષ્કળ રેશમી બટનોવાળો અને બીજી બાજુએ બટનોના કાચને બદલે રેશમી દોરાનાં નાકાંવાળો હોય છે.

બ્હાર જવામાં, પૈસાદાર ખોજાઓ સ્લીપરોને બદલે અંગ્રેજી ઘાટના બુટ અને વચલા વર્ગના ખોજાઓ અંગ્રેજી ફેશનના પણ દેશી બનાવટના બુટ અથવા શુઝ પ્હેરે છે.

ખોજાઓનો બ્હાર પ્હેરવાનો ડ્રેસ હાલના પારસી ડ્રેસને એટલો બધો મળતો આવે છે કે માત્ર કમાનદાર, જરીવાળી અથવા રેશમી ભરતવાળી પાઘડીના ફેર સિવાય બીજી રીતે એક બીજાને જુદા પાડવા મુશ્કેલ છે. વચલા વર્ગના ખોજાઓનો ડ્રેસ પૈસાદાર ખોજાઓના ડ્રેસ કરતાં સસ્તાં કપડાંનો હોય છે, તે સિવાય તે બન્નેના ડ્રેસ વચ્ચે કંઇ ફેર હોતો નથી. માત્ર માલદાર વા મધ્યમ વર્ગ જે કપડાં ઘરમાં પ્હેરે છે, તેવાં કપડાં ગરીબ વર્ગ બ્હાર પહેરવામા વાપરે છે.

ખોજા સ્ત્રીઓનાં કપડાં કીમતી હોય છે; કારણ કે ઘણાંખરાં કપડાં રેશમી વા જરી ભરેલાં ખુલતા રંગનાં રેશમી કપડાં હોય છે. પરણેલી સ્ત્રીઓનાં કપડાંનો મોટો ભાગ તેમના લગ્ન ટાંકણે તેમનાં માબાપોએ તેમને આપેલાં કપડાંનો હોય છે. એ કપડાં ટકાઉ જાતનાં હોવાથી, જો તે સાચવીને વાપરવામાં આવે તો દશ વીસ વરસ સુધી

નમાઝ પઢે છે, જ્યારે શીઆઓ બન્ને હાથ બન્ને પડખે છુટા રાખી રોજ ત્રણ વખત નમાઝ પઢે છે. શીઆઓ મૌલા અલી (કર્રમ) તથા હઝરત બીબી ફાતેમતુઝ્ઝોહરા (રદી)ને અતિ માન આપે છે અને પહેલા ત્રણ ખલીફાઓ-હઝરત અબુબક્ર, ઉમર અને ઉસ્માન (રદી)ને તિરસ્કારે છે, ત્યારે સુન્નીઓ પહેલા ત્રણ ખલીફાઓ અને મૌલા અલી (કર્રમ) તથા હઝરત બીબી ફાતેમતુઝ્ઝોહરા (રદી) બધાને એક સરખુ માન આપે છે લગ્ન, છુટાછેડા અને વારસના શીઆઓના કાનુનો એક જ કુરઆને પાકમાથી લીધેલા હોય. પણ તે સુન્ની શરીઅતથી છેક વિરૂદ્ધ છે ખોજાઓ, મેમણો વગેરે, વરસા માટે હિન્દુ કાયદો અનુસરે છે *

સુન્નીઓ સાધન સંપન્ન હોય તો મક્કા શરીફ અને મદીના મુનવ્વરાની હજ પઢવાની પોતાની ફરજ માને છે, જ્યારે શીઆઓ મૌલા અલી (કર્રમ) અને હઝરત ઇમામ હુસેન (રદી)ના રોઝાઓની ઝિયારત કરવી, એ પુણ્ય કમાવા બરાબર માને છે×

---

* નામદાર આગાખાન સાહેબ ઈ. સ ૧૮૪૬-૪૭ અને ૪૮મા જ્યારે કલકત્તા પધાર્યા હતા ત્યારે મુંબઇના ખોજાઓમા દાવા ચાલ્યા હતા અને તે કેમસ થયા હતા તેને પરિણામે, ખોજાઓમા વળી વિભાગ પડી એક બીજાથી વિરૂદ્ધ બે પક્ષ પડ્યા હતા એક દાવો ખોજાઓમા બાઇઓના વારસા સંબંધે પહેલી તકરાર ખતનો-મરહુમ મીર અલી નામનો દાવો હતો તેમા સને ૧૮૪૭મા સર અર્સ્કીન પેરીએ ખોજાઓની જમાતના રીત રિવાજે અને રસમોને આધારે એક વિરૂદ્ધતા ભર્યો ફેંસલો આપી, ઇસ્લામની શરીઅત વિરૂદ્ધ, ખોજાઓમાં બાઇઓનો વારસાનો હક રદ કર્યો છે ઈ. સ. ૧૮૬૬નો મોટો ખોજા કેસ

× મહમદ ઓમેર આલ્બીક, જેમના અને ૧૮૬૬ના મોટા ખોજા કેસના જજમેન્ટને આધારે ઉપર પ્રમાણે બન્ને કોમોની ટીકા રીતિઓનો

ઇસ્માઇલી શીઆઓ બે વર્ગના છે (૧) "ઇસના અશરી," એટલે હજરત અલી (કર્રમ)ના ખાનદાનના બાર ઈમામોમાં માનનારા. ઈરાન અને હિન્દુસ્તાનના શીઆઓ આ વર્ગના છે (૨) બીજો વર્ગ "સબીઇન" એટલે સાત ઇમામોને માને છે તેમને ઈસ્માઇલી કહે છે તેઓ ઇસ્માઈલ બિન મોહમ્મદ બિન જાફર સાદિકને છેલ્લા ઈમામ માને છે ઇસના અશરી અને સબીઇન શીઆઓનો મતભેદ સાતમા ઇમામથી શરૂ થયેલો છે. સબીઇન શીઆઓની સત્તા મિસરની ફાતિમી ખિલાફત (ઇ. સ. ૯૧૦-૧૧૭૫)ના સ્થાપક ઉબયદુલ્લા, ઈસ્માઇલી મત પ્રમાણે, સાતમા અને છેલ્લા જાહેર ઇમામ ઈસ્માઈલના ખાનદાનમાંથી મોહમ્મદ હબીબ, બિન જાફર મુસદ્દીક મારફતે

---

મુકાબલો આપેલો છે, તેઓ એ બન્ને કોમોના મતભેદો ટુંકામાં આ પ્રમાણે વર્ણવે છે શીઆઓ અને સુન્નીઓ બન્ને કોમો હજરત મોહમ્મદ મુસ્તફા (સલ)ને પેગમ્બર અને કુરઆનને શરીફને અલ્લાહના પાક કલામ તરીકે માને છે એ સિવાય જો કોઇ પણ એક બાબતમાં તેઓ એક બીજાને મળતા આવતા હોય તો તે એ બન્ને કોમો એક બીજાને કડુમાં કડુ તિરસ્કારની નજરે જુએ છે તે છે મોટા ભાગના કેસ શીઆઓ સુન્નીઓને 'નાસિબી' અને 'ખારીજી' અનુક્રમે (મૌલા અલીનો) ગાદીનો હક છીનવી લેનાર અને (ઇસ્લામમાંથી) બહાર નીકળી જનાર કહે છે, તેનો જવાબ સુન્નીઓ શીઆઓને 'રાફિઝી (પહેલા ત્રણ ખલીફાઓનો) ઇન્કાર કરનાર કહીને આપે છે સર રીચર્ડ બરટન (અલ્ફ લયલા વ લયલહ, ૪/૪૪, નોટ ૧ માં કહે છે કે "સુન્નીઓ શીઆઓને 'રાફિઝી' કહે છે તેથી શીઆઓએ માઠું લગાડવાનું કોઇ કારણ નથી કારણ કે એ ઉપનામ સુન્નીઓએ શીઆઓના પોતાના જ કથનમાંથી, ઇન્ના રફદનાહુમ્ ખરે, અમે તેમને (પહેલા ત્રણ ખલીફાઓને) છોડી દીધેલા છે એ શીઆઓની પોતાની જ ઉક્તિમાંથી સુન્નીઓએ એ નામ (રાફિઝી) લીધેલું છે

ઉતરી આવેલાનું કહેવાય છે મોહમ્મદ બિન ઈસ્માઈલ અને મોહમ્મદના પુત્ર જા'ફર મુસદ્દીકને અને તેમના પુત્ર મોહમ્મદ હબીબને, ઈસ્માઈલીઓ 'મખ્તુમ' છૂપા ઈમામ કહે છે, જ્યારે ઉબયદુલ્લાને તેઓ 'જાહેર ઈમામ' કહે છે કારણ કે તેમણે ઈસ્માઈલના કુટુંબનો ખિલાફતનો હક સ્થાપિત કર્યો હતો ફાતિમી વંશની આફ્રિકામાં સ્થાપના (ઈ સ ૯૧૦) થયા પછી, ઈસ્માઈલી સંપ્રદાયના સિદ્ધાંતો પ્રેહલહેલા ઉબયદુલ્લા, જેમને પાછળથી 'અલ મેહદી' કહેતા હતા, તેમણે સ્થપેલા 'મહદીઆ' શહેરમાં, અને ફાતિમી વંશના ચોથા સુલતાન અલ મુઈઝ્ઝે મિસર જીતી લીધું ત્યાર પછી કેરો શહેરમાં, જાહેરમાં શીખવવામાં આવ્યા હતા અગિયારમા સૈકાના અંત ભાગમાં (ઈ સ ૧૦૭૨–૧૦૮૨) ઈસ્માઈલીઓની સત્તા હુસન સબ્બાહે ઈરાનમાં અલમુતના કિલ્લામાં સ્થાપી હતી ઈરાનના ઈસ્માઈલીઓના સિદ્ધાંતો ઈ સ ૧૧૬૩ સુધી કંઈ પણ ફેરફાર વિના ચાલ્યા હતા તે વર્ષમાં હુસન પછીના ચોથા વારસ 'અલા ઝિક્રેહિસ્સલામે' મઝહબી કાનુનો ગુપ્ત રાખવાનો શિરસ્તો બંધ કરી, પોતાના સિદ્ધાંતો જાહેર કરી ફાતિમી ખિલાફતની ઈમામત મિસરમાં હતી, તે છોડી દઈ, પોતાને ઈમામ તરીકે જાહેર કર્યા હતા વૉન હેમરના એસેસીનો, ૧ ૨૦–૧૦૯ આ 'અલા ઝિક્રેહિસ્સલામ' સાથે ખોજાઓના હાલના ઈમામ આગા સુલતાન મોહમ્મદ શાહ પોતાનું પેઢીનામું સાંધે છે

ઇસ્માઈલી સંપ્રદાય અગ્નિ દેવીના પૂજકો ને હાથ્યાઓને સ્વીકાર્ય અને સહ્ય થઈ શકે તે આશયથી આદિ ઈસ્માઈલી ઉપદેશકોએ તેમના સંપ્રદાયના સિદ્ધાંતોમાં ફેરફાર કર્યા હતા શાન્તપંથીઓ જે દશમા અને છેલ્લા નિષ્કલંકી અવતારની અપેક્ષા રાખતા હતા તે જ અવતાર અલમુતના ઈમામ 'મેહદી'નો છે એવો બોધ તેમણે કર્યો હતો પાંચ પાંડવો તે ઈસ્માઈલીઓના પહેલા પાંચ ઈમામો હતા

પ્હેલા ઇસ્માઇલી ઉપદેશક નૂર સતગર (ઇ. સ. ૧૫૬૩) તે બુદ્ધ પછી થયેલા બ્રહ્માના અવતાર હતા. માતાપંથીઓમાં ચાર યુગમાંથી પ્રત્યેક યુગમાં એકેક 'ભક્ત' થયેલા છે. પ્હેલા યુગમાં પ્રહ્લાદ, બીજામાં હરિશ્ચંદ્ર અને ત્રીજામાં યુધિષ્ઠિર ગણીને, ચોથા બલીભદ્રને સ્થાને ત્રીજા ખોજા મીશનરી સદરૂદ્દીને પોતાનું નામ ગોઠવ્યું હતું. તે જ પ્રમાણે ચાર યુગના ચાર બલિદાન * પણ બંધ બેસાડ્યાં હતાં.

એવી જ રીતે શાક્તપંથીઓનો 'ઘટ પાઠ મંત્ર': અથવા શાક્તપંથીઓની પ્રાર્થના અને ધર્મક્રિયા કાંડ પણ સ્વીકાર્યાં હતાં. સદરૂદ્દીને પોતાના નવા પંથનું નામ 'શાક્ત પંથ'ને બદલે 'સત્ પંથ': સાચો સંપ્રદાય રાખ્યું હતું. ખોજાઓ સદરૂદ્દીનનાં પદ ઘણા ભક્તિભાવથી ગાય છે, અને તેમનું નામ અતિ માનથી ઉચ્ચારે છે. ખોજાઓની પ્રાર્થનાઓ અને ધાર્મિક વિધિઓ એમના એક ઇમામ આગા અબ્દુસ્સલામશાહે 'પંદયાદે જવાંમર્દી' નામની કિતાબમાં વર્ણવેલી છે. આ કિતાબનો તરજુમો હિન્દુઓની જુની સિંધી ભાષામાં કરેલો છે. પીર દાદુના સમય પ્હેલાં, આશરે ઇ. સ. ૧૫૫૦ના અરસામા, જે પ્રકારની બંદગી ખોજાઓને કરવાની હતી, તે જમાતખાનામાં દરરોજ આવીને ૯૯ અથવા ૧૦૧ મણકાની માળા ઉપર 'પીર શાહ'× અથવા 'શાહ પીર'નાં નામ પઢવાનાં હતાં.

પીર દાદુએ ખોજાઓને બીજા શીઆઓ માફક ત્રણ વખત નમાઝ પઢવાને અને નમાઝમા ઉપર કહેલા શાહપીરના નામ, તેમ જ

---

* પ્હેલામાં હાથી, બીજામા ઘોડો, ત્રીજામા ગાય અને ચોથામાં બકરી ઠરાવ્યાં હતા.

× 'શાહ'નો મૂળ અર્થ બાદશાહ થાય છે. પરંતુ રૂપક લેતાં તેનો અર્થ ખુદા થાય છે અને 'પીર' એટલે પેગમ્બર એવો અર્થ કરેલો છે: ખોજા વૃત્તાંત, પૃ. ૨૩૯–૨૪૦.

ઇબાદત ખોજાઓનો પોતાનો પવિત્ર 'ઘટ પાટ' મનમાં પઢવાની હોય છે. આ ઘટ પાટ મુખ્ય જમાતખાનામા સવારની નમાઝ પઢયા પછી પઢવામા આવે છે. તહેવારોમાં, શનીવારોએ અને સોમવારોએ, ઇમામ પોતે તે પાટ પઢાવે છે; અને બીજા દિવસોએ જમાતના બીજા અમલદારો તે પઢાવે છે. તે વખતે એક મોટા વાસણમાં કરબલા શરીફની માટી પલાળવામા આવે છે. ભેગા થયેલા નમાઝીઓ ઘેર જતી વખત, જતા પ્હેલા, તે દિવસના નમાઝ પઢાવનાર પાસે જઇને, તેની આગળ બે આનાથી બે રૂપિયા સુધીની 'નઝર' (ભેટ) મુકી તેનો હાથ ચુમે છે. બદલામાં, કરબલા શરીફની માટીના ઉપર કહેલા પાક પાણીની એક નાની પ્યાલી તેને આપવામા આવે છે. તે પાણી તે પી જાય છે અને પછી તે ઘેર જાય છે

ખોજાઓ તેમના ઇમામને મુખ્ય કરોમાં, 'દસોંદ' · આવકનો દશાંશ અને 'પેટોદ', દસોંદથી નાનો કર આપે છે તે ઉપરાંત, બીજા આશરે સોળ, સવાપાંચ આનાથી એક હજાર રૂપિયા સુધીના, નાના મોટા કર આપે છે *

આ બધા કર, કુરઆને શરીફમા ફરમાવેલી "ઝકાત," એટલે આવક ઉપયોગમા લેતા પ્હેલા તેને પાક એટલે 'હલાલ' કરવા માટે અપાતા

---

*ખોજા વૃત્તાંતમા, પૃ ૨૪૪ ઉપર, આ કરોમાના મુખ્ય નીચે પ્રમાણે જણાવ્યા છે ૧ સાગરૂ, ૨ લેખા ચોખા, ૩ ચોપડા દફતર, ૪. સમર છાંટો, ૫. મરણ પરણ, ૬ ચાંદરાણ પીરાણ, ૭ ભાકી ભુકી, ૮ દરિયા બકશ, ૯. છટ્ઠી મુંડણ, ૧૦. ગુશ્ર કુલ, ૧૧. ફેડા ફેડી, ૧૨ માના સલામતી ૧૩ મોહર, ૧૪ સદામાહનો કાંગો દસોંદ અને પેટોદ મોટા કર છે, પરંતુ તે નિયમિત અપાતા નથી, અને ઘણા ખોજાઓ તે બિલકુલ આપતા જ નથી, એમ મુંબઇવાળા હાશમભાઇ નૂરમોહમ્મદ કહે છે.

(બે કડે અઢી ટકાના) કર તરીકે હોવાનું ખોજાઓ માને છે. તે ઉપરાંત જ્યારે પૈસાની ખાસ જરૂર પડે છે ત્યારે ઈમામ 'ઓગી" ફેરવે છે. તેમાં દરેક ખોજો પોતાની કુલ મિલકતનો દશમો અથવા પાંચમો ભાગ, અસાધારણ ઝકાત તરીકે આપે છે. આને 'બક્કસ' (બક્ષિશનું અપભ્રંશ રૂપ) એટલે ખુશીથી આપવાની બક્ષિશ કહે છે. તેને લીધે એક વખતે ઘણા ખોજાઓ કોમમાંથી જુદા પડી ગયા હતા. છતાં ખોજાઓએ આ અસાધારણ 'બક્કસ' અનેક વખત રાજી ખુશીથી આપેલી છે અને ૧૮૫૮ પહેલાં તે છેલ્લી સને ૧૮૩૯–૪૦માં ઉઘરાવવામાં આવેલી હતી અને ૧૮૬૬ના મોટા ખોજા કેસનું સર જોસેફ આર્નોલ્ડનું જજમેન્ટ, પા ૧૧ દસોંદ દર મહિને ચાંદરાતને દિવસે ઉઘરાવવામાં આવે છે તે દિવસે દરેક ખોજો, પોતાની તે મહિનાની આવકનો સાધારણ રીતે દશમો ભાગ, અથવા તેને જે કંઈ આપવું હોય તે, જમાતખાનામાં તે માટે નાખવામાં આવતી કપડાની કોથળીમાં નાખે છે 'કંગિ' નામનો કર ખોજાઓમાં છોકરાને ઇસ્માઇલી સંપ્રદાયમાં પ્રવેશ કરાવવાની ક્રિયા વખતે આપવાનો હોય છે. છોકરાની ચાર વરસની ઉમર પછી, તે બાર વરસનો થાય તે પહેલાં, કોઈ પણ વખતે માબાપ તે કર આપે છે બીજા મુસલમાનોમાં 'બીસ્મીલ્લાહ" ની વિધિ થાય છે, તેને સ્થાને ખોજાઓમાં આ કામનો રિવાજ છે

ખોજાઓ પણ બીજા મુસલમાનોની બે ઈદો રમઝાન ઈદ અને બકરી ઈદ, તેમની સાથે પાળે છે તે ઉપરાંત, તેમના બીજા નવ ખાસ તહેવારો છે *

---

* તે તહેવારો નીચે પ્રમાણે છે

૧ હઝરતે ઈમામ અલી, (મૌત) .. ...૨૧મી રમજાન

૨ લયલતુ'લ કદ્ર, (વિધાતા દેવીની રાત્રિ) ...૨૩મી રમજાન

૩. ઈદે ગદીર, ... ... ...૧૮મી ઝિલહજ.

૪ આશુરા. ... ... . ૯મી અને ૧૦મી મોહરમ

## મેમણો

મેમણો, ખરી રીતે મો'મિનો (ઇસ્લામમા) ઇમાન લાવનારાના પાચ વિભાગ છે (૧) સિન્ધ અને કચ્છમાથી આવનાર કચ્છી, (૨) કાઠિયાવાડના ઇશાન ખુણાના હાલાર પ્રાન્તના હાલારી, (૩) અમદાવાદ જીલ્લાના ધોળકા તરફના ધોળકા, (૪) કાઠિયાવાડના અગ્નિ ખુણાના ભાવનગર બાજુના ભાવનગરી અને ધોરાજી, અને (૫) કાઠિયાવાડની દક્ષિણે આવેલા વેરાવળ તરફના વેરાવળા તેઓ હિન્દુઓની જે બે ભિન્ન જ્ઞાતિઓએ ઇસ્લામ સ્વીકારેલો તેમના વંશજ છે તે જ્ઞાતિઓ સિન્ધના વેપારી લોહાણા અને કચ્છના કાઠિયાવાડમા આવેલા બક્કાલી–કાછીઆઓ છે એ ભિન્નતા મેમણોની કચ્છી અને હાલાઇ કોમોના બે મુખ્ય વિભાગોમા કાયમ ચાલુ રહેલી છે ધોળકા, ભાવનગરી અને વેરાવળા હાલાઇની પેટા શાખાઓ છે

હઝરત પીરાનપીર, મૌલાના અબ્દુલ કાદિર મોહીયુદ્દીન જીલાની (રહ) હિ સ ૧૧૬૫ (હિ ૫૬૧)મા બગદાદ શરીફમા જન્નતનશીન થયા હતા પોતાની વફાત વખતે તેમણે પોતાના એક પુત્ર હઝરત તાજુદ્દીન (રહ.)ને હિન્દમા વસવાટ કરવા અને અહીંના લોકોને

---

૫ ચેહલુમ, (ઇમામ હુસેન (રદી )ની શહાદતનો ચાલીસમો દિવસ ) ૨૧મી સફર

૬ કતલે ઇમામ હસન, (રદી ) .. . ૨૯મી સફર

૭ ઇદે મૌલુદ, ( ઇમામ હુસેન (રદી ) નો જન્મ દિવસ ), ૧૭મી રબીઉલ અવ્વલ

૮ નવરોઝ, Vernal Equinox, ( પારસી ગણત્રી પ્રમાણે) ૨૧મી માર્ચ

૯ નામદાર આગાખાન સાહેબનો જન્મ દિવસ, ૨૫મી માર્ચ ફા'ગુન સુદ ૬

તે રાજાએ સૈયદ યુસુફુદ્દીનનો ઘણા માનપૂર્વક સત્કાર કર્યો હતો અને તેમને પોતાના મહેમાન તરીકે રાખ્યા હતા

તે સમયના લોહાણા જ્ઞાતિની ૮૪ 'નુખ' * અથવા વિભાગોનો મુખી માણેકજી મરકમખાનની કચેરીમા તેની મહેરબાનીનો માણુસ હતો

---

૧૬૦૦ ઈલીયટ પુ ૧, પૃ ૨૩૧) એક 'ફકીર'નુ વર્ણન છે. તે ફકીર સારી સમજવાળો હતો અને 'રહામા વલી શખ્શ ગણાતો હતો. તે સમા વશના રાજા જામ રાયદાન (ઈ સ ૧૪૫૪) પાસે આવતો જતો હતો તેને તે રાજા જેટલુ માન આપતો હતો, તેટલી જ તે તેના ઉપર મહેરબાની રાખતો હતો સૈયદ યુસુફુદ્દીન માટે જણાવેલી સાલ (ઇ સ ૧૪૨૧) અને જામ રાયદાન માટેની સાલ (ઈ સ ૧૪૫૪) એટલી પાસે છે કે તે ઉપરથી મરકમખાન એ જ જામ રાયદાન પોતે હોવાનુ અનુમાન કલ્પિત થાય છે

* મેમણોના માનવા પ્રમાણે મુલતાન જીલ્લાના લોહાણપુર ગામ ઉપરથી લોહાણા નામ પડેલુ છે આ વ્યુત્પત્તિ ખરી હોય એમ સભવે છે ખોજાઓ કહે છે કે લોહાણા નામ લહ્નગઢ, ઘણુકરીને લાહોર, ઉપરથી પડેલુ છે પરતુ ખોજાઓ આ બાબતમા ઘણો ગુચવાડો કરે છે અમીરૂદ્દીને (પૃ ૧૩) જણાવ્યા પ્રમાણે ઇ સ ૧૪૦૦મા લોહાણાઓને સિન્ધમા 'મોટા' કહેતા હતા તેમની ૮૪ 'નુખ' અથવા જાતિઓમાથી ૬૦ જાતિઓ નીચે પ્રમાણે છે ઔદાણી,(ઉદાણી), ઐયા (આહીયા), અભીયા, આસાકીરાઢ, અક ઠક્કર, ભાટડી, બાન્ગીયા, ગખર, ગાથા, ધડી, ઘડતર, ગાડા, રાજન મહીયા, ગુલઅદના, ચોખા સોતા, ચદનાણી, સુચક (સુચક), ચીડેમણ, સાકીઆ, ચીડે, આદુપુત્રા, ચદન, જોબનપુત્રા, ખોગ, લોરીયા, લડક મજીઠીયા, માણેક, સેડવાર, નન્મ (નિર્મળ), નાગવાણી, પોમરીયા, પાનીયા, પઢી, પાન્ઠરીયા, પદન, પુલઅદના, પોપટ, રાચ, રકુનસ્યા, નાયચન્ના, ગણ, ।યા, રેખના, રુપારેલ (રૂપારેલીયા) સકરાની, સમાગર, સેધવા, સોમીયા, સોનાગીલા, સોમીસાર, ઠકરાલા, તન્ના અને ચૌરા

મકરમખાન મજકૂર સૈયદના મુરીદ થયા હતા અને માણેકજી પોતાના ત્રણ પુત્રોમાંથી બે પુત્રો અને ૭૦૦ લોહાણા કુટુંબો સાથે પોતાના રાજાનો દાખલો અનુસરી મુસલમાન થયા હતા માણેકજીના જે બે પુત્રો મુસલમાન થયા હતા, તેમાંથી રવજીનું નામ અહમદ અને રવજીના પુત્રો સુન્દરજી અને હુસનજીના નામ આદમ અને તાજમોહમ્મદ પાડ્યા હતા તેમણે ઇસ્લામ સ્વીકાર્યા પછી તેમના પીરે તેમની કોમનું નામ 'મોટા' અને 'લોહાણા' હતું, તે બદલી 'મો'મિન' વા (ઇસ્લામમાં) ઈમાન લાવનાર રાખ્યું હતું એ પીરે આદમને પોશાક આપી, તેને આ નવી કોમનો વંશ પરંપરાનો મુખી નીમી, તેની ન્હેરાર ઠઠ્ઠા પાસે લાર નામના ગામમાં રાખવામાં આવી હતી

મુસલમાન થયેલા લોહાણાના હિન્દુ સગાંએ પીર યુસુફુદ્દીનને દેશમાંથી દૂર કરવા માટે પોતાના ધર્મગુરુઓ × પાસે સિન્ધુ નદીના "દરિયા પીર"ની પ્રાર્થના કરાવી હતી

સિન્ધુ નદીના દરિયા પીરે તેમની સ્તુતિ સાંભળી હતી પીર યુસુફુદ્દીને જાગીર લેવાની ના પાડી, પોતાની ઔલાદને તેમના પીર ઝાદા તરીકે ચાલુ રાખવાની ખાત્રી પોતાના મુરીદો પાસેથી લઈ, તેઓ દરિયા માર્ગે ઈરાક પાછા ગયા હતા

એ પ્રમાણે વિદાય લેતા પહેલાં, પીર યુસુફુદ્દીને પોતાના મુરીદોને આશિષ આપી હતી તે આશિષને કારણે મેમણો તેમના કુટુંબોની વૃદ્ધિ અને વેપારની આબાદી માને છે કચ્છના દક્ષિણ ભાગમાં આવેલા મુન્દ્રાના પીર બુઝુર્ગઅલી ગાદી જેઓ સને ૧૮૮૬ માં અવસાન પામ્યા હતા, તેઓ સૈયદ યુસુફુદ્દીનથી અઢારમી પેઢીએ

× સિન્ધુ દેવની આરાધના કરનાર લોહાણા ધર્મગુરુઓ ટેકમલ અધનમલ, નંદમલ અને માલમલ હતા

હતા તેમના પુત્ર સૈયદ જા'ફરશાહ થોડો વખત મુંબઇમા અને થોડો વખત સુદ્રામા રહે છે

આ વૃત્તાત અનુસાર, કચ્છના જાડેજા રાજા રા'ખેગાર (ઇ સ ૧૫૪૮–૧૫૮૪)ના આમત્રણથી આદમ શેઠના વશજ કાનવાની આગેવાની નીચે મેમણો ઠઠ્ઠાથી ભુજ આવ્યા હતા રા'ખેગારે કાનવાને 'શેઠ'નો ખિતાબ આપ્યો હતો અને રા'ની મહેરબાનીથી તેમણે એ શહેરમા મેમણોનો અલગ લત્તો કાયમ કર્યો હતો

કોઇ અનિશ્ચિત તારીખે લોહાણા અથવા કચ્છી મેમણો કચ્છમાથી કાઠિયાવાડમા થઈ દક્ષિણે ગુજરાતમા આવ્યા હતા મુબઇ શહેરની જેમ જેમ પડતી થતી ગઇ તેમ તેમ કચ્છી મેમણો મુબઇ સ્થળાન્તર કરતા ગયા હતા અને ગુજરાતના ઉત્તર ભાગમાથી અને કચ્છમાથી સને ૧૮૧૩ના દુષ્કાળને કારણે તેમની મુબઇની વસ્તીમા સારી ભરતી થઇ હતી એ દુષ્કાળમા કચ્છ કરતા કાઠિયાવાડમા ઓછુ દુ ખ ન હતુ તેથી હાલાર અને ભાવનગર બાજુના ઘણા કાઠિયાવાડી મેમણોએ પણ ગુજરાતના વિવિધ ભાગોમા, મુખ્યત્વે ગુજરાતની ઊતરે આવેલા દેશી રાજ્યોમા, અમદાવાદમા તથા સુરત અને મુબઇમા વસવા સ્થળાન્તર કર્યું હતુ

મેમણોના મૂળ નિવાસસ્થાન કચ્છ અને કાઠિયાવાડ છે તે ઉપરાત, તેઓ ગુજરાતના ઉત્તર અને દક્ષિણ ભાગના શહેરોમા છૂટા છવાયા વસે છે ગુજરાતની પાર મુબઈ થાણા, નાસિક, અને ખાનદેશમા હાલાઇ અને કચ્છી બન્ને જાતના મેમણો જોવામા આવે છે મુબઇ ઇલાકા બહારના મેમણો લગભગ બધા જ કચ્છી મેમણો છે તેઓ કલકત્તા મદ્રાસ મલબાર કિનારે બ્રહ્માના દક્ષિણ ભાગમા, સીઆમ સીગાપોર અને જાવામા દુકાનદારો અને વેપારીઓ તરીકે ફેલાયલા છે અને ત્યા તેમણે પોતાના મસ્જીદો

વસાવ્યા છે તે જ પ્રમાણે, માત્ર મસ્કત સિવાય, જ્યાં તેમનું સ્થાન ખોજાઓએ લીધેલું છે અફગાનિસ્તાનના દ્વીપકલ્પના બીજા પ્રદેશોમાં, અને મોઝામ્બીક, ઝાંઝીબાર અને આફ્રિકાના પૂર્વ કિનારાના પ્રદેશોમાં મેમણો વસે છે જેઓમાં ઘણાખરા મેમણો કચ્છી મેમણો છે

કચ્છી મેમણો ગૌરવર્ણા હોય છે પુરૂષોમાં મ્હોટે ભાગે રતુમડી ચામડી ભરાવદાર દાઢી, મોટું માથું, માથા ઉપર અને શરીરે વધારે પડતા વાળ મોટી મોટી બદામ ઘાટની આંખો અને વધારે વાળવાળી ક્માનદાર ભ્રમરો જોવામાં આવે છે આ મુખકળા સિન્ધની વિશિષ્ટતા છે સરેરાશ કરતાં કંઇક વધારે ઉંચા, જુવાનીમાં ભરેલા શરીરવાળા અને આધેડ અવસ્થામાં વધારે પડતા સ્થૂળ—એવા પુરૂષો અને સ્ત્રીઓ બન્ને ખાસ કરીને ઘાટિલા અને મજબુત બાંધાના હોય છે કચ્છી મેમણોની મુખાકૃતિ ઘણી વાર ગોળ અને કેટલીક વાર લંબગોળ હોય છે ગોળ ગાલ ઉંચું કપાળ, સીધું અથવા સ્હેજ વાંકું—શુકનાસિકા જેવું નાક, મોટા ઘાટિલા નસકોરા, નાના ભરાવદાર હોઠ, ગોળ ઘાટીલી હડપચી, સ્ત્રીઓની હડપચી સ્હેજ ખાડાવાળી, નાનાં નાક અને ચોરસ ખભા ઉપર લાંબી ગરદન—એ એમની વિશિષ્ટતા છે તેમની મુખકળા તીવ્ર ચકોર અને સ્વાશ્રયી હોય છે

તેઓ હઝરત પેગમ્બર સાહેબ (સલ) ની સુન્નત પ્રમાણે મુછો ટુંકી અને દાઢી વધારેમાં વધારે આશરે ૭ ઇંચ લાંબી રાખે છે પરંતુ દાઢીના વાળ જ્યારે ઘણા ભરાવદાર હોય છે ત્યારે તેઓ એક બાજુ ગાલ તરફ અને બીજી બાજુ ગળા તરફ કિનારીઓ પર હજામત કરાવે છે પરન્તુ ઘણા જુવાનો આ સુન્નતની અવગણના કરી માથાના વાળ કુમાશ કતરાવી, વચ્ચે સેંથો પાડે છે અને મુછો મોટી અને દાઢી તદ્દન નાની કતરાવેલી રાખે છે છતાં ઘણાખરા માથે હજામત કરાવે છે

મેમણુ સ્ત્રીઓના વાળ બહુ વખત ઘણા લાંબા હોય છે તે વાળ તેઓ વચ્ચેથી સેંથો પાડી તણ લટની પટીઓ પાડી, છેડે રીબન (કપડાની પટ્ટી)થી બાંધે છે

વૃદ્ધ પુરુષો અને સ્ત્રીઓ બન્ને પોતાના વાળ સફેદ ન દેખાય તે માટે તેને મેંદી, અને કેટલાક વખત મેંદી અને ગળીથી રંગે છે *

ગળીનો રંગ થોડો વખત વાળ કાળા કરે છે પરંતુ અઠવાડિયામાં તે રંગ ફરીથી લગાડવામાં આવતો નથી તો વાળના મૂળમાં ચળકતો જાણુંડો રંગ નીકળી આવે છે

મેમણો, સ્ત્રીઓ અને પુરુષો બન્ને, આંખમાં સુરમો આંજે છે મેમણુ સ્ત્રીઓ છેક નાનપણથી હાથની હથેળીઓ આંગળીઓના નખ અને પગના તળિયા તથા પગની આંગળીઓ મેંદીથી રંગી લાલ કરે છે +

---

* આ પણ સુન્નત એટલે હદીસ પ્રમાણે સવાબ (પુણ્ય) કમાવાનું કામ ગણાય છે હઝરત પેગમ્બર સાહેબ (સ.)એ કહ્યું હતું કે તમારા સફેદ વાળ તેની સફેદી ઢાંકવા રંગો પણ કોઇ કાળા રંગથી રંગતા નહિં મિશ્કાતુ'લ મસાબીહ, પૃ ૩૬૦–૩૬૫ પહેલા ખલીફા હઝરત અબુબક્ર (રદી) (ઇ સ ૬૩૨–૬૩૪) તેમની દાઢી મેંદી લગાડી લાલ કરતા હતા સુસ્ત મુસલમાનો બધા જ ગળીનો રંગ વાપરે છે, છતાં તેવો રંગ નહિં વાપરનાર અપવાદ રૂપે માનને પાત્ર ગણાય છે

+ મેંદી લગાડવાનીરીત ઘણા પ્રકારની હોય છે ઘણી સ્ત્રીઓ ફક્ત હાથ પગની આંગળીઓના નખજ રંગે છે કેટલીક સ્ત્રીઓ હથેળીના પાછલા ભાગ ઉપર આંગળીઓના હાડકાની લીટીઓ પાડી, તે રંગે છે તે રંગ ખુલતો નારંગી, ઘેરો કીરમજી, ઘેરો રાતો અને કેટલાક વખત તે રંગ વારે વારે લગાડવાથી સુન્દર કાળો ઝેતુનના રંગ જેવો થઇ જાય છે.

પરણેલી સ્ત્રીઓ તેમના દાત કાળા રગે છે *

હાલાઇ મેમણો કચ્છી મેમણો કરતા રગે શ્યામ તથા કદમા નીચા હોય છે, અને તેઓ કદિ પરસ્પર લગ્ન સબધ કરતા નથી હાલાઇ મેમણોની મુખાકૃતિ કચ્છી મેમણો જેવી વિશિષ્ટતાવાળી નથી તેમ તે તેટલી નિયમિત ને ખુશનુમા પણ હોતી નથી હાલાઇ મેમણનુ દૃષ્ટાંતિક વર્ણન આપવુ કઠિન છે

વેપાર ધધામા કચ્છી અને હાલાઇ બન્ને જાતના મેમણો ચકોર અને મહેનતુ હોય છે તેમાથી કચ્છી મેમણો પ્રમાણિક ધધા માટે કદાપિ વધારે નામવર હોય છે સમાજની દૃષ્ટિએ બન્ને જાતના મેમણો આનદી, વિલાસી અને તામસી હોય છે, અને બીજા મુસલમાનો તેમને સખી દિલના માને છે

મેમણ સખાવતનુ માનીતુ સ્વરૂપ ગરીબ મુસલમાનોને મક્કા શરીફની હજ પડવામા મદદ કરવાનુ હોય છે આ ઉદારતા કેટલીક વખત તેવા હાજીઓ માટે આખી આગબોટ ચાર્ટર કરવાની (ભાડે લેવાની) હદ સુધી પ્હોચે છે *

---

* કાળો રગ ('મિસ્સી',) સુરમો અને મેદી માનનીય અને પવિત્ર મનાય છે કારણ કે હઝરત પેગમ્બર સાહેબ (સલ)ના પુત્રી હઝરત બીબી ફાતેમા (રદી) તે ચીજો વાપરતાં હતા આ માન અને પવિત્રતા એટલી હદ સુધી પાળવામા આવે [illegible] કે મુસલમાન સ્ત્રીઓ પાક હાલતમાં હોતી નથી ત્યારે તેઓ 'મિસ્સી' વાપરવી ગુન્હો માને છે

* સખાવત ખાનગી રીતે કરવાનો શોખ આબદાર મેમણોનો માનનીય ગુણ છે ખાનગી સખાવતનુ મેમણોનું આદર્શ દૃષ્ટાંત મુબઈના શાહ સોદાગર મર્હૂમ હાજી ઝકરીઆ શેઠનુ છે તેઓ મુબઈમા ઇ સ ૧૮૨૩ ૧૮૪૦માં થઇ ગયા છે મુબઈ બદરમા તેમના નામના મહોલ્લામાં

કચ્છી મેમણોની બોલીમા સિન્ધી અંશ અને હાલાઇ મેમણોની બોલીમા કાઠિયાવાડી અંશ હોવા છતા, કચ્છી અને હાલાઇ બન્ને જાતના મેમણોની બોલી મૂળ તત્વોમા એક સરખી જ છે. કચ્છી મેમણોની બોલી કચ્છી બોલી (dialect) ઉપર રચાયલી છે, છતા તેમા એટલા બધા હાલાઈ શબ્દો છે કે બન્ને જાતના મેમણો એક

---

તે જ નામની મસ્જિદ છે. એક વખત ઝકરીયા મસ્જિદમા માળવાના એક આલિમ અને પરહેઝગાર મૌલવીએ મુકામ કરેલો હતો એક રાત્રે, પોતે ના ઓળખાય તેમ, મેલી ચાદર ઓઢેલો એક વયથી વાંકો વળી ગયેલો વૃદ્ધ પુરૂષ પોતાની પગચંપી કરતો હોય, એમ એ મૌલવીને લાગ્યુ હતુ મૌલવીએ એ વૃદ્ધ પુરૂષને તેમ નહિ કરવા વિનવ્યુ હતુ પરતુ તે વૃદ્ધ પુરૂષે ચંપી કરવી ચાલુ રાખી હતી મૌલવી સાહેબ પછી ઉંઘી ગયા હતા સવારે ઉઠ્યા ત્યારે તેમને પોતાની પથારી નીચેથી એક રૂા ૧૦ની નોટ મળી હતી તે નોટ આપનાર કોણ હતો, તે તેઓ શોધી શક્યા નહતા તેથી બીજી રાત્રે જ્યારે પગચંપી કરનાર એ બુઢ્ઢો શખ્સ ફરીથી આવ્યો ત્યારે મૌલવી સાહેબ ઉંઘવાનો દેખાવ કરી શાન્ત પડી રહ્યા હતા અને જેવો તે માણસ તેમની પથારી નીચે એક કાગળનુ કવર મુકવા જતો હતો કે તરત જ તેમણે તે બુઢ્ઢા આદમીનો હાથ પકડી લીધો હતો ખેંચતાણમા તે બુઢ્ઢા આદમીએ ઓઢેલી ચાદર પડી ગઇ હતી અને હાજી ઝકરીયા શેઠની માનવંતી મુખાકૃતી દેખાઇ આવી હતી ઝકરીયા શેઠ ખાનગી સખાવત કરતા આમ પકડાઈ જવાથી શરમાઈ ગયા હતા તે કવરમા રૂા ૧૦૦ની નોટ હતી કવર ઉપર લખેલુ હતુ કે "તમારા ઇલમના માનમા બક્ષિશ, અલ્લાહ તા'લાની મરજીના સાધન રૂપ આ અદના ખાદિમ માટે તેના ગુન્હાઓની માફી સારૂ ખુદા પાસે દુઆ કરશો."

પોશાકના પ્હેલા ફેરફાર ઈ સ ૧૮૫૭ ના બળવા પછી કરવામા આવ્યા હતા મેમણ સ્ત્રીઓ ઇસ્લામી શરીઅતમા શરીરના જે ભાગ ઢાંકવાનુ ફરમાવેલુ છે, તે ભાગ ખુલ્લા રાખતી હતી, તે સામે તેમના ધર્મ પીરઝાદાઓ અને મૌલવીઓએ વાંધો લીધો હતો તેમના સમજાવટ થી સુખી સ્થિતિના મેમણોએ હિન્દુ પેહેરવેશ છોડી દીધો હતો, અને અમીર વર્ગો મારવાડીને પગલે ચાલ્યા હતા પુરૂષોમા પોશાકના ફેરફાર ધીરે ધીરે થયા હતા શરૂઆતમા મક્કા શરીફની હજ પછી આવેલાઓએ નાની કમાનવાળી અરબી પાઘડી-'અમામા', ઢીલો ખુલ્લા ગળાવાળો ઓવરકોટ-'આબો', લાંબુ ઢીલુ પ્હેરણ અને બ્હાયો વિનાનો તંગ કબજો પ્હેરવા શરૂ કર્યા હતા જુની ઘુંટણ સુધી પ્હોંચતી સુરવાળો ચાલુ રાખવામા આવી હતી માત્ર તેના બટન બદલી કરવામા આવ્યા હતા કેટલાક વર્ષો સુધી ફક્ત હાજીઓને જ આવો અરબી પ્હેરવેશ પ્હેરવાની છુટ હતી પરન્તુ ક્રમે ક્રમે આ નવી ઢબનો પ્હેરવેશ લગભગ સામાન્ય પ્રચારમા આવી ગયા હતા

જો કે મેમણો કીમતી કપડા પ્હેરવના શોખીન હોય છે, તથા સ્ત્રીઓ કે પુરૂષો કપડાની પસન્દગી કે રચનામા દીપી આવતા નથી પુરૂષો સોનેરી ભરતકામ અને સ્ત્રીઓ મુખ્ય રંગોની શોખીન હોય છે મેમણોના અત્યારના પ્હેરવેશની મુખ્ય વિશિષ્ટતા તેમની ટુકી પાઘડીઓની છે તે પાઘડી જાત્રામાથી થોડા વખત ઉપર આયાત થયેલી ઢંઢક આપે તેવી, હવાદાર અને વજનમા હલકી ઘાસની ગુંથેલી ટોપી અથવા સફેદ સુતરાઉ માથાની બહાર પ્હેરવાની અરબી ટોપી ઉપર હલકા રેશમના અથવા શાલના અથવા સોનેરી ભરતવાળા કપડાના થોડાક આંટા વીંટીને બનાવેલી હોય છે સ્ત્રીઓના પ્હેરવેશની મુખ્ય વિશિષ્ટતા ચોળાઓની ટુકી બ્હાયો રેશમી ઢીલા પ્હેરણો ઢીંચણથી ઉપરના ભાગમા પ્હોળા અને ઘુંટણ આગળથી તંગ ઇજારા અને સોનેરી મણકાવાળા અને સોનેરી અથવા રેશમી ભરતકામ છુટે હાથે વાપરેલા પ્હેરણોની હોય છે

તવંગર મેમણોનો ઘરમાં પ્હેરવાનો ડ્રેસ સોનેરી ભરતવાળી અથવા કિનખાબની ટોપી, ઝીણા ફૂલવાળું અથવા સાદું મલમલનું, ગળે બારીક સાંકળીમાં ત્રણ ચાર સોનેરી બટનોવાળું લાંબુ પ્હેરણ, શરીરે ચુસ્ત બેસતો બ્હાંય વિનાનો શિયાળામાં રેશમી અથવા ઉનનો અને ઉન્હાળામાં સફેદ મલમલનો અથવા રંગીન રેશમનો કબજો-સદરીયો હોય છે તેને આગળ નાના નાના રેશમી બટનો અને તેમને ભરાવવા સામી બાજુ તેવા જ નાના નાના રેશમી નાકા હોય છે તેવા સદરીયાને છાતી ઉપર બે લાના અને કમર ઉપર ચંદ્રાકારના બે નાના ખીસ્સા હોય છે છાતી ઉપરના ખીસ્સામાંથી અથવા રેશમી બટનોના નાકા નીચેથી રંગીન રેશમી રૂમાલ બ્હાર દેખાય તેમ રાખવામાં આવે છે સુરવાળ ઝીમ કલરના કપડાની, ઉપરથી ઢીલી અને ઘુંટણ આગળથી તંગ, વાળેલી પટીની હોય છે પાકી ઉમરના અને પરહેજગાર મેમણો ઘુંટણ ઉપર એક બે ઈંચ ઉંચી રહે તેવી શરીઅત મુજબની ટુંકી સુરવાળ પ્હેરે છે બ્હાર જવા માટે તવંગર અને જુવાન પુરૂષ અંગ્રેજી ફેશન પ્રમાણે જમીન સુધી પ્હોંચની એક સરખી પ્હોળાઈની નીચી સુરવાળ પ્હેરે છે ઘરમાં, ચોકક, અંગ્રેજી રિવાજ પ્રમાણે, મોજા સાથે સ્લીપરો પ્હેરે છે, તે સિવાય બીજા ઘણાં ખુલ્લા પગે ફરે છે બ્હાર જવા માટે પૈસાદાર મેમણો ઘરમાં પ્હેરવાના ડ્રેસ ઉપર સાયો-સદરીયો પ્હેરી લે છે તેઓના સદરીયા જેવાજ કપડાનો તેના ઉપર પ્હેરવાના ઓવરકોટ જેવો હોય છે પરંતુ અંદરના સદરીયાથી જુદો પડતો તે ઢીલો અને બ્હાંયોવાળો, પણ બન્ને બાજુએ કાપવાળો, અને ઘણી વખત ડોકથી નીચે સુધી પ્હોંચતો હોય છે આ ઓવરકોટ ઉપર પૈસાદાર મેમણો એ જ જાતના કપડાનો, ઢીલો, બટન વિનાનો અરબી ઝભ્ભો અથવા 'સાયો' પ્હેરે છે. પગમાં અંગ્રેજી બુટ અથવા દેશી ચામડાના દેશી સ્લીપરો પ્હેરે છે માલદાર મેમણોનો ખાસ પ્રસંગોએ પ્હેરવાનો ડ્રેસ તેમના સાધારણ બ્હાર પ્હેરવાના ડ્રેસ જેવો જ હોય છે,

પરંતુ ફેર એટલો હોય છે કે ખાસ પ્રસંગોએ પ્હેરવાના ડ્રેસમા સોનાના બટનો, હીરાઓ અને તે ડ્રેસની કિનારીઓ સોનેરી અથવા રેશમી ભરતવાળી હોય છે માથે જુની ઢબની કમાનવાળી અરબી પાઘડી અથવા કીમતી કાશ્મીરી શાલ પ્હેરે છે, એ શાલ ખીચોખીચ ભરેલી અથવા સોનેરી કિનારીની બનાવટની 'દુપટ્ટા' જાતની હોય છે, અથવા, છેલ્લામા છેલ્લી ફેશન પ્રમાણે, રેશમી ભરતવાળી અથવા કિનખાબની ગોળ ટોપી અથવા ચીન અથવા જાવાની છેલ્લામા છેલ્લી ફેશનની ઘાસની ટોપીની આજુબાજુ દુકા દુપટ્ટાના એક બે આટા વીંટાયેલા હોય છે

વચલા વર્ગના મેમણોનો ઘરમા પ્હેરવાનો અથવા બ્હાર જવાનો ડ્રેસ ઓછો કીમતી અને વધારે વખત સુધી પ્હોચે તેવા ટકાઉ કપડાનો હોય છે તે વાર તહેવારોએ અને સાધારણ ટાકણાએ પણ 'સાયા' વિના ચલાવી લે છે, અને કેટલાક વખત ઉતરતા વચલા વર્ગ અને ગરીબ વર્ગ માફક ખુશીના પ્રસંગોએ અથવા વેપાર ધધા અર્થે બ્હાર જાય ત્યારે પણ માથે એકલી ટોપી પ્હેરે છે અને કબજા ઉપર બીજુ કઇ પણ પ્હેરતા નથી પગમા અગ્રેજી બુટ કે શુઝ પ્હેરે છે ઘણા પૈસાદાર માણસો તેમા મોજા પ્હેરે છે

ગરીબ મેમણ સુતરાઉ અથવા રેશમી ટોપી, હલકા કપડાનુ અથવા મલમલનુ પ્હેરણ રેશમી અથવા બનાતનો ગરમ કબજો અને હલકા અથવા સામાન્ય રગીન કપડાની સુરવાળ પ્હેરે છે માત્ર ઈદના દિવસોએ અને લગ્ન પ્રસગોએ અને જાહેર વરાઓમા ગરીબ મેમણો પાઘડી અથવા 'સાયો–સદરીયો' પ્હેરે છે, સાધારણ રીતે તેઓ દેશી બનાવટના ગતા જોડા અથવા ચામડાની સ્લીપરો પ્હેરે છે

માલદાર મેમણ સ્ત્રી નીચુ, ઢીલુ અર્ધો બ્હાયોવાળુ, ચકચકિત રગોવાળુ, ચીનાઇ અથવા હિન્દી રેશમનુ "આબા" નામનુ કુરતુ પ્હેરે છે તેના ગળાની બન્ને બાજુએ ખભા ઉપર બન્ને નાના

કપડાં ઉપર મલાયા × કે મલાકાની સીવણ ઉપર સોનેરી લેઇસવાળી અથવા ઝુલવાળી તપખીરીયા રંગની રેશમી ચાદર ઓઢી લે છે.

હાલાઇ સ્ત્રીઓ, ગરીબ અથવા તવંગર, કોઇ પણ બ્હાર જવાને પ્રસંગે પગે મોજા પ્હેરતી નથી; અને કેટલીક સ્ત્રીઓ સપાટો પણ પ્હેરતી નથી, જ્યારે એવે પ્રસંગે કચ્છી સ્ત્રીઓ હમેશા મોજા અને અફઘાન જાતના ચામડાના બુટ પ્હેરે છે. ખાસ પ્રસંગોએ મેમણ સ્ત્રીઓ તેમનાં ઘરમાં પ્હેરવાનાં કપડાં ઉપર ગળે રૂમાલ વીંટે છે. તેમનો તે રૂમાલ, 'આબો' અને ઇજારો બીજી સુન્ની મુસલમાન સ્ત્રીઓ પ્હેરે છે તે કરતાં વધારે ભરતવાળાં અને મોતી તથા સોનેરી લેઇસથી શણગારેલાં હોય છે. હાલાઇ મેમણોની સ્ત્રીઓ પુષ્કળ સોના ચાંદીના દાગીના પ્હેરે છે; પરંતુ તેમાં ઝવેરાત થોડું હોય છે જ્યારે કચ્છી મેમણોની સ્ત્રીઓ સોના ચાંદીના દાગીના થોડા વાપરે છે, પરંતુ કીમતી ઝવેરાતના દાગીનાનાં સેટ ને સેટ રાખે છે.

હાલાઈ કે કચ્છી કોઈ સ્ત્રીઓ શોકની કોઇ નિશાની પ્હેરતી નથી. વિધવાઓ નાકમાં ચુંક–'સીથ' પ્હેરતી નથી અને લગ્ન પ્રસંગોએ અથવા એવા બીજા આનંદના પ્રસંગોએ હાજરી આપતી નથી, તે સિવાય તેમને શોકની કોઇ નિશાની રાખવાની જરૂર માનવામાં આવતી નથી.

મેમણો ખાવા પીવાના શોખીન હોય છે અને ખૂબ ખાય છે, છતાં બીજા મુસલમાનોની સરખામણીમાં પાકશાસ્ત્ર માટે બેપરવા હોય છે અને ખાવાની વાનીઓની તેમની પસંદગી પણ જેવી તેવી હોય છે. વચલી ઉમરના ઘણાખરા મેમણો શરીરે સ્થૂળ હોય છે. તેનું કારણ એ હોય છે કે તેઓ ન્હાનપણથી પુષ્કળ ઘી ખાવાને ટેવાયલા હોય છે.

× મલાયા અરબી શબ્દ છે. અરબોએ એ પ્હેરવેશ એ દેશનો અનુકરણ કરેલો હોવાથી, તેને તે નામ આપવામાં આવેલું હોય એમ લાગે છે.

મેમણો હજ પઢવા માટે એટલી કાળજી રાખે છે કે તેમનામાંથી લગભગ ચાળીસ ટકા પોતાનાં નામ સાથે 'હાજી'નો માનવંતો લકબ જોડવા ભાગ્યશાળી થયેલા હોય છે. પૂરતા પૈસા બચાવે કે તરત દરેક મેમણ પોતાની સ્ત્રી અને કેટલાક વખત તદ્દન નાનાં છોકરાં સાથે મક્કા શરીફની હજ પઢવા નીકળી પડે છે. મુસાફરીની મુસીબતો માટે તે લાપરવા રહે છે; કારણ કે જે પાક પરવરદિગાર તેની સંભાળ ઘેર રાખે છે તે જ તેને બયતુલ્લાહ (ખુદાના ઘર)ને માર્ગે પણ સંભાળશે, એવું તેનું પાકું આકીન હોય છે. મક્કા શરીફથી તે મદીના મુનવ્વરા જાય છે. અને તેની પાસે દ્રવ્ય હોય અને તેને અવકાશ હોય તો તે પોતાના

---

કચ્છના હાજી નૂરમોહમ્મદની વિધવાએ તેના ગુજરનાર ધણીની મિલકતમાંથી તેનો વારસાનો હિસ્સો માગ્યો હતો. મેમણોની જમાતે ઠરાવ કર્યો હતો કે તેમની કોમમાં વિધવાને તેના ધણીની મિલકતમાંથી વારસો માગવા કોઈ હક ન હતો. એ કેસ હાઈકોર્ટમાં ગયો ત્યારે, બીજા સુન્ની મુસલમાનોની તેમના પ્રત્યે આ બાબતમાં લાગણી છતાં, કચ્છી મેમણોના વડાઓએ કોર્ટમાં જાહેર કર્યું હતું કે તેમની જમાતના રિવાજ મુજબ વિધવાને વારસાનો કોઈ હક નહતો. આને લીધે ત્યારે અને હજી પણ (ઇ સ ૧૮૯૬) મક્કા શરીફના સુન્ની ઉલમાઓમાં ચળવળ ચાલ્યા કરે છે અને એ ઉલમાઓએ ફતવો આપેલો છે કે કુરઆને શરીફમાં વારસાનો જે કાયદો ઠરાવેલો છે, તેની અવગણના કરવી, એ ઇસ્લામમાંથી નીકળી જવા (apostacy) બરાબર છે. મેમણો આ બાબત તેમના રિવાજમાં ફેરફાર કરવા માગે છે. ઈ સ ૧૮૯૮ સુધી તેઓ તેમનો એ રિવાજ બદલી શક્યા ન હતા.

(કચ્છી અને હાલાઈ બન્ને જાતના મેમણોએ વારસા બાબતમાં હવે ઇસ્લામી શરીઅત અખત્યાર કરેલી છે અને તે બાબત હિન્દી સરકારે ધારા પણ ઘડેલા છે ભાષાન્તર કર્તા)

મુરશીદ પીર હઝરત પીરાનપીર દસ્તગીર મૌલાના અબ્દુલ કાદિર જીલાની (૯) ના રોઝાની ઝિયારત કરવા બગદાદ શરીફ પણ જાય છે

જેઓ હજ પઢી આવેલા હોય છે, અથવા જેઓ તેમ કરવા અશક્ત હોય છે, તેઓ હિન્દુસ્તાનની કેટલીક દરગાહોની ઝિયારતો કરે છે તેવી દરગાહો ગુજરાતમા, અમદાવાદમા હઝરત શાહ આલમ સાહેબ (૮૯) ની અને અમદાવાદથી ઉત્તરે ૫૬ માઇલ ઉપર ઊંઝા સ્ટેશન પાસે, જ્યા ભુત પલીત કઢાવામા આવે છે તે હઝરત સૈયદ મીરાં અલી દાતાર (૭૯) ની છે રાજપૂતાના રેલ્વે ઉઘડ્યા પછી ગુજરાત અને મુંબઈના મેમણો અજમેર શરીફના ખ્વાજા મુઇનુદ્દીન ચીસ્તી ગરીબનવાઝ (૭૯) ના ઉરસમા વારે વારે જાય છે

બીજા સુની મુસલમાનો માફક મેમણો જાદુ મંત્રમા માને છે કે 'જાદુ બરહક હય, મગર ઉસકા કરનેવાલા કાફિર " અને બીજા મુસલમાનો માફક ફાલ જોવડાવવા અને ધાગા દોરા કે તાવીજ પહેરવામા મેમણોને વાંધો હોતો નથી તેઓ જ્યોતિષમા માને છે અને જોશીઓને ભવિષ્ય પૂછે છે, જો કે આ રિવાજ હઝરત પેગમ્બર સાહેબ (સલ) એ નાપસંદ કર્યો છે મેમણો ગરીબ સૈયદો * પાસે 'ફાલ' જોવડાવે છે

---

* કેટલાક છોકરાની મા હોય એવી મેમણ બાઈ સુવાવડી થાય છે ત્યારે વાજબી વખત વિતાવ્યા પછી મેમણ પુરૂષ ફરીથી પરણે છે તેની નવી બૈરી માદી થાય અને તેની બીમારી તેની મા કે સાસુ ઘરમા કરી શકે તેવા ઘરગથ્થુ ઇલાજોથી સુધરે નહિ ત્યારે તેને આલા બાલા (વળગાડ) નો ઇલાજ કરવા સલાહ આપવામા આવે છે આવી માદી બાઈ સુતી વખત પોતાના ઓશીકા નીચે થોડા ચોખાના દાણા અને પાંચ નાણાના પૈસા અથવા ચાંદીની બે આની કે ચાર આની એમ પૈસા સાથે મુકે છે બીજે દહાડે તે ચોખા

અને પૈસા પોતાના નોકર સાથે અથવા કોઇ ગરીબ સગા સાથે કોઇ હોશિયાર ભુત બલા કહાડી જાણનાર સૈયદ પાસે મોકલે છે તે સૈયદ ચાવલ લઈ, બીમારીની હકીકત સાંભળી, ચાવલ ઉપર ફુંકે છે અને પૈસા કે ચવની પાવલી ઉપર દુઆ પઢી આંપે છે તે કહે છે કે આ પૈસામા કોઈ ગુજરી ગયેલી સ્ત્રીની બલા છે બીમાર સ્ત્રીના ધણીને અગાઉ બીજી બૈરી હતી? અને તે ગુજરી ગયેલી છે? તે બીમાર સ્ત્રી તરફથી આવનાર કહે છે કે, 'ખરી વાત' તેથી તેની તેં બીમારી તેને શોક્યના વળગાડને લીધે હોવી જોઇએ પણ તે ચાવલ લાવનાર કહે છે કે બીમાર બાઇ તેની ગુજરનાર શોક્યના છોકરા પ્રત્યે બહુ માયા રાખે છે તે "શાણો" સૈયદ કહે છે કે છોકરાનો સવાલ નથી. પરંતુ બીમાર બાઇએ તેની મરનાર શોક્યની વરસીએ તેનો ફાતેહા કરેલો છે? કદાપિ, તેને તેની ખબર પણ નહિં હોય! માટે તમારી બીમાર બાઇને કહેજો કે તેણે તેની મરનાર શોક્યના ધણીનો ધ્યાન મેળવ્યો છે, અને ધણીની સઘળી ધરકામત, જે એક વખત તેની શોક્યની હતી, તેની કુલ માલિક હવે તે પોતે થયેલી છે, માટે તેની શોક્યની વરસીને દિવસે પાંચ સૈયદ અથવા ગરીબ માણસોને દહીં ચાવલ અને દાળ જમાડે સૈયદનો એ સંદેશો તે ચાવલ લઇ જનાર આવીને તે બીમાર સ્ત્રીને કહે છે તે ઉપરથી તે સૈયદને બોલાવવામા આવે છે પછી એ બીમાર સ્ત્રી જુત્તા પહેર્યા વિના એ સૈયદ સામે બેસે છે તે સૈયદ લોબાન બાળે છે એક બે લીંબુ કાપે છે અને લોઢાના ખીલા ઉપર કંઇક પઢીને, તે ખીલો ઘરના ઉંબરમા ઠોકી બેસાડે છે પછી, તે જ વખતે અથવા બીમારી મટ્યા પછી, તે સૈયદને સવા રૂા થી સવા પાંચ રૂા સુધી આપવામા આવે છે

કેટલાક વખત તે સૈયદને આટલુ બસ લાગતુ નથી તેથી જતી વખત તે દરેક સવારે પોતાને ચીનીની એક સફેદ રકાબી મોકલવા બીમારને કહેતો જાય છે, તે સૈયદ તે રકાબી ઉપર જાફરાન

કચ્છી મેમણોના (ઇ સ ૧૮૯૮) પીરઝાદા મૂળ પીર સૈયદ યુસુફદ્દીનથી ૧૯મી પેઢીએ છે તેઓ કચ્છમા માંડવીથી પૂર્વમા ૪૦ માઇલ ઉપર, મુંદ્રામા રહે છે તેઓ પોતાના મુરીદોમા એક બે વરસમા એક વખત ફરવા નીકળે છે તે વખત તેમને માટે દરેક મેમણ કુટુંબમાથી રૂ ૨ થી ૨૦૦ સુધીનુ ઉઘરાણુ કરી, તે પીરને આપવામા આવે છે

મેમણો અમદાવાદના બુખારી સૈયદોને પણ માને છે હાલાઇ મેમણોના વડા પીર પંજાબમા સનહિંદમા રહે છે, તેઓ પાચ વરસમા એકાદ વખત તેમના ગુજરાતના મુરીદોમા આંટો મારવા આવે છે તે ઉપરાંત તેમના પ્રાન્તિક મુખી કાઠિયાવાડમા ધોરાજીમા રહે [redacted] આ મુખી તેમનામા લગ્ન તલાક અને કેટલાક વખત વારસાની નાની બાબતોમા પક્ષકારોને સાભળે છે અને તે બાબત તે પોતાનો નિર્ણય આપે છે

થોડાક મેમણો દુકાન કરી જાણે છે તે સિવાય તેઓ ઇસ્લામની શરીઅતથી મના કરેલી નિશાની થીજો સિવાય બીજા બધી જાતના વેપાર ધંધા કરે છે મુસલમાનોમા જામનગરી (દાઉદી) વ્હોરાઓ સિવાય કદાપિ મેમણો જ સૌથી વધારે સખ્યામા અને ખરેખર સૌથી વધારે ફતેહમંદીથી બધી જ જાતના પરચુરણ ધધા અથવા તેની દુકાનો

(કેસર)થી કેટલાક પાના પાડી તેમા આંકડા લખે છે, અથવા તે રકાબી ઉપર તે કુરાનને શરીફમાની 'અલ ફલક' અને 'અન્નાસ'ની સૂરાઓ અથવા 'આયતુલ કુરસીની સૂરા લખે છે બીમાર તે રકાબી ગુલાબ પાણીથી અથવા ગુલાબજળથી ધોઇ, તે પાણી પી જાય છે કેટલાક વખત તેનું તાવીજ કાગળ ઉપર એ જ પ્રમાણે લખવામા આવે છે, અને તે એ જ રીતે પીવામાં આવે છે, અથવા તે તાવીજ ચાદીના માદળીયામા મુકી ગળામા કે હાથ ઉપર પહેરવામા આવે છે

કરે છે. ધંધામાં તેમની ફતેહ તેઓ કાળજીથી અંગત ધ્યાન આપે છે. તેને લીધે હોય છે ગમે તેવો સાધારણ મેમણ વેપારી, જે તેની સ્થિતિનો પારસી વેપારી પોતાના કારકુનોને જ સોંપે, તેનું કામ જાતે કરવું હલકું માનતો નથી. તેમનો આશાવાદ અને આસ્તિકતા એ પણ તેમના સર્વોત્તમ ગુણો છે. આચાવંતા કોઇ પણ નવા ધંધામાં તેઓ નિડરતાથી ઝંપલાવે છે, અને સાહસ કરતાં પાછું જોતા નથી તેમનો આ ગુણ કંઈક પ્રમાણમા તેમના લોહાણા પૂર્વજોનો છે; અને કંઇક પ્રમાણમા તેઓ માને છે કે તેમના મુરબ્બી પીરોની દુઆને લીધે નસીબ તેમને યારી દરે છે મેમણો વેપાર માટે બીજા પાસેથી નાણા લે છે, તે સિવાય તેઓ કવચિત જ દેવાદાર હોય છે. તેઓ ઇસ્લામી શરીઅત અનુસાર સામાન્ય રીતે પૈસા વ્યાજે ધીરતા નથી, જો કે મોટી પરદેશી પેઢીઓના યુરોપવાળાના હિસાબોમા મુડી ઉપરનુ વ્યાજ સર્વદા બહિષ્કાર કરેલુ હોતુ નથી

તેમણે થોડા વખતથી જ તેમના છોકરાને અંગ્રેજી શીખવવુ શરૂ કરેલુ છે છતા એક કોમ તરીકે તેઓ ઉચ્ચ કેળવણી લેવાથી વિરૂદ્ધ હોય છે ઘણીખરી મેમણ છોકરીઓ ઠીક ઠીક ઉર્દૂ જાણે છે અને મઝહબી બાબતોમા તેમનુ શિક્ષણ સારૂ હોય છે

સાખલીઆ, જુઓ દુધવાળા

## ૩. ખેડુતો

ખેતી કરનારી જાતો ૨૧ છે: ૧. બેહલીમ, ૨. બ્હોરા, ૩. ચાવડા, ૪. ચૌહાણ, ૫. ગામેતી, ૬. ગેરમેહદી, ૭. ગોહિલ, ૮. જેટા, ૯. કસ્બાતી, ૧૦. ખોખર, ૧૧. મકવાણા, ૧૨. મલેક, ૧૩. મનીઆ, ૧૪. મોલેસલામ, ૧૫. પરમાર, ૧૬. રાઠોડ, ૧૭. સમા, ૧૮. ગેખડા, ૧૯ સોલંકી, ૨૦. સુમરા, અને ૨૧. ટાંક.

### બેહલીમ

મુસલમાન થયેલા બેહલીમ જાતના રજપૂતો ગુજરાતના ઉત્તર ભાગમાં અને ભરૂચમાં મળે છે. બેહલીમો મૂળ તુર્ક કોમ હોય એમ જણાય છે.

જ્યારે ગઝની અને હિન્દુસ્તાનની ગાદીએ સુલતાન બેહરામશાહ બેઠો ત્યારે સુલતાન અર્સલાનશાહ (ઇ. સ. ૧૧૧૫–૧૧૧૮) તરફથી લાહોર કબજે રાખનાર મોહમ્મદ બેહલીમ અથવા બેહલીમ નામના તુર્કનું વર્ણન ફેરીશ્તા (ફારસી આવૃત્તિ, પૃ. ૧. પૃ. ૮૭) આપે છે. આ બેહલીમે ઉઠાવેલો બળવો દાબી દેવા અને તેને શિક્ષા કરવા ગઝનીનો સુલતાન બેહરામશાહ ઇ. સ. ૧૧૧૮ માં હિન્દુસ્તાનમાં આવ્યો હતો. તેમના વચ્ચે થયેલી લડાઇમાં બેહલીમ કેદ પકડાયો હતો. પરંતુ સુલતાન બેહરામશાહે તેને મુક્ત કર્યો હતો અને લાહોરના લશ્કરના સરદારની જગ્યા તેને પાછી સોંપી હતી. આમ સમાધાન થયા છતાં, બેહરામશાહ ગઝની પાછો ફર્યો એટલે બેહલીમે બેહરાની પરોશમાં (ફલીપટ. પૃ. ૨. પૃ. ૨૭૯–૨૮૦) સીવાલિક પરગણામાં નાગોરનો કિલ્લો બાંધ્યો હતો. તે કિલ્લામાં પોતાનું કુટુંબ અને મિલકત મૂકી, તેણે પોતાની પૂર્ણ સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવા સારુ આરબો, ઇરાનીઓ, અફઘાનો અને ખીલજી જાતના તુર્કોનું મોટું લશ્કર ભેગું કર્યું હતું. બેહરામશાહ હિન્દુસ્તાનમાં ફરી ચઢી આવ્યો હતો અને

મુલતાન પાસે થયેલી લડાઇમાં, તેણે બેહલીમ અને તેના દશ પુત્રોને કતલ કર્યા હતા ફેરીશ્તા મજકૂર પુસ્તકમાં કહે છે કે આ બેહલીમે તેની સ્વતંત્રતાના ટુંક સમયમા ઘણા ગર્વિષ્ટ હિન્દુ રાજાઓને જેર કરી પોતાને તાબે કર્યા હતા આ હકીકત કદાપિ જે મોહમ્મદ બેહલીમે મારવાડ ઉપર હુમલો કર્યો હતો તેની હોય. તેનું વર્ણન ઇલીયટના પુ. ૨, પૃ ૮૦ ઉપર અને રાસમાળાના પુ. ૧ પૃ. ૧૭૫ ઉપર આપવામા આવેલુ છે.

ચાવડા, ચૌહાણ, ગોહિલ, જેટા, મકવાણા, ગરોડ, સોલંકી અને ટાંક જાતો માફક આ બેહલીમો પણ બીજા મુસલમાનો સાથે આંતરલગ્ન વ્યવહાર રાખવાથી ભિન્ન વર્ગ તરીકે રહેલા નથી, અને તેમનું કોમી નામ માત્ર અટક કરતા વધારે અગત્યનું રહેલું નથી નીચે ગરોડાના વર્ણનમા જે વિગતો આપેલી છે, તે આ બધા વર્ગોને એક સરખી લાગુ પડે છે

## વ્હોરા *

વ્હોરાઓનો વર્ગ મોટો છે એકલા ભરૂચ જીલ્લામા તેમની વસ્તી, ઈ. સ ૧૯૩૧ના સેન્સસ પ્રમાણે, ૪૨૪૨૭ છે. તે ઉપરાંત, ખેતી કરનાર વ્હોરાઓ, દક્ષિણે સુરત જીલ્લામા ઓલપાડ અને માંડવી તાલુકાઓમા, પૂર્વે વડોદરા રાજ્યમા, અને ઉત્તરે ખેડા, પંચમહાલ અને અમદાવાદ જીલ્લાઓમા અને કાઠિયાવાડમા વસે છે (કાઠિયાવાડ સિવાયના ગુજરાતના પાંચ જીલ્લાઓમા મળી તેમની કુલ વસ્તી, ઇ. સ. ૧૯૩૧ની વસ્તીની ગણત્રી પ્રમાણે, ૭૦૭૨૯ છે ભાષાન્તર કર્તા) દાઉદી અથવા વેપારી વ્હોરાઓનો ઇતિહાસ ખરો હોય તો અગાઉ

* અમદાવાદ જીલ્લાના ધોળકા ગામમા દાઉદી વ્હોરાઓનાં થોડાક કુટુમ્બો ખેતી કરે છે, પરતુ કોમ તરીકે ખેતી કરનાર સુન્ની વ્હોરાઓ છે



આપેલા તેમના વર્ણનમાં પૃ. ૭૪–૭૫ ઉપર જણાવ્યા પ્રમાણે આ ખેતી કરનાર વ્હોરાઓ મુખ્યત્વે ચૌદમા અને પંદરમા સૈકાઓમાં× અસલ હિન્દુ કોમોએ ઈસ્લામ સ્વીકાર્યો હતો, તેમના વંશજો છે

×અમદાવાદના સુલતાન મુઝફ્ફરશાહ પહેલાના સમયમાં (ઇ. સ. ૧૩૯૦-૧૪૧૧) ત્યારે સુન્ની વ્હોરાઓ ભિન્ન કોમ તરીકે જુદા પડ્યા હતા, અને ત્યાર પછી સુલતાન અહમદશાહ પહેલો, ઇ. સ. ૧૪૧૧–૧૪૪૩, મહમૂદ બેગડો, ઇ. સ. ૧૪૫૯–૧૫૧૩, અને મહમૂદ બીજો, ઇ. સ. ૧૫૩૬–૧૫૫૪, એ સુલતાનોના સમયમાં હિન્દુઓમાંથી જેઓ મુસલમાન થયા હતા અને શીઆ દાઉદી વ્હોરાઓમાંથી જેઓ સુન્ની થયા હતા, તેને લીધે આ સુન્ની વ્હોરાઓની સંખ્યામાં વધારો થયેલો હતો.

ઘણા ખેડુત વ્હોરાઓ પોતાના પૂર્વજો મૂળ કઈ હિન્દુ જ્ઞાતિમાંથી હતા તે જણાવે છે. ભરૂચ જીલ્લાના માગેદ ગામમાં વસતા ઘણા વ્હોરાઓ સુલતાન મહમૂદ બેગડાના સમયમાં મુસલમાન થયેલા કાઠિયાવાડના મોરબી ગામના એક મઢારામ નામના આગેવાનના પોતે વંશજો હોવાનો દાવો કરે છે. તેમના કુટુંબનો સં. ૧૮૯૮મા દફન ન હતો તે પુરા મૂળ ઈસ્લામ સ્વીકારનાર મઢારામથી તેરમી પેઢીએ હતો. ધંધુકા, કાવી અને જંબુસરના કેટલાક વ્હોરાઓ ગરાસીયા છે; ભનોડાના કેટલાક વ્હોરાઓ વાઘેલા, દેવડીના કેટલાક રજપૂતો, ટંકારીઆના કેટલાક ભાટીયા અથવા સીહાબા, ખાનપુરના કેટલાક ઢેડ, અણોદીના કેટલાક ચમાર, મોભાના કેટલાક ખત્રી, અને એકલાના કેટલાક મોઢ ઘાંચી છે. આ જ્ઞાતિભેદ હજી (ઇ. સ. ૧૮૯૮) ચાલુ રહેલો છે. જેઓ હિન્દુઓની ઉચ્ચ જ્ઞાતિઓમાંથી મુસલમાન થયેલા હોવાનો દાવો કરે છે તેઓ હિન્દુઓની ઉતરતી જ્ઞાતિઓમાંથી મુસલમાન થયેલા વ્હોરાઓને પોતાની કન્યાઓ આપવા ના પાડે છે. બા. ગ. કૈસર હિન્દ, તા: ૧૪ જુલાઈ ૧૮૩૮. (આ જ્ઞાતિભેદ હજી સુધી ચાલુ રહેલો જોવામાં આવે છે [illegible])

તે ઉપરાંત, તેમના દેખાવ અને રીતભાત ઉપરથી, ખાસ કરીને ભરૂચ જીલ્લાના વ્હોરાઓ માટે, જણાઇ આવે છે કે તેમનામા કેટલાક પ્રમાણમા વિદેશી તત્વ ભળેલુ છે *

* જેમણે ભરૂચ જીલ્લાના ખેડુત વ્હોરાઓનો અભ્યાસ કરેલો છે તે બધાએ તેમના વિશિષ્ટ દેખાવ અને ચારિત્ર્ય ઉપર ભાર મુકેલો છે પરંતુ કયુ બિન-ગુજરાતી તત્વ તેમનામા ભળેલુ છે, તે હજી સુધી નક્કી કરી શકાયુ નથી તેમને અરબસ્તાનની ઇસ્માઇલ કોમ કહેવામા આવે છે, અને તેમનામાના કેટલાક હઝરત ઈબ્રાહીમ પેગમ્બર (અલ)ના પુત્ર હઝરત ઇસ્માઇલ (અલ)ની પોતે ઓલાદ હોવાનો દાવો કરે છે મુબઇની ભૌગોલિક સોસાઇટીનુ વૉપેવે કરેલુ ભાષાન્તર, ઇ સ ૧૮૪૦, પુ ૭, પૃ ૪૬ ઇ સ ૧૮૧૮મા થયેલી ભરૂચ જીલ્લાથી પ્હેલી સર્વેની એક નોટમા કેપ્ટન ઓવન્સે પોતાને ટંકારીઆના વ્હોરાઓ પાસેથી મળેલુ વર્ણન આપેલુ છે, અને તે વર્ણન સત્ય હોવાની કેપ્ટન ઓવન્સને ખાત્રી હતી તે વર્ણન અનુસાર, શાહેનશાહ જહાંગીર લડાઇમા કેદ પકડાયલા કેટલાક મારવાડીઓને કોઇ હિન્દુ રાજાએ ગુલામો તરીકે રાખ્યા હતા તેમને ઈ સ ૧૬૧૮મા મુક્ત કર્યા હતા તે ઉપકારના બદલામા તે મારવાડીઓ મુસલમાન થયા હતા તેના ઇનામમા તેમને ગુજરાતની કેટલીક ખરાબાની જમીનો ઉપર વસાવવામા આવ્યા હતા ખેડા જીલ્લાના કેટલાક ખેતી કરનારા વ્હોરાઓ પણ લગભગ તેવી જ હકીકત કહે છે જો કે આ મુસલમાન થયેલા મારવાડીઓ મૂળ 'વ્હોરા' હોવા જોઇએ નહિ, છતા તેઓ એક વખતે નીચે જણાવેલા કાકાપુરીઓ જ અથવા તેમના જેવા બીજા કોઇ ભિન્ન વર્ગના મુસલમાનો હોવા જોઇએ જો માત્ર મુખકળા અને રહેણી કરણીનો જ વિચાર કરીએ તો ભરૂચ જીલ્લાના વ્હોરાઓના ખાસ દેખાવ અને રીત રિવાજોનો ખુલાસો તેમના આ મારવાડી તત્વથી ઘણી સારી રીતે થઇ જાય છે ભરૂચ જીલ્લામા ઇ સ ૫૮૦ થી ૮૦૮ સુધીમા ગુર્જર

પુરૂષો મજબુત બાંધાના, કદાવર અને ભરાવદાર, ગૌરવર્ણી અને દાઢીવાળા હોય છે. તેઓ માથે હજામત કરાવે છે અને દાઢી લાંબી અને ભરાવદાર રાખે છે. સ્ત્રીઓ ઉંચી, પુષ્ટ, ગૌરવર્ણી અને સુન્દર મુખાકૃતિવાળી હોય છે.

અંકલેશ્વરના વ્હોરાઓ અર્ધી ઉર્દુ અને અર્ધી ગુજરાતી બોલી બોલે છે. તે સિવાય બીજા વ્હોરાઓ ઘરમાં ગુજરાતી બોલે છે. દાઉદી વ્હોરાઓ કરતાં તેમની બોલવાની ઢબ (accent) થોડી વિશિષ્ટતાવાળી હોય છે.

તેમનો આધારભુત ખોરાક ભાત, બાજરી અથવા જુવારની રોટલી અને દાળ હોય છે તેઓ માંસ મચ્છી ખાય છે, કોઈ દિવસ દારૂ પીતા નથી, અને ભરૂચ જીલ્લાના કાવી તરફના અને એ જીલ્લાના ઉત્તર ભાગ સિવાયના બાકીના વ્હોરાઓ ક્વચિત જ અફીણ લે છે.

---

મસ્થાન હતુ. તેને લીધે પણ આ માન્યતાનો અંશ હોઇ શકે

ભરૂચ જીલ્લાના ગામડાના વ્હોરાઓની કેટલીક અટકો આ પ્રમાણે છે, અજુ, બદાત, ભામ્ભા, બોખાત, ધાલેજ, ડોભા, ડોકરાત, ગોરા, ગોરજીઆ, હીરાત, ફકીર, જીના, માથાસ્ત, ગામથા, મેહતર, ઓલા, પટણીઆ રજેડા, નનાવીઆ, તુગવા, તીમોલ, ચૌના, વૌરા, વાકર

(આમાની ઘણી અટકો અત્યારે વપરાતી નથી. તેને બદલે નીચેની નવી અટકો વપરાય છે: અદાત, અમીન બપોરીઆ, ભુતા, બોટા, ચૌહાણ, દલાલ, દેદાત, દેસાઇ, ધોરાન, મંગાત, ગદી, દાસ, કારભારી, લબાન, લોખાત, લુલુન, મઘેન, મીયાંજી, પીપરડી, પટોર, રાવત, મેદાત, તગડી, થાવા, ઉમર, વડીઆ, ઝમરડા. ભરૂચ જીલ્લાના વ્હોરાઓમાં અત્યારે નર્મદા નદીની ઉત્તરના અને દક્ષિણના એમ બે વિભાગો થયેલા લાગે છે. નર્મદા નદીની દક્ષિણના ખેડુત વ્હોરાઓને સુરત જીલ્લાના વેપારી વ્હોરાઓની અસર થએલી જણાય છે. ભાષાન્તર કર્તા)

ગુજરાતના ઉત્તર ભાગમા ખેતી કરનાર વ્હોરાઓ મોટો ઢીલો ફેંટો, બંડી, 'પછેડી' અને કાફીઓ પ્હેરે છે તેની ઉપરથી પ્હોળી પણ ઢીંચણ નીચેથી ચુસ્ત અને ઘુંટણ આગળ બટનવાળી સુરવાલો પ્હેરે છે. ગુજરાતના મધ્ય ભાગમા તેઓ ઉત્તર ભાગ કરતા જરા નાનો અને થોડો ઓછો ઢીલો ફેંટો, કોટ, અને લુંગી (કાછડી વાળ્યા વિનાનુ ધોતીયુ) પ્હેરે છે નર્મદા નદીની દક્ષિણે તેઓ માથે કપડાના કેટલાક કકડાની અંદર રૂ મુકીને શીવેલી ટોપી, લાંબો કોટ અને 'તમ્માન' જાતની ઢીલી સુરવાલો પ્હેરે છે પુરૂષો ડોકમા ચાંદીના હુપીયા, હાથે પ્હોંચીઓ અને વીંટીઓ, અને કેટલાક વખત પગે સાંકળા પ્હેરે છે *જોડા તો બધાજ પ્હેરે છે ×

---

* તેની વિગત આ પ્રમાણે છે—હુપીયો, રૂા ૧૫૦ નો, પ્હોંચીઓ રૂા ૧૦૦ થી ૧૨૦ ની, અને વેઢ વીંટીઓ રૂા ૧૦૦ થી ૧૨૦ ની હોય છે પગના સાંકળા રૂા ૪૦ થી ૮૦ ના હોય છે, પરંતુ સાધારણ રીતે ૨૫ વરસની ઉમર પછી તે પ્હેરવામા આવતા નથી કેટલાક વખત કોઇ માનતાને લીધે તે પ્હેરવામા આવે છે, ત્યારે તેમા દર વરસે અકેકેક આંકડો ઉમેરવામા આવે છે

× ખેતી કરનારા સુખી સ્થિતિના એટલે આશરે વાર્ષિક રૂા ૧૦૦૦ ની આવકવાળા વ્હોરાઓ પાસે દર રોજના વાપર માટે આશરે રૂા ૩૦ ના બે ફેંટા, દરેક બાર આનાની એવી આઠ સુતરાઉ બંડીઓ, દરેક દોઢ રૂા નો એવા આઠ કોટ, અને ચાર ધોતિયા, તેમા રૂા ૪ ની જોડીવાળા બે રેશમી કિનારીના અને રૂા દોઢની જોડીવાળા બે સાદા ધોતિયા હોય છે તે ઉપરાત, દરેક રૂા ૧ ની એવી આઠ સુરવાલો, દરેક રૂા અઢીનો એવા ચાર ખેસ, અને દરેક રૂા દોઢનો એવા ચાર રૂમાલ હોય છે ખાસ પ્રસંગોએ પ્હેરવાની સોનેરી કસબવાળી પાઘડી આશરે રૂા, ૧૦૦ ની, અને બે સાદી પાઘડીઓ દરેક રૂા ૩૦ ની, એક સોનેરી ભરતનુ 'શેલુ' આશરે રૂા ૭૦ થી ૧૦૦ નુ,

કેટલાક મુખ્ય શહેરોમા અથવા તેવા શહેરોની આજુબાજુ વસનારા વ્હોરાઓની સ્ત્રીઓએ મુસલમાની પહેરવેશ દાખલ કર્યો છે. તે સિવાય બાકીના આખા ગુજરાતના ઘણી ક નાના વ્હોરાઓની સ્ત્રીઓ હિન્દુ સ્ત્રીઓ માફક સાડી, ચોળી અને ચણિયા+ પહેરે છે બધી સ્ત્રીઓ સપાટા પહેરે છે

તેમના ઘરેણા ખાસ ઘાટના, રૂપા સોનાના અને વજનમા ભારે હોય છે તેનો ઘાટ કેટલોક હિન્દુ ઢબનો અને કેટલોક મુસલમાની ઢબનો હોય છે બીજા ઘણાખરા મુસલમાનોની સ્ત્રીઓ કરતા આ ઘણી ક નાના વ્હોરાઓની સ્ત્રીઓ અવાજ થાય તેવા અથવા ઘુઘરીઓવાળા દાગીના* પહેરતી નથી

---

એક કીનખાબની સાડી આશરે રૂ ૭૦ થી ૧૦૦ ની, અને બે માથાના બટીઓ, દરેક રૂ ૩ ની અને બે ધોતિયા, દરેક [illegible] ૫ નુ હોય છે જેઓ હમેશા પહેરવાના હોય છે, તે જ ખાસ પ્રસંગોએ પણ પહેરવામા આવે છે, અથવા રૂ દોઢથી ત્રણની કીમતના સાધ નવા જોડા તેવા પ્રસંગોએ તેઓ પહેરે છે

+ તેની વિગત આ પ્રમાણે છે—સુખી કુટુંબમા દર રોજના વાપર માટે બે કે ત્રણ બનાવટની ગાળી અને સફેદ સાડીઓ દરેક રૂ ૫ ની, આઠ ચોળીઓ દરેક રૂ દોઢની, અને ચાર ચણિયા દરેક રૂ ૩નો હોય છે ચાર તહેવારે પહેરવા માટે તેઓ ત્રણ જાતની સાડીઓ વાપરે છે, કીમતી સાડી (જામા) આશરે રૂ ૧૦૦ ની, તેથી ઉતરતી પણ ખુબ સોનેરી ભરતવાળી સાડી આશરે રૂ ૫૦ની, અને 'સાર' અથવા 'જેટા' ની જાતની સાડી આશરે રૂ ૫૦ ની હોય છે ચાર ચોળીઓ દરેક રૂ ૧૦ થી ૨૦ની અને બે સોનેરી ભરતવાળા રેશમી ચણિયા, દરેક આશરે રૂ ૧૦ થી ૫૦નો હોય [illegible]

* તેમના દાગીનાની વિગત આ પ્રમાણે છે—કપાળ ઉપર સોનાની, કીમતી નંગ બેસાડેલી 'દામણી' અને 'ટીકા' આશરે રૂ ૮૦ ના,

લગભગ બધા જ વ્હોરાઓ જમીનદાર અથવા ખેડુત હોય છે તેમની સ્ત્રીઓ તેમને ખેતીના કામમા મદદ કરે છે પુરૂષો સ્વતંત્ર મિજાજના અને તામસી હોય છે * તેઓ તોફાની વૃત્તિવાળા હોય છે અને કેટલાક વખત તેઓ ઘણા ક્રુર ગુન્હાઓ કરે છે ×

---

નાકમા પ્હેરવાની મોટી સોનાની 'નથ' રૂા ૩૦ ની, કાનની કિનારીમા પ્હેરવાના સોનાના 'વીટલા' રૂા ૧૦૦ ના, કાનની બુટમા પ્હેરવાના એરીંગ જેવા સોનાના 'દુસ' રૂા ૫૦ ના, અને ચાદીની વાળીઓ રૂા ૩૦ ની, ગળામા પ્હેરવાની, પીતળના ગાભા ઉપર ચાદીનુ કે સોનાનુ પતરૂ ચઢાવેલી, 'હામડી' રૂા ૩૦ થી ૧૦૦ ની, સોનાનુ પતરૂ ચઢાવેલી 'કટેમરી' રૂા ૨૦ થી રૂા ૨૦૦ ની, કાચના નાના મણકા વચ્ચે એક સોનાના મોટા મણકાવાળો 'મોમના' નામનો દાગીનો રૂા ૧૫ નો, સોના અથવા ચાદીના હાથના 'કડલા' રૂા ૭૫ ના, હાથીદાતની સોનાના પતરાવાળી ચુડીઓ, ખાસ કરીને પરણેલી સ્ત્રીઓ જેમના ધણી હયાત હોય તેમને પહેરવાની, રૂા ૨૦ થી ૧૦૦ ની, હાથની આગળીઓએ પ્હેરવાની વીટીઓ રૂા ૧૦ ની, પગની ચાદીની 'કાબીઓ' રૂા ૮૦ થી ૧૦૦ ની, પગના ચાદીના 'સાકળા' રૂા ૧૫૦ ના, પગે પ્હેરવાના ચાદીના લગર રૂા ૮૦ ના અને પગની આગળીઓએ પ્હેરવાના ચાદીના જોડવા' રૂા ૫ ના હોય છે

* ભરૂચ જીલ્લામા કોઇ રસ્તે હિન્દુના અને વ્હોરાના ગાડા ભેગા થઇ જાય તો વ્હોરાને પોતાનુ ગાડુ ભાગ્યે જ ચીલામાથી બ્હાર કાઢવુ પડે છે આ વ્હોરાઓએ એમના જીલ્લામા એવી વિશિષ્ટ સ્થિતિ પ્રાપ્ત કરેલી છે કે તેમનુ સ્થાનિક ઉપનામ 'મોલજર લોક' પડેલુ છે હિન્દુઓ તે જ નામે યુરોપિયનોના અજડ (rough) વર્ગને ઓળખે છે ગુજરાતના ઉત્તર ભાગમા તેવા જ કારણે ઘણુ કાના વ્હોરાઓને 'દેશી મોલજરો' અથવા 'સિપાહીઓ' કહે છે

× જાન્યુઆરી ૧૮૧૦મા સુરત પાસે બોડાણમા એક

અમદાવાદ જીલ્લાના વ્હોરાઓ પ્રમાણિક અને સાધી લીટીના હોય છે, પરન્તુ ભરૂચ જીલ્લાના વ્હોરાઓએ લુચ્ચાઈ અને ઠગાઈ માટે બદનામ મેળવેલુ છે ભરૂચ જીલ્લાના વ્હોરાઓ જો કે ઘણા જ કુશળ અને મહેનતુ ખેડુતો છે, અને તેઓ ઉદાર છે અને મહેમાનોનો સારો આદર સત્કાર કરે છે, તેમ છતા તેઓ મિતાહારી અને કરકસરીઆ છે સને ૧૮૬૫મા અમેરીકન વિગ્રહને અંતે તેમની આર્થિક સ્થિતિ હતી તે કરતા તેઓ હમણા વધારે ગરીબ છે છતા એકંદરે ભરૂચ જીલ્લાના વ્હોરાઓ એક વર્ગ તરીકે સુખી સ્થિતિના છે

રાંદેર અને સુરતના વ્હોરાઓ કેટલોક વખત થયા બરમા અને પૂર્વ આફ્રિકા સાથેના વેપારને લીધે માલદાર અને આબાદ થયેલા છે ગુજરાતના દક્ષિણ ભાગના શહેરોમા અને મુબઇમા

---

અબ્દુરરહમાને પોતે ઇમામ મેહદી હોવાનો દાવો કરી, સુન્ની વ્હોરાઓનુ જબરૂ લશ્કર ભેગુ કર્યું હતુ તેણે માંડવીનો કિલ્લો અને માંડવી શહેર કબજે કરી, બ્રીટીશ સરકારને હઠાવવા બાથ ભીડી હતી સરકારે તેને અને તેના ૨૦૦ કરતા વધારે સાથીઓને કતલ કર્યા પછી જ શાન્તિ થઇ શકી હતી સુરત ગેઝિટીયર, પુ ૨ પૃ ૧૫૫ સને ૧૮૫૭મા તા ૧૫મી મેને દિવસે જાહેર સુલેહશાન્તિનો ભંગ કરી આજુબાજુના ગામડાના ૨૦૦ વ્હોરાઓ ભરૂચમા ચઢી આવ્યા હતા અને તેમના ધર્મના અપમાનનુ વેર લેવાને, તે અપમાન કરનાર પારસી એજનજીને મ ણુતોલ માર મારી જાનથી મારી નાખ્યો હતો, અને તેની અગિયારીના કુંડ ઉપર જ ત્યાના પારસી મોબેદને મારી નાખ્યો હતો સુરત ગેઝિટીયર, પુ ૨, પૃ ૪૭૬–૪૭૭ તેઓ અંદર અંદર એટલે સુધી અદાવત રાખે છે કે તેઓ તેમના પોતાના નઝદીકના સગાના ખુન એવી રીતે કરે છે કે તેનો શક કોઈ દુશ્મન અથવા હરીફ ઉપર જ જાય સરખાવો, સુરત ગેઝિટીયર પુ ૨, પૃ ૫૦૮

ઉમેરો સુખી સ્થિતિના વ્હોરાઓએ મેમણોનો પ્હેરવેશ અથવા સોનેરી કિનારીવાળો અરબી કોટ અને ઓવરકોટ (સાયો) અથવા કમાનવાળી રેશમી ભરતની પાઘડી પ્હેરવા શરૂ કર્યા છે તેમની માતૃભાષા પણ ગુજરાતીમાંથી ઉર્દુમાં પરિવર્તન પામતી જાય છે મુંબઇમાં સ્થાયી વસેલા કેટલાક સુન્ની વ્હોરાઓએ બીજા મુસલમાનો સાથે આંતરલગ્નની પ્રથા ચાલુ કરી દીધેલી છે

ખેતી કરનારા વ્હોરાઓ સુન્ની મઝહબના અને ધાર્મિક વૃત્તિવાળા હોય છે કેટલાક કુરઆનને શરીફ પઢી જાણે છે અને ઘણા નમાઝ પઢવાની કાળજી રાખે છે લગભગ બધાને 'પીરઝાદા' હોય છે, તેમને તેઓ ઘણું માન આપે છે

ઘણા ખેતી કરનાર વ્હોરાઓ હજી કેટલાક હિન્દુ રિવાજો પાળે છે કેટલાક તેમના છોકરાના હિન્દુ નામ પાડે છે, જેવા કે ચકુજી અથવા બાજીભાઇ, બીજાઓએ મુસલમાની નામો કઢંગી રીતે મચરડી નાખેલા છે, જેવાં કે ઈબ્રાહીમને બદલે ઈમરૂ અથવા ઇગલા, યુસુફને બદલે ઇસ્પુ અથવા ઇસપ, છોકરીઓના નામોમા ખતીજાને બદલે ખજા અને ફાતેમાને બદલે ફેતુડી

લગ્ન અગાઉ બે ત્રણ દિવસ, વાસુદેવ નામના ખાસ દેવના માનમા, તેઓ 'લાગ અને 'વાલ'ની દાળ ભેગી બાફીને વ્હેચે છે મરણ પ્રસંગોએ તેમની સ્ત્રીઓ હિન્દુ સ્ત્રીઓ માફક રડે કુટે છે

લગ્ન, સીમંત અને મરણના પ્રસંગોએ મોટા નાતવરાઓ કરવાનો રિવાજ વ્હોરાઓએ ઘણી હદ સુધી વધારી મુકેલો છે એવે પ્રસંગે શ્રીમંત વ્હોરા પોતાના નાતવાળાઓને ઘણા દિવસો સુધી જમાડે છે, અને ઓછામા ઓછું એક દિવસનુ જમણ તો બધાને માટે ફરજ્યાત હોય છે વ્હોરાઓમા જ્યારે નાતવરો કરવાનો હોય છે ત્યારે તેમનો હજામ મહેમાનોને નોતરા દેવા ફરી વળે છે જ્યારે

લગ્ન પ્રસંગ હોય છે ત્યારે જમનારા સાંજે પાંચ વાગે ભેગા થાય છે; અને મરણ પ્રસંગ હોય છે ત્યારે તેઓ સવારે ૧૦ થી ૧૨ વાગ્યા સુધીમાં એકઠા થાય છે. સાધારણ નિયમ તરીકે સ્ત્રીઓ પુરૂષો જમી રહ્યા પછી જમવા બેસે છે. અગાઉ, નાતવરો કરનાર ધનાઢ્ય માણસ હોય તો યે જમણમાં ફક્ત દાળ ભાત અને ઘી પીરસવામાં આવતાં હતાં. પરંતુ ઇ. સ. ૧૮૬૩–૬૪ના રૂના વેપારમાં મળેલા મોટા નફા પછી ભારે અને ખર્ચાળ જમણો કરવાનો રિવાજ પડી ગયેલો છે.*

ઇ. સ. ૧૮૮૦ પછીનાં વરસોમાં ભરૂચ અને સુરત જીલ્લાઓના ખેતી કરનારા વ્હોરાઓમાં, મુખ્યત્વે સુરતથી ઉત્તરે પાંચ માઇલ ઉપર આવેલા વરીયાવ ગામના વ્હોરાઓમાં ‘ ગયૂર મુકલ્લિદ ’ અથવા ‘વહ્હાબી’ મૌલવીઓએ તેમના અકીદા ઘણી ફતેહમંદીથી ફેલાવ્યા છે. આ વરીઆવી વ્હોરાઓમાંથી ઘણા પ્હેલાં સુસ્ત મુસલમાનો હતા. તેમણે તેમના જુના પીરઝાદાઓ તજી દીધા છે અને ગયૂર મુકલ્લિદ મૌલવીઓને તેમણે તેમના પીરઝાદાનું સ્થાન આપેલું છે. તે મૌલવીઓ એ વ્હોરાઓના મઝહબી આગેવાનો થયેલા છે એટલું જ નહિં, પણ કેટલાક પ્રમાણમાં તેમની દુનિયાદારીની બાબતોમાં પણ તેમણે તેવી હકુમત અખ્ત્યાર કરેલી છે. ઇસ્લામમાં તેમનું આકીન વધતું જાય છે, તેની એક નિશાની, તેમની સ્ત્રીઓનો પ્હેરવેશ હિન્દુ ઢબનો હતો, તે મટી મુસલમાની થયેલો છે, તે છે. બીજું, તેમણે તાડી અને એવાં બીજાં નિશાવાળાં પીણાં છોડી

*ઈ.સ. ૧૮૯૮માં ફર્સ્ટ ક્લાસ જમણમાં પકવાન, ખાંડના લાડુ અથવા કંસાર કરતા હતા. ઘણા જ થોડા ગરીબ માણસો ત્યારે દાળ ભાત જમાડતા હતા. નાતવરાનું ખર્ચ જમણની જાત ઉપર અવલંબે છે. તે માથા દીઠ ૩ થી ૫ આના થાય છે. એવા જમનારા ૨૦૦ થી ૪૦૦૦ હોય છે. સાધનસંપન્ન વ્હોરાઓ લગ્નવરામાં રૂા. ૧૦૦૦થી વધારે અને મરણની નાતોમાં રૂા. ૩૦૦૦ જેટલું ખર્ચ કરે છે.

દીધા છે, ત્રીજુ, તેમણે જગી જાહેર જમણો કરવા તજી દીધા છે, તેમ જ લગ્ન, મરણ અને બીજા પ્રસગોના ભારે અને ખર્ચાળ નાતવરાઓ બધ કર્યા છે, તેમણે માગલિક પ્રસગોએ વાજા વગાડવા મારી વાળ્યા છે અને મરણ પ્રસગોએ સ્ત્રીઓનો રડવા કુટવાનો રિવાજ બધ કર્યો છે, તેમણે હિન્દુ આચારો તજ્યા છે અને શરીઅતના કાનુનો સુસ્તપણે અખત્યાર કર્યા છે આ પ્રમાણે ગયર મુકલ્લિદ થયેલા વ્હોરાઓ તેમના બદલાયલા અકીદા છુપાવવા પ્રયત્ન કરતા નથી તેઓ અગ્રેજી શિક્ષણ ઇસ્લામ અને નીતિને નુકસાન કરતા માને છે તેને બદલે ઇસ્લામ માર્ગના નવા ઉત્સાહમા, ગામડામા મસ્જિદોમા અને શહેરના મદ્રસામા છોકરાઓને ઇસ્લામની મઝહબી તા'લીમ આપવામા આવે છે ચુસ્ત (સુન્નીઓ) અને સુધરેલા (ગયર મુકલ્લિદો) વચ્ચે દીની ચર્ચાઓ સામાન્ય થઇ પડી છે તેવી ચર્ચાઓ શાન્તિથી અને સભ્યતાથી કરવામા આવે છે હજી સુધી તે કારણે કોઇની લાગણીઓ દુ ખેલી નથી અને જુના અને નવા પક્ષ વચ્ચે લગ્નના અને બીજા સામાજિક સબધો કોઈ રીતે તુટ્યા જણાયા નથી

સુરત અને મુબઇમા વસતા કેટલાક તવગર વ્હોરાઓ સિવાય ગામડાના સુન્ની વ્હોરાઓ પોતાની કોમ બ્હાર ક્વચિત જ પરણે છે દરેક ગામડામા તેમની જમાત અને તેનો પટેલ હોય છે અને કેટલાક વખત સામાજિક અગત્યના પ્રસગોએ સહુના સામાન્ય સવાલો સારૂ જુદા જુદા ગામડાના માણસો એકત્ર થયેલા જણાયા છે તેમ છતા, તેમનો કોઇ સામાન્ય મુખી નથી અને તેમનામા નાત બધારણ જેવુ કઇ જ નથી તેમના જુદા જુદા ગામડામા અને તેમના જુદા જુદા વર્ગોમા, તેમની મૂળ ઉત્પત્તિના ભેદ ભાવ તેમના અત્યારના સામાજિક વ્યવહારોમા ચાલુ રહેલા છે નર્મદા નદીની ઉત્તરના ગામડા વાળાઓ નર્મદા નદીની દક્ષિણના ગામડાવાળા સાથે આતરલગ્ન વ્યવહાર રાખતા નથી ધધુકામા 'દેસાઇ'ની અટક ધરાવતા કેટલાક કુટુબો

તરીકેની તેમની કીર્તિ સુલતાન (મહમૂદ બેગડા)ના કાન સુધી પ્હોંચી હતી. સુલતાને તેમને મળવાની ઈચ્છા દર્શાવી હતી. પ્રધાનોને લાગ્યું હતું કે મેહદીના વાયજની અસર કદાપિ સુલતાન ઉપર થાય અને પરિણામે રાજઅમલમાં પરિવર્તન થાય, તેથી તેમણે મેહદીને મુલાકાત નહિં આપવા સુલતાનને સમજાવ્યા હતા."

મિરઆતે સિકન્દરીમાં છે કે પીર કુતબેઆલમ સાહેબ (રહ) ના પૌત્ર શેખ જીવા સાથે સૈયદ મોહમ્મદ મેહદીને મુલાકાત થઈ હતી, ત્યારે બન્ને વલી શખ્સોએ તેમની વાતચીત કુરઆને શરીફની આયાતોમાં જ ચલાવી હતી.

એ જ પુસ્તમાં સૈયદ મોહમ્મદ જૈનપુરીની એક કરામત વર્ણવામાં આવેલી છે કે એક જુવાન માણસે પોતાની આશુક સાથે આખી રાત ગાળી હતી, પરંતુ પ્રભાત થવા સમયે તેણે તેની સાથે કજીઓ કર્યો હતો. તેથી ગુસ્સામાં તે સીધો સાબરમતી નદી તરફ ગયો હતો તે વખતે સૈયદ મોહમ્મદ પોતાના કેટલાક મુરીદો સાથે ફજરની નમાઝ પઢવા સારૂ નદી તરફ જઈ રહ્યા હતા. તેમણે તે જુવાન માણસને જોઈને કહ્યું હતુ કે 'દુનિયવી ઇશ્ક તરફ ગુસ્સામાં મ્હો ફેરવી આવેથાને હું ઇશ્કે હકીકીનો રસ્તો દેખાડુ.' તે સાંભળી તે જુવાન માણસ એકદમ ચીસ પાડીને પડી ગયો હતો અને બેભાન થઈ ગયો હતો. પરંતુ તે ભાનમાં આવ્યો ત્યારે તે એ વલી શખ્સનો ચુસ્ત મુરીદ થયો હતો અને તેણે દુનિયાદારી તજી દીધી હતી.

સૈયદ મોહમ્મદનું અમદાવાદથી પાટણ જવાનું કારણ આ પ્રમાણે હતુ- તેમણે એક દિવસે પોતાના એક મુરીદને કહ્યું હતું કે 'હું તમને તમારાં ચર્મ ચક્ષુથી જ અલ્લાહ તા'લા બતાવું.' તેમની આ કથની અમદાવાદના ઉલમાઓને કાને પ્હોંચી હતી. આ બાબતની ખાત્રી કર્યા પછી, તેમણે સૈયદ મોહમ્મદ સામે કુફરનો ફતવો આપ્યો

હતો અમદાવાદના તે વખતના મુફતીઓમાથી તેમના આગેવાન મૌલાના મોહમ્મદ તાજ સિવાય બાકીના તમામે તે ફતવામા સહીઓ કરી હતી તેમા સહીઓ કરનાર મૌલવીઓના નામ વાચીને મૌલાનાએ તે ચળવળના આગેવાનને પૂછ્યુ હતુ કે 'તમે હુકમ એટલા માટે મેળવ્યો છે કે એક સૈયદને કતલ કરવામા આવે ?' આ મતભેદને લીધે થયેલી ઢીલ દરમ્યાન સૈયદ મોહમ્મદ અમદાવાદમાથી ચાલ્યા ગયા હતા અને પટણ પાસે આવેલા બાડ્ગી નામના નાના ગામમા તેમણે મુકામ કર્યો હતો

તેમના આખા જાહેર જીવનમા તેમણે ઘણી કરામતો દેખાડેલી હતી તેઓ મરી ગયેલાને સજીવન કરતા હતા, આધળાને દેખતા કરતા હતા અને મુગાને બોલતા કરતા હતા, તેમણે ઘણી મુસાફરીઓ કરી હતી તેમની મુસાફરીઓમા તેમના બે સાથીઓ સૈયદ ખોંદમીર અને સૈયદ મોહમ્મદ તેમની સાથે રહેતા હતા

ખુરાસાનના ફરાહ શહેરમા ઇ સ ૧૫૦૪ (હિ ૯૧૦)મા તેઓ તાવની બીમારીમા ખુદાની રહમતે પ્હોચ્યા હતા છેવટ સુધી તેઓ પોતે ઇમામ મેહદી હોવાનુ આગ્રહપૂર્વક કહેતા હતા

તેમના અવસાન પછી, તેમના મુરીદો વિખરાઇ ગયા હતા કેટલાક સૈયદ ખોંદમીરની આગેવાની નીચે ગુજરાતમા પાછા ફર્યા હતા, જ્યારે બીજા સૈયદ મોહમ્મદ સાથે ફરાહમા જ રહ્યા હતા

કેટલાક વખત સુધી તેમના મુરીદોને ગુજરાતમા કઈ હરકત કરવામા આવેલી ન હતી દરમ્યાન, તેઓ તેમના અકીદા ખુલ્લી રીતે પાળતા હતા એટલે સુધી કે તેમની ઉત્પત્તિ અને તેના સત્ય સબધે ચર્ચા કરવા તેઓ બીજાઓને ચેલેન્જ સુદ્ધાત આપતા હતા

ઇ, સ ૧૫૨૩ (હિ ૯૩૦) મા તેમના તરફ સુલતાન મુઝફ્ફરશાહ બીજા (ઇ [illegible] ૧૫૧૩–૧૫૨૬) નુ ધ્યાન ખેચાયુ ત્યા સુધી તેમની સખ્યા અને અગત્ય વધતી ગઇ હતી એ સુલતાનના ફરમાનથી

તેઓ માત્ર તેમના વર્ગમાં જ લગ્ન વ્યવહાર રાખે છે. તેમનામાં કોઈ નાત પટેલ હોતો નથી, પરંતુ તેઓ 'દાયરો' બનાવે છે, અને દરેક દાયરાના પોતાના નિયમો હોય છે. તેમનામાં કોઈ ભિન્ન વારસ ગુજરી જાય તો તેની મિલકતના વારસ તેમના સૈયદો થાય છે. તે સૈયદો હઝરત ઇમામ હુસેન (રદી) ની ઓલાદમાંથી હોય છે. તેમના છોકરાઓમાંથી કેટલાક ગુજરાતી અને થોડાક અંગ્રેજી શીખે છે.

## કસ્બાતીઓ

કસ્બાતી, અર્થાત્ 'કસ્બા' એટલે ગામોના માલિકો, ઉત્તર ગુજરાતના ઘણા ભાગોમાં મળે છે. તેમનામાંથી કેટલાક બલોચ અને પઠાણ જાતની લશ્કરી સિપાહીઓના વંશજો છે, ત્યારે બીજા રજપૂતોમાંથી મુસલમાન થયેલા છે.* એક દંતકથા અનુસાર, સુન્ની કસ્બાતીઓ સુલતાન મહમૂદ ગઝનવી ઈ. સ. ૧૦૨૩-૧૦૨૪ માં ગુજરાતમાં આવ્યો હતો ત્યારે તેની સાથે આવનાર સાહસિક સૈયદ સિપેહ [illegible]ઓની ઓલાદમાંથી છે. બીજી કથની અનુસાર, દિલ્હીના સુલતાન શમ્સુદ્દીન અલ્તમશ (ઈ. સ. ૧૨૧૧-૧૨૩૬)ના સમય દરમ્યાન એ સૈયદ [illegible] ગઝનીથી હિન્દુસ્તાન આવી, કાનપુર પાસે મકનપુરમાં વસવાટ કર્યો હતો, અને તેમાંથી એક અઝીઝુદ્દીન, તે સમયના પટણના હિન્દુ રાજાના ઉંઝામાં રહેતા સુબાના હજુરીયા તરીકે રહી, મનીઆં કાયમ વસવાટ કર્યો હતો. પટણની પશ્ચિમે ૧૮ માઈલ ઉપર ઉંઝા છે.

---

* ધોળકાના કસ્બાતીઓ ત્રણ વર્ગના છે. નાના અને [illegible] મોગલ સેના સાથે દિલ્હીથી આવ્યા હતા તે બે, અને ત્રીજા મગી પરમાર વંશના રજપૂતોમાંથી મુસલમાન થયેલા, તેમની ઓલાદમાંથી છે. તે ગણનાની નવી આવૃત્તિ, પૃ. ૨૮૦,૪૦૧ [illegible], ન [illegible] અને આઠીમાં ૧૫૦૦ ઘર હતાં. તેમને [illegible] અને [illegible] ની [illegible]

ત્યાંના પીર હઝરત **મીરાં સૈયદ** અલી દાતાર (ર૬) આ કસ્બાતી-ઓની * ઓલાદમાંથી હોવાનું કહે છે.

તેમની માતૃભાષા ઉર્દુ–ગુજરાતીની મિશ્ર બોલી અથવા શેખની ઉર્દુ હોય છે. તેઓ મજબુત બાંધાના, સરેરાશ મધ્યમ કદના અને ભિન્ન ભિન્ન વર્ણના હોય છે. તેઓ માથાના વાળ લાંબા અને દાઢી સાધારણ લંબાઈની રાખે છે. સ્ત્રીઓ કંઈક નાજુક પણ સોહાગિ અને દેખાવડી હોય છે. તેમને જમીનોની મોટી જાગીરો મળેલી હોય છે. તેઓ કજીયાખોર, મોટાંના કીડા, અફીણી, કેટલાક ગારૂડીયા, મહેમાનોની ખાતર કરનાર, કરકસર વિનાના અને વિલાસી હોય છે. તેમની સ્ત્રીઓ જાહેરમાં બહાર નીકળતી નથી. તેઓ મઝહબે સુન્ની હોય છે પરંતુ તેઓ ધાર્મિક વૃત્તિવાળા હોતા નથી. તેમનામાંથી બહુ થોડા કુરાનને શરીફ પઢી જાણે છે, અથવા નમાઝ પઢે છે.

પ્રસંગોપાત, પરંતુ છેલ્લો થોડો સમય થયા અગાઉ કરતા ઘણા ઓછા પ્રમાણમાં, તેઓ રજપૂત અને કેટલાક વખત કાળીઓમાંથી હિન્દુ સ્ત્રીઓ પરણે છે. આવા લગ્ન પ્રસંગોએ કન્યા પક્ષ તરફથી કેટલાક વખત (લગ્નક્રિયા કરાવવા) બ્રાહ્મણને બોલાવવામાં આવે છે, પરંતુ બીજી રીતે બાકીની બધી વિધિ ઇસ્લામી શરીઅત પ્રમાણે કરવામાં આવે છે. તેઓ તેમના છોકરાના નામ પઠાણોના નામ જેવા પાડે છે, જેવા કે છોકરાઓના નામ જાફરખાન અથવા મુહમ્મદખાન, અને છોકરીઓના નામ લાડીબીબી અથવા દુલાબીબી. ધોળકાના કસ્બાતી-ઓમાંથી ઉચ્ચ વર્ગની સ્ત્રીઓના કેટલાક નામ અજબ પ્રકારના હોય છે, જેવા કે લાડલીબીબી અથવા લાડલીબાઈને બદલે લાડલીબન્ટો. મરણ પ્રસંગોએ તેમનામાં કોઇ હિન્દુ રિવાજો નથી. તેમની મોટા જાગીરદારોની સ્થિતિ સહીસલામત રાખવાની ફિકરમાં, જો તેમના પુત્રો માટે તેમની

---

+ પરણાના મૌલવી પીર અલી સાહેબ પાસે આ સૈયદોનું હસ્તલિખિત પેઢીનામું છે, તે ઉપરથી

પોતાની જ કોમમાથી લાયક કન્યા મળી શકતી નથી તો તેઓ ઝમીનદાર હિન્દુ અથવા મોલેસલામ કુટુબોમા તેમને પરણાવે છે પરતુ તેમની પુત્રીઓ તો તેઓ ફક્ત મુસલમાનોમા જ આપે છે

તેમનામા કોઇ નાત પટેલ હોતો નથી અને તેઓ નિરાળી કોમ તરીકે હસ્તી ધરાવતા નથી તેમનામા જેઓ સુખી સ્થિતિના હોય છે તેમાથી કેટલાક તેમના છોકરાંને ગુજરાતી અને જુજ અગ્રેજી શીખવે છે

અમદાવાદના ઘણાખરા કસ્બાતીઓ દેવામા ડુબેલા છે અને અફીણના* અતિ વાપરથી તેમનામા માનસિક અને શારીરિક દુર્બળતા આવી ગયેલી છે.

## ખોખરો

ખોખરો તે જ નામની રજપૂત જ્ઞાતિમાથી મુસલમાન થયેલા, ઉત્તર ગુજરાત અને કાઠિયાવાડમા નાની સખ્યામા મળે છે દેખાવમા તેઓ રજપૂતોથી જુદા પડતા નથી

કાઠિયાવાડમા સ્ત્રીઓ અને પુરૂષો બન્ને હિન્દુ પોષાક પહેરે છે પરતુ અમદાવાદ અને ઉત્તર ગુજરાતમા તેઓ મુસલમાની પોષાક પહેરે છે

તેઓ ખેડુતો, મજુરો અને ખેપિયા હોય છે

---

* ઈ સ ૧૮૨૭ મા તેમની સ્થિતિ લગભગ એવી જ હતી તેમનામાથી થોડા લાગવગવાળા હતા, પરતુ ઘણાખરા ગરીબ અને અફીણના અતિશય વ્યસનથી શરીરે નખાઇ ગયેલા અને કોઇ પણ ઉપયોગી ઉદ્યમ માટે અશક્ત હતા તેમનામાના કેટલાક ગામડાની મહેસુલ ઉઘરાવવાના ઇજારા રાખતા હતા, પરતુ તે માટે તેમની પાસે મુડી નહતી, તેમ તેટલી તેમની આવકત પણ નહતી મિ નવીલનું પ્રાંતિજનુ વર્ણન, સરકારી દફતર, ભાગ ૧૦, પૃ ૧૦ વધારે વિગત માટે જુઓ, અમદાવાદ ગેઝિટીયર, પુ ૪, પૃ ૧૪૭, ૧૭૯-૧૮૫

આઇને અકબરીની બ્લોકમેનની આવૃત્તિમા પૃ ૪૫૬ ઉપર નોટ ર મા તેમને માટે નોધ છે કે 'તેઓ પજાબમા ચીદદાદન ખાનમા કેટલીક અગત્યની કોમ' છે અમીર ખુસરોએ તારીખે અલાઇમા વર્ણન આપેલુ છે કે અલાઉદ્દીન ખીલજીના સમયમા, આશરે ઇ સ ૧૨૯૫ મા, કાદર નામના મુગલ સરદારે સતલજ અને પજાબની બીજી નદીઓ ઓળગી ખોખરોના ગામ બાળ્યા હતા

તેમનુ ખોખર ઉપનામ, મુસલમાનો મશ્કરી કરે છે તે પ્રમાણે, ખોના ખોઇ નાખવુ અને ખર ગધેડો, એ ઉપરથી પડેલુ છે કારણ કે એક વખતે તેમણે નગ્નના ગધેડા ખોઈ નાખ્યા હતા બીજી રીતે, તેઓ તેમનુ ખોખર ઉપનામ, કુહ–પર્વત અને ગીર–જીતનાર, એ ઉપરથી પડયાનુ કહે છે, કારણ કે એક વખત તેમણે એક દુર્ભેદ્ય પહાડી કિલ્લો સર કર્યો હતો તેઓ અફઘાની કોમ હોવાનો દાવો કરે છે, અને કહે છે કે અફઘાનિસ્તાનમા તેમના નામની એક 'ખેલ'× (કોમ) હજી છે

પટ્ટણમા તેઓ ઝમીનદારો છે અને લશ્કરી નોકરીઓ પણ કરે છે પટ્ટણના ખોખરો સુખી સ્થિતિના દેખાવડા, અને ધાર્મિક બાધાના છે બનતા સુધી તેઓ પોતાની કોમમા જ પરણે છે, પરતુ બાબી, લોહાણી અને બીજા પઠાણો સાથે લગ્ન સબધ જોડવામા તેઓ વાધો લેતા નથી

તબકાતે નાસિરીના તરજુમામા પૃ ૧,પૃ ૫૨૪ ઉપ ની નોટ-મા મેજર રાવરટી તેમનો ઉલ્લેખ કરતા કહે છે કે ઈ સ ૧૨૦૨ (હિ ૫૯૯)મા કુતબુદ્દીન ઐબકે તેમના ઉપર હુમલો કર્યો હતો અને પૃ ૧,પૃ ૫૩૭ ઉપરની નોટમા વિશેષ કહે છે કે તેમનો મૂળ પ્રદેશ હાલનો રાવળપીંડી જીલ્લો છે વર્ગ તરીકે તેમની હાલત ખરાબ છે

× પાલનપુરના નામદાર નવાબ સાહેબની નોકરીમા મરહુમ બિસ્તેખાન જમાદાર હતા, તે આ કોમના હતા

## મકવાણા

મકવાણાx, એ નામની રજપૂત કે કોળી કોમમાંથી મુસલ્લમાન થયેલા છે. તેઓ ઉત્તર ગુજરાતના ઘણા ભાગમાં મળે છે

પુરૂષો સ્યામ, ઉંચા, એકવડા બાંધાના અને પુષ્ટ હોય છે તેઓ માથાના વાળ લાંબા અને દાઢી હડપચી આગળ વચ્ચેથી જુદી પાડી, કાન પડખાડે બાંધેલી રાખે છે. સ્ત્રીઓ ઘાટીલી અને મોટી કાળી આંખોવાળી હોય છે. તેમનામાં સ્ત્રી પુરૂષોનો દેખાવ મકવાણા કોળીઓથી કોઇ રીતે જુદો પડતો નથી તેઓ ઘરમાં ઉર્દુ બોલે છે પુરૂષો મોટા 'ફાળિયા,' બંડીઓ, ઉંચા ગુંજવાળા અને સાધારણ દેશી જોડા પહેરે છે, સ્ત્રીઓ કાળી 'સાડી' અથવા 'ઓઢણી', ઢીલી ચોળી, ચણિયા અને જોડા પહેરે છે.

તેઓ નાના જમીનદાર હોય છે, અથવા ખેડુતો, કામદો અને પોલીસ સિપાહીઓ તરીકે કામ કરી તેમનુ ગુજરાન ચલાવે છે તેઓ સ્વચ્છ, બોલવે ભુંડા, સુસ્ત, અફીણી, દારૂડીઆ, દગાખોર, મહેમાનોની ચાકરી કરનાર અને ઉડાઉ હોય છે માત્ર ગરીબ કુટુંબો સિવાયની તેમની સ્ત્રીઓ જાહેરમા નીકળતી નથી તેમનામા ઘણા દેવાદાર હોય છે અને કોઇ માલદાર હોતો નથી છતા એક વર્ગ તરીકે તેમની હાલત ખરાબ નથી.

તેઓ મઝહબે સુન્ની છે. પરંતુ ઇસ્લામ માટે તેમને થોડી જ પરવા હોય છે તેમના પુત્રો મુસલમાન, મકવાણા અથવા કોળી કુટુંબોમાં અને તેમની પુત્રીઓ મુસલમાન, મકવાણા, બાબી અથવા ઘોરીના પઠાણોમા પરણે છે તેમનામા લગ્ન પ્રસંગે તેઓ બ્રાહ્મણ ગોર પાસે ક્રિયા કરાવે છે તેઓ નિરાળી કોમ તરીકે રહેતા હોવાનુ કહેવામા આવે

---

xમહીકાંઠાના મકવાણાના વૃત્તાન્ત માટે જુઓ બોમ્બે ગવર્મેન્ટ સિલેક્શન્સ પૃ. ૧૨, પૃ ૧૮.

છે, પરંતુ તેમનામાં જમાતનું બંધારણ નથી અને તેમનો કોઇ નાત પટેલ હોતો નથી. તેઓ તેમના છોકરાંને નિશાળે મોકલતા નથી.

## મલેકો

મલેકો, અર્થાત્ ઉમરાવો, હિન્દુઓમાંથી મુસલમાન થયેલા છે. તેઓ આખા ગુજરાતમાં મળે છે. એક વર્ગ તરીકે તેઓ ઉંચા, ઘઉંવર્ણા અને ઘાટીલા હોય છે. તેમની માતૃભાષા ઉત્તરમાં ગુજરાતી અને દક્ષિણમાં ઉર્દૂ છે. પુરુષોમાં કેટલાક કાઠીઓ માફક મોટા સાફા બાંધે છે અને તંગ બંડીઓ અને ઉરેબ સુરવાળો પ્હેરે છે અને કમરે કપડું બાંધે છે. બીજાઓ સામાન્ય મુસલમાની પ્હેરવેશ પ્હેરે છે. સ્ત્રીઓ ઉત્તરમાં હિન્દુશાહી અને દક્ષિણમાં સામાન્ય મુસલમાની પોશાક પ્હેરે છે.

તેઓ જમીનદારો કે ખેડુતો, અને સરકારી નોકરીઓમાં પટાવાળા અને પોલીસ સિપાહીઓ હોય છે. સ્ત્રીઓ ઘરમાં કાંતે છે પણ ખેતરોમાં કામ કરતી નથી. તેઓ સ્વચ્છ, સુઘડ અને પ્રમાણિક, પરંતુ એદી, કરકસર વિનાના અને ખર્ચાળ હોય છે. એક વર્ગ તરીકે ખાસ કરીને ઉત્તર ગુજરાતમાં, તેઓ મુર્ખાઇ અને બેવકુફી માટે નામચીન છે. તેમની સ્ત્રીઓ જાહેરમાં નીકળતી નથી. તેઓ ગરીબ અને ઘણા દેવાદાર હોય છે.

તેઓ નામના સુન્ની છે પણ ધાર્મિક વૃત્તિવાળા હોતા નથી. તેમનામાંથી થોડાક કુરાનને શરીફ પઢી જાણે છે, અને તેઓ નમાઝ પઢવાની ફિકર રાખતા નથી. તેમના લગ્ન સબંધી અને બીજા રિવાજોમાં તેઓ બીજા રજપૂતોમાંથી મુસલમાન થયેલા વર્ગોથી જુદા પડતા નથી.

## [1] મતીઆ કણબી

[1] 'મતીઆ' નામની ઉત્પત્તિ શંકાશીલ છે. એક મત પ્રમાણે તેઓ પીરાણાના 'મઠ'માં માને છે, માટે મતીઆ કહેવાય છે, બીજા મત પ્રમાણે, મત–અભિપ્રાય ઉપરથી તેમનું તે નામ પડેલું છે, કારણ

ઇસ્લામમાં ઈમાન લાવનારા, મતીઆ કણબી, ખેડા* જીલ્લામા અને સુરત જીલ્લાના ઉત્તર ભાગમા, અંબિકા અને તાપી નદીઓ વચ્ચેના બાવીસ ગામોમા, વસે છે તેઓ હિન્દુઓની લેઉઆ કણબી જ્ઞાતિમાથી છે. તેઓ અમદાવાદ પાસેના પીરાણાના પીર હઝરત ઈમામશાહના અનુયાયીઓ છે ૫ંદરમા સૈકાના મધ્યમાં, તેમના તે વખતના પૂર્વજો કાશીની જાત્રાએ × જતા હતા ત્યારે પીર ઇમામશાહ તેમને રસ્તામા મળ્યા હતા તે વખતે તે પીરે તેમને એવા ચમત્કાર બતાવ્યા હતા કે તેમણે તેમને પોતાના પીર તરીકે માન્યા હતા

તે ઉપરાન્ત, સિન્ધશાહ, ઘણુ કરીને નૂર સતગર, ઈ. સ. ૧૨૩૭ મા હિન્દમા આવનાર પ્હેલા ઈસ્માઇલી ઉપદેશકને તેઓ માને છે તેમનો રોઝો સુરત જીલ્લાના નવસારી શહેરમા છે બુરહાનપુરના એક 'પીરઝાદા'ને પણ તેઓ માને છે.

ભરૂચ જીલ્લાના મતીઆઓએ હિ. સ. ૧૬૯૧મા બળવો કર્યો હતો. તેનુ વર્ણન મિરઆતે અહમદીમા આપેલુ છે કે અમદાવાદ જીલ્લાના મોમના અને સોરઠ પ્રાન્તના ખોજાઓ મુખ્ય નઝારી શાખાના ફણગા છે મતીઆઓ ખાનદેશ અને બાગલાણ જીલ્લાઓમા પણ વસે છે, અને ખેતી કરે છે ગુજરાતમા અમદાવાદ જીલ્લામા વસનારા મોમના અને મોરબીમા વસનાર ખોજા કહેવાયા છે પીર સૈયદ

---

કે તેઓ ઇસ્લામમા માને છે કર્નલ વૉકર મોમેનસલામ નામ 'મતી-ઉલ-ઇસ્લામ' ઇસ્લામને આધીન રહેનાર, એ ઉપરથી પડ્યાનુ કહે છે તેથી 'મતીઆ' નામનો ખુલાસો થાય છે, પરંતુ મોમેનસલામ ન મને' ખુલાસો થતો નથી મોમેનસલામના વૃત્તાંત માટે નીચે જુઓ

* હાલમા ખેડા જીલ્લામા કોઈ 'મતીઆ' કણબી નથી (ભાષાન્તર કર્તા.)

× આગળ આપેલા મોમનાના વર્ણનમાં વિગતો આપેલી છે

ઇમામુદ્દીને તેમને મુસલમાન બનાવેલા હોવાથી તેઓ અનેક હિન્દુ કોમોમાથી છે

તેમના પીરઝાદાઓમા તેમનુ આકીન એટલુ બધુ હોય છે કે તેઓ પોતાની વાર્ષિક કમાણીમાથી તેમને દશાશ આપે છે આ સિદ્ધાત તેઓ એટલી હદ સુધી પાળે છે કે તેમનામાના કોઇને દશ છોકરા હોય છે તો ને તેમાના એકને તેમના પીરઝાદાને અર્પણ કરે છે, અથવા, તેના બદલામા, તેની કીમત આપીને તે બાળકને તેઓ છોડાવી લે છે આ પીરઝાદાઓને આ રીતે એમના મુરીદોમાથી સારી આવક મળતી હોવાથી તેઓ એશઆરામમા રહે છે અને જાહોજલાલીની જીદગી ગુજારે છે આ પીરઝાદાઓ તેમના મુરીદોને એટલી હદ સુધી પોતાની મિલ્કત માને છે કે જ્યારે તેઓ તેમની પુત્રીઓને પરણાવે છે ત્યારે દેહજમા તેઓ તેમને તેમના મુરીદોની અમુક સખ્યા આપે છે

કેટલાક મોમનાઓ, ઇસ્લામમા માનવા સિવાય, બીજી બધી બાબતોમા, તેમની મૂળ હિન્દુ જ્ઞાતિઓમા જ ચાલુ રહે છે

જ્યારે પીર ઇમામુદ્દીનની ઓલાદમાથી સૈયદ શાહજી ઈ સ ૧૬૯૧મા તેમના પિતાના વારસ તરીકે મતીઆઓના પીરઝાદા થયા ત્યારે તેમના મુરીદોમાથી એટલા બધા માણસો અમદાવાદ પાસેના ગીરમથા (પીરાણા) ગામમા તેમના મકાને હાજર થયા હતા કે તેમને મળવામા એ પીરને એક ઘડીની પણ ફુરસદ મળતી નહતી અને કેટલીક વાર તો એ પીર પગદા પાછળથી પોતાનો પગ લબાવી પોતાના મુરીદોને મનાવતા હતા તેમના મુરીદોનુ તેમના ઉપરનુ આકીન એટલુ નિષ્ઠાવાળુ હતુ કે તેમના પીરના પગ લબાવવાને પણ તેઓ પોતાના ઉપરની મોટી મહેરબાની માનતા હતા અને પીરના પગને ચુમીને તેની પાસે પોતે લાવેલી 'નઝર' મુકી પોતાની જાતને સુખી માની સતોષથી તેઓ ઘેર પાછા જતા હતા *

---

* પોતાના મુરશિદમા અધ શ્રદ્ધા રાખવી, એ સુફી મઝહબનો

હઝરત મુહ્દ મગની (ઔરંગઝેબ, ઇ સ ૧૬૫૮–૧૭૦૭) ના રાજઅમલમા ઇસ્લામી શરીઅતના પાલન ઉપર ઘણુ ધ્યાન અપાવા માડ્યુ હતુ અને (હનફી શરીઅતથી) વિરુદ્ધ મત ધરાવનાર મુસલમાનોને જડમૂળથી ઉખેડી નાખવામા આવતા હતા તેથી ઘણાખરા માણસોએ શહેનશાહને રાજી રાખવા ઘણા ચુસ્ત દીની અકીદા અખત્યાર કર્યા હતા તેમણે મતીઆઓ અને તેમના પીરઝાદાઓ ઉપર તેઓ 'રાફિઝી (શીઆ) હોવાનુ તહોમત મુક્યુ હતુ તેથી તેમનામાના કેટલાકને કેદ કરવામા આવ્યા હતા કોઈએ સૈયદ શાહજી અને તેમના મઝહબી અકીદાઓ અને વર્તન વિશે શહેનશાહને લખી મોકલ્યુ હતુ ઔરંગઝેબે તે બાબત તપાસ કરવા હુકમ કર્યો હતો, અને સૈયદ શાહજીને અમદાવાદના 'કાઝી પાસે હાજર થવા ફરમાવ્યુ' હતુ તેમ કરવા સૈયદ શાહજી ના રાજ હોવાથી તેમણે ઝેર લઈ, પોતાના જીવનનો અત આણ્યો હતો આથી તેમના મુરીદોનો ગુસ્સો તપી ગયો હતો, અને પોતાના પીરનુ વેર લેવા સખ્યાબધ મતીઆઓએ નર્મદા નદી ઓળગી ભરૂચ સર કર્યુ હતુ અને ત્યાના ફોજદારને મારી નાખ્યો હતો ગુજરાતના તે વખતના સુબા શુજા'તખાનના સરદારે મુબારિઝખાન આવી અને નઝરઅલીખાને તેમનો ઘાણ કહાડી નાખ્યો હ । મતીઆઓ હારીને કેદ પકડાવાને બદલે, ઘણી બહાદુરીથી લડયા હતા અને રાજીખુશીથી મરણ શરણ થયા હતા

ખાનપાનમા કે પહેરવેશમા તેઓ હિન્દુઓથી જુદા પડતા નથી તેઓ બધા, બીજા લેઉઆ કણબીઓ માફક, તે જ રીતે અને તે જ સ્થિતિમા ખેતી કરે છે તેમના મુખ્ય ધાર્મિક પ્રસગોએ તેઓ બ્રાહ્મણને આમત્રે છે તેઓ પીરાણાના સૈયદોને પોતાના પીરઝાદા

ખાસ અકીદો (સિદ્ધાન્ત) છે તેઓ માને છે કે 'પીરે મા ખર અસ્ત, એ તરફે મા બસ અસ્ત,' અમારા પીર ગધેડાવત્ છે, (પણ) અમારુ આકીન બસ છે

માને છે; તેમના પીરઝાદાના નિભાવ માટે તેઓ વેરો આપે છે; તેમની દરગાહોએ ઝિયારત માટે જાય છે; અને તેઓ પોતાનાં મરેલાંને દાટે છે; તે સિવાય તેમના બીજા રિવાજો હિન્દુઓના છે. તેમની આ વિશિષ્ટ માન્યતાઓને કારણે તેઓ બીજા કણબીઓમાંથી જુદા પડી ગયેલા છે; અને તેઓ માત્ર પોતાની કોમમાં જ અંદર અંદર પરણે છે. તેથી તેઓ એક ભિન્ન કોમ બની ગયેલા છે.

## મો'લેસલામો

મો'લેસલામો મુખ્યત્વે ભરૂચ જીલ્લામાં અને રેવાકાંઠામાં મળે છે. ( તેઓ ખેડા જીલ્લામાં પણ છે : ભાષાંતર કર્તા ). તેઓ મુખ્યત્વે સુલતાન મહમૂદ બેગડાના અમલ દરમ્યાન (ઇ. સ. ૧૪૫૯–૧૫૧૩) રજપૂતોમાંથી અર્ધદગ્ધ મુસલમાન થયેલા હતા.

તેમના નામની ઉત્પત્તિ માટે વિવિધ કથનીઓ છેઃ કર્નલ વૅાટ્સના મત પ્રમાણે, 'મતી-ઉલ-ઇસ્લામ': ઇસ્લામને આધીન થનારા, એ ઉપરથી તેમનુ નામ પડેલુ છે. એ નામ ગરાસીઆઓને ઠપકા રૂપે આપવામાં આવેલુ હતું; કારણ કે તેમણે બાહ્યાચારમાં ઇસ્લામ સ્વીકાર્યો હતો. છતાં તેઓ તેમના પૂર્વજોના જ ક્રિયાકાંડ પાળતા હતા. બીજી રીતે, 'મૌલા'નો અર્થ માલિક તેમ જ ગુલામ થાય છે. મૌલા-ઇસ્લામ' એટલે ઇસ્લામના વડેરા એ નામ 'ખોજા' ખ્વાજાઃ અમીરોની માફક તેમણે ઇસ્લામ સ્વીકાર્યો ત્યારે તેમને માનાર્થે આપવામાં આવેલું હતુ. ત્રીજો ખુલાસો એવો છે કે ઇસ્લામના ફતેહમ દ પ્રચારના શરૂ જમાનામા જ્યારે કોઇ ગયર-મુસ્લિમને ઇસ્લામમાં દાખલ કરવામા આવતો હતો ત્યારે તેને મુસલમાન બનાવનારનો તે 'મૌલા' (ગુલામ) કહેવાતો હતો. *

---

* જુઓ ઇબ્ન ખલ્લીકાનની વફીઆતુ'લ આ'યાનની અરબી આવૃત્તિ, પૃ. ૩૭ તેમા આપેલા મશહૂર હાફિઝ અબુ ઇસ્ફહાનીના જીવન ચરિત્રમાં એ લેખક કહે છે કે અબુ ઇસ્ફહાનીના ઇસ્લામ

જ્યારે સુલતાન **મહમૂદ બેગડાએ** એમને મુસલમાન બનાવ્યા હતા ત્યારે સુલતાન પોતે નિષ્ઠા અને આકીનવાળો મુસલમાન હોવાથી, તેમને 'મહમૂદના મૌલા' કહેવાને બદલે, તેણે તેમને 'ઇસ્લામના મૌલા'થી સંબોધ્યા હતા ફૉર્બસે રાસમાળામાં આપેલા ખુલાસા પ્રમાણે, **મહમૂદ** બેગડાના સમયમાં જે રજપૂતોનો તેમની નાતમાંથી બહિષ્કાર કરવામાં આવ્યો હતો તેમણે પોતાની અલગ કોમ બનાવી હતી, અને તેમણે પોતાને 'મોલેસલામ' નામ આપ્યું હતું; કારણ કે તેઓ સુલતાનના 'મહેલ'ને 'સલામ' કરતા હતા રાસમાળા, પુ ૧, પૃ. ૩૩૩. ભરૂચ જીલ્લાના આમોદ અને કેરવાડાના મોલેસલામ ઠાકોરો, **મહમૂદ** બેગડાએ ઇ સ ૧૪૮૬ માં જે જાદવ રજપૂતોને મુસલમાન બનાવ્યા હતા, તેમના પોતે વંશજો હોવાનું કહે છે. મોલેસલામ નામના ઉપર આપેલા ચાર ખુલાસામાંથી બીજો ખુલાસો, કે તેનો અર્થ 'ઇસ્લામના વડેરા' થાય છે, તે જ ખરો અર્થ હોવાનું સૌથી વધારે સંભવે છે.

મોલેસલામ ઠાકોરો અને દરબારો કાઝીઓ, સૈયદો અને મૌલવીઓને પોતાને ત્યાં રાખે છે, તે ઉપરાંત. પોતાના કુટુંબના મૂળ બ્રાહ્મણ ગોરના વંશજોને નિભાવે છે અને ભાટ ચારણોને પણ પોષે છે તે ભાટ ચારણો પાસે ધનવાન વર્ગ કવિતા કહેવડાવે છે, જ્યારે નિર્ધન વર્ગ તેમની પાસે પોતાને ત્યાંના લગ્ન પ્રસંગોએ કુળ ગોર તરીકે કામ લે છે.

મોલેસલામો પોતાની પુત્રીઓ સૈયદ, શેખ, મુગલ કે બાબીને આપે છે, પરંતુ, નિયમ તરીકે, ઉતરતા વર્ગના મુસલમાનોને આપતા નથી. મોલેસલામ ઠાકોરના કુંવરને લગ્ન માટે રજપૂત કન્યા મળી

સ્વીકારનાર પ્રથમ પૂર્વજ એક મિહરાન નામના હતા. તેમણે હઝરત મોઆવિયાહના પુત્ર અબ્દુલ્લાહના 'મૌલા' તરીકે ઇસ્લામનો સ્વીકાર કર્યો હતો.

શકે છે; પરંતુ બીજા સામાન્ય સ્થિતિના મોલેસલામો કાંતો અંદર અંદર અથવા ગરીબ મુસલમાનો સાથે લગ્ન વ્યવહાર કરે છે.

મોલેસલામ ઘરમાં ધોતી પ્હેરે છે, પરંતુ, બ્હાર જવામાં, સાફો, કોટ, અને સુરવાળ પ્હેરે છે. તે ઉપરાંત, રજપૂતો માફક, કમરે કપડું વીંટાળે છે અથવા ખભા ઉપર ઉપરણું નાખે છે. સ્ત્રીઓ 'સાડલા', ચોળીઓ, અને ચણિયા પ્હેરે છે. મોલેસલામો બીજા મુસલમાનો સાથે જમે છે; પરંતુ, કેટલાક વખત તેઓ માંસ ખાય છે, તે સિવાય તેમનું ખાનપાન હિન્દુઓ જેવું જ હોય છે.

## પરમારો

પરમારો રજપૂતોમાંથી મુસલમાન થયેલા છે. તેઓ કયારે મુસલમાન થયા હતા, તેનો લેખી દાખલો નથી; પરંતુ ઇ. સ. ૧૩૧૭ માં મુબારકશાહે હુસન નામના પરમાર સાથે નામોશી ભર્યો સંબંધ જોડી, તેને ખુસરૌખાનનો ઇલકાબ આપ્યો હતો, તે સંબંધમાં તેમનો ઉલ્લેખ કરવામાં આવેલો છે. તે પ્હેલાંથી તેઓ ઈસ્લામમાં દાખલ થયેલા હતા. હુસનના ભાઇ હિસામુદ્દીનને ગુજરાતની સુબાગીરી આપવામાં આવી હતી. પરંતુ ગુજરાતના પરમાર રજપુતોએ એટલું તોફાન મચાવ્યું હતું કે તેને ત્યાંથી ખસેડવો પડયો હતો. ફરીશ્તા આ પરમારોને ગુજરાતના 'પહેલવાનો' કહે છે. પરમારો ઉત્તર ગુજરાતમાં જોવામા આવે છે. તેઓ રજપૂતોમાથી મુસલમાન થયેલા વર્ગમાં જ લગ્ન વ્યવહાર રાખે છે. તેઓ જમીનદારો કે ખેડુતો હોય છે, અથવા પટાવાળા કે પોલીસ સિપાહીઓની નોકરીઓ કરે છે. તેઓ દેખાવડા અને ઘાટીલા હોય છે.

## રાઠોડો

રાઠોડો એ નામની રજપૂત કોમમાથી મુસલમાન થયેલા છે. તેઓ ઉત્તર ગુજરાતના જુદા જુદા ભાગોમાં નાની સંખ્યામા રહે છે. પુરૂષો મજબુત બાંધાના, ઘાટીલા અને જનુની હોય છે. તેઓ

દાઢી રાખે છે, તે સિવાય તેમના અને રજપૂતોના દેખાવમાં કંઈ જ ફેર હોતો નથી. તેમની જે સ્ત્રીઓ જન્મે હિન્દુ હોય છે, તેઓ તેમના માતપિતાને ત્યાં હોય છે ત્યારે રજપૂતોનો પહેરવેશ પહેરે છે. તે સિવાય તેમની બીજી સ્ત્રીઓ મુસલમાની ઓઢણી, આભા અને ઇજારો પહેરે છે. પુરુષો જમીનદારો, ખેડુતો કે હલકારા તરીકે ગુજરાન કરે છે. તેઓ એદી અને ત્રેવડ વિનાના હોય છે.

તેઓ મજહબે સુન્ની હોય છે, પરંતુ ધાર્મિક વૃત્તિવાળા હોતા નથી. અને કુરઆને શરીફ કે નમાઝ પઢવાનું જાણતા નથી. તેમનામાંના કેટલાક તેમના મકાનોમાં સ્વામીનારાયણ પંથનાં ચિત્રો રાખે છે અને તેમની પૂજા કરે છે. તેમના ક્રિયાકાંડ બહુધા હિન્દુશાહી હોય છે.

લગ્ન પ્રસંગોએ મોટા જમીનદારો રજપૂત રિવાજ અનુસાર કન્યાને ત્યાં ખાંડુ મોકલે છે. અને તેને પોતાને ત્યાં લાવી, પછી જ લગ્નવિધિ પૂરી કરે છે. કન્યા હિન્દુ હોય છે ત્યારે હિન્દુશાહી અને ઇસ્લામી બન્ને વિધિઓ કરવામાં આવે છે. મરણ પ્રસંગોએ સ્ત્રીઓ રડે કૂટે છે

તેઓ હિન્દુ કે મુસલમાન થયેલા રજપૂતો અને કોળીઓમાં જ લગ્ન કરે છે, તે સિવાય બીજી રીતે તેઓ નિરાળી કોમ નથી. અને તેમનામાં કોઈ નાત પટેલ હોતો નથી. તેમની એકંદર સ્થિતિ સારી છે, જ્યાં તેમનામાંથી ભાગ્યે જ કોઈ તેમનાં છોકરાંને નિશાળે મોકલે છે.

### સમા

સમાઓ ઉત્તર ગુજરાતમાં છુટાછવાયા મળે છે. સર હેનરી ઇલિયટ (ફારગી આટનિ, પુ. ૧, પૃ. ૨૧૯–૨૨૦) કહે છે તે પ્રમાણે તેઓ તેમનું પેઢીનામું યાદવ કુળના શ્રી કૃષ્ણ, જેમને 'શ્યામ' તરીકે પણ ઓળખવામાં આવે છે, તેમના પુત્ર સાંબ સાથે સાંકળે છે.

ચાચનામા * મા જણાવ્યા પ્રમાણે તેઓ ઇ સ ૭૧૨ના અરસામા સિન્ધુ નદીના દક્ષિણ ભાગને કિનારે વસતા હતા તેઓ સિન્ધના આરબ વિજેતા મોહમ્મદ બિન કાસમનુ સાર્વભૌમપણુ સ્વીકારવા નાચતા કુદતા અને શરણાઈઓ વગાડતા સામા આવ્યા હતા તેમના પેઢીનામામા તેમની ઉત્પત્તિ સૂર્યવશ તેમ જ ચદ્રવશ બન્નેમાથી વર્ણવેલી છે તે ઉપરથી સમજાય છે કે તેઓ યાદવ કુળના હોવાની કથની તેમને હિન્દુ સમહમા સ્થાન આપવા માટે તેમના ચારણોએ અથવા કુળ ગોર બ્રાહ્મણોએ જોડી કાઢેલી હોવી જોઇએ સમાઓ ઘણુ કરીને તુર્કોની કોઇ કોમ હોવી જોઇએ, જેઓ ઈ સ. ના સાતમા સૈકામા હિન્દમા આવેલા હતા

## શેખ અથવા શેખડા

શેખ અથવા શેખડા મુખ્યત્વે ભરૂચ અને અમદાવાદ જીલ્લાઓમા મળે છે (તેઓ ખેડા જીલ્લાના નડિયાદમા તથા વડોદરા રાજ્યના પેટલાદ પ્રાન્તના વસોમા અને ખંભાતમા પણ છે નડિયાદના શેખડા ઇ સ ૧૯૨૫ના અરસામા 'શુદ્ધિ' કરાવી હિન્દુઓ થઇ ગયા છે ભાષાન્તર કર્તા) તેઓ પીરાણાના પીરોમાના બીજા પીરોથી ઓછી અગત્યના એક પીર બાવા મોહમ્મદશાહને માનનારી કોમોમાથી એક કોમ છે તેમના રીત રિવાજોમા તેઓ મતીઆ કણબીઓથી ભાગ્યે જ જુદા પડી શકે છે તેઓ તેમના મુર્દા દાટે છે પરન્તુ આ રિવાજ સિવાય, અને તેમના નામ મુસલમાની હોય છે તે સિવાય, તેમના બીજા રિવાજો હિન્દુઓના જેવા હોય છે

તેઓ સુન્નત કરાવતા નથી, અને બીજા મુસલમાનો સાથે ખાતા પીતા નથી તેઓ કપાળે 'ટીલા' કરે છે અને તેમનામાના ઘણા

---

* સર હેનરી ઈલિયટના હિન્દુસ્તાનના ઇતિહાસમા ચાચનામાનુ વર્ણન જુઓ.

સ્વામીનારાયણનો પંથ પાળે છે તેમનામાં લગ્ન પ્રસંગોએ કાઝી અને બ્રાહ્મણ બન્ને હાજર હોય છે તેઓ ઇસ્લામી નિકાહની વિધિ 'કાઝી' પાસે અને હિન્દુ 'ચોરી' ની વિધિ બ્રાહ્મણ પાસે કરાવે છે

સુન્નતના મતીઆ કણબીઓ માફક શેખડા ભિન્ન કોમ

## મોલકીઓ

મોલકીઓ, રજપૂતોની સોલંકી જાતિમાંથી મુસલમાન થયેલા, ઉત્તર ગુજરાતના જુદા જુદા ભાગોમાં નાની નાની સંખ્યામાં મળે છે તેઓ ગરાડા અને બીજા રજપૂતોમાંથી મુસલમાન થયેલી કોમોમાં લગ્ન વ્યવહાર રાખે છે, અને તેમનામાં અને મોલકીઓમાં દેખાવ, ધંધા કે રિવાજોમાં કંઈ ફેર હોતો નથી

## સુમરા

સુમરા રજપૂત ઉત્પત્તિની સિન્ધી કોમ છે તેમનામાંના કેટલાકને મહમૂદ બેગડાએ ઇ સ ૧૪૭૩ (હિ ૮૭૮)માં તેણે સિન્ધ જીતી લીધું ત્યારે મુસલમાન કર્યા હતા જુઓ મિરઆતે સિકન્દરીમાં મહમૂદ બેગડાનું વર્ણન, પૃ ૧૦૨.

સર હેન્રી ઇલિયટ સુમરાને 'પરમાર જાતના અને તેથી અગ્નિકુળના નિઃશંક વંશજો', અર્થાત્ પાંચમા સૈકા આખરે અથવા છઠ્ઠા સૈકાના આરંભમાં હિન્દમાં આવેલા મિહિર ગુર્જર અથવા ગૌર હૂણ પ્રજા હોવાનું કહે છે જુઓ સર હેન્રી ઇલિયટનો હિન્દુસ્તાનનો ઇતિહાસ, પુ ૧, પરિશિષ્ટ ૧૦, પૃ ૪૮૦ તેમની કોમના મુખ્ય વર્ગે ઇ સ ના આઠમા શતકના આરંભમાં ઇસ્લામ સ્વીકાર્યો હતો તેઓ પોતાને અરબોની તમીમ અને કુરેશ કોમો તરીકે અને તમીમ અનસારીની ઔલાદ તરીકે ઓળખાવે છે.

## ટાંક

ઇ સ ૧૪૦૩ થી ૧૫૮૩ સુધી થયેલા ગુજરાતના સુલતાનોનું કુટુંબ ટાંક જાતના રજપૂતોમાંથી હતું પરંતુ હવે તેમના વિષે

ક્વચિત જ કંઈ સાંભળવામાં આવે છે. મિરઆતે સિકન્દરીની સુરતની હસ્તલિખિત પ્રતમાં પૃ. ૩ ઉપર તેમની ઉત્પત્તિ શ્રી રામચંદ્ર સાથે સાંકળેલી છે. તેમાં કહેલું છે કે તેમના એક પૂર્વજને દારૂના વ્યસનને કારણે ક્ષત્રિઓએ ન્યાતિબ્હાર કર્યો હતો. 'ત્યાગી'– તજેલા, શબ્દોચ્ચારની આ રમત લાગે છે. ટાંક કોમ પંજાબ અથવા તક્ષક દેશ * ને પોતાનું નામ આપનાર તક્ષકની વિખ્યાત જાતિની પ્રતિનિધિ કોમ છે.

ગુજરાતના સુલતાનોનું કુટુંબ સાહુ અને સહારન નામના બે ટાંક ભાઈઓની ઓલાદમાંથી છે. આ લોકોના પૂર્વજો અને બીજા ગુર્જરો પંજાબના સપાટ પ્રદેશમા સરહિન્દ જીલ્લાના થાણેશ્વરની પાડોશમા ઘણા લાંબા સમયથી સ્થાયી વસતા હતા. ફિરોઝશાહ તગલક (ઇ. સ. ૧૩૫૧–૧૩૮૮) એક વખત શિકારે ગયો હતો ત્યારે આ બે ભાઈઓએ તેનું સારું આતિથ્ય કર્યું હતું તે ઉપરથી ફિરોઝશાહ તેમને પોતાની સાથે પાયતખ્તમા લઇ ગયો હતો; અને તેમને ઇસ્લામમા દાખલ કરી, પોતાના અંગરક્ષક તરીકે તેણે તેમને ઘણા વિશ્વાસના હોદ્દા ઉપર નિમ્યા હતા. ટાંક લોકો દારૂ વેચનારા કલાલનો ધંધો કરતા હોવાનું સિકન્દરીનો કર્તા ના પાડે છે. જુઓ મિરઆતે સિકન્દરીની સુરતની હસ્તલિખિત આવૃત્તિ, પૃ ૯. ગુજરાતના આ ટાંક ગંજકર્તાઓ માયાળુ અને ઉદાર સ્વભાવના હતા. અને તેમણે તેમના અમલ દરમ્યાન અલ્લાહના બંદાઓ (માનવ જાત) માટે બેહદ ભલાઇ કરેલી છે.

---

*ઇલિયટની વાયવ્ય પ્રાન્તોની પ્રજાઓ, પુ. ૧, પૃ. ૧૦૭-૧૦૦-૧૧૪.

સાડીઓ તેમને બાંધવા કે રંગવા આપેલી હોય છે, તે જ પ્હેરે છે. તેમનાં ઘરેણાં સાધારણ મુસલમાનોનાં ઘરેણાં જેવાં જ હોય છે. ઉત્તર ગુજરાતમાં, પુરૂષો રેશમ અને નવી જુની રેશમી સાડીઓ ધુએ છે અને બાંધે છે, અને તેમાં તેમને તેમની સ્ત્રીઓ મદદ કરે છે. દક્ષિણ ગુજરાતમાં, રેશમ અને રેશમી કપડાં ધોવા અને બાંધવા ઉપરાંત તેઓ રેશમ અને મિશ્ર રેશમી–સુતરાઉ કપડાં વેચે છે. પુરૂષો સ્વચ્છ, પ્રમાણિક, મહેનતુ, મિતાહારી, શાન્ત, ત્રેવડવાળા અને વિલાસી હોય છે. તેમની સ્ત્રીઓ જાહેરમાં નીકળે છે. એક વર્ગ તરીકે તેઓ સુખી સ્થિતિમાં છે, પૈસા બચાવે છે અને તેમનામાંના થોડા જ દેવાદાર હોય છે. તેઓ મઝહબે સુન્ની છે, કુરઆને શરીફ પઢી જાણે છે અને ઘણાખરા નમાઝ પઢવાની કાળજી રાખે છે. તેમના રિવાજોમાં કોઇ વિશિષ્ટતા નથી. તેઓ અંદર અંદર પરણે છે. તેમનું નાત બંધારણ સારૂં છે, પરંતુ તેમનો કોઇ ખાસ નાત પટેલ હોતો નથી. કેટલાક તેમનાં છોકરાંને ગુજરાતી અને જુજ અંગ્રેજી ભણાવે છે. તેમનામાંના કોઈ ઉચ્ચ સ્થિતિએ પ્હોંચ્યા નથી.

### ભાડભુંજા

ભાડભુંજા, ભાડ=ભઠ્ઠી પર અનાજ ભુંજનારા=શેકનારા, ગુજરાતના બધા ભાગમાં મળે છે, તેઓ બીજા મુસલમાનો સાથે લગ્ન વ્યવહાર રાખે છે અને ભિન્ન કોમ તરીકે વર્તતા નથી.

### છીપા

સુતરાઉ કપડાં છાપનાર છીપાઓ ઉત્તર અને મધ્ય ગુજરાતમા વસે છે. તેમનામાંના કેટલાક ગુજરાતી અને બાઈના મારવાડી, એ નામની હિન્દુ જ્ઞાતિઓમાંથી મુસલમાન થયેલા છે.

મારવાડીઓ ગુજરાતમાં કેટલાક સમય પછી મોડા આવેલા છે. મારવાડના ઈ. સ. ૧૮૬૮ના દુકાળ વખતે તેમનામાંના ઘણાખરા

ગુજરાતમાં આવેલા છે અને બીજા છીપાઓ હજી ત્યાંથી ગુજરાતમાં આવ્યા કરે છે

ગુજરાતી છીપાઓ મજબુત, સારા બાંધાના, ઉંચા અને શ્યામ હોય છે તેઓ માથે હજામત કરાવે છે અને દાઢી ભરાવદાર રાખે છે

મારવાડી છીપાઓ ગુજરાતીઓથી વધારે મજબુત બાંધાના અને ખુલતા વર્ણના હોય છે તેઓ માથે હજામત કરાવતા નથી બન્ને જાતના છીપાઓની સ્ત્રીઓ સારા બાંધાની, ખુલતા વાનની, પણ અનિયમિત મુખાકૃતિવાળી હોય છે ગુજરાતી છીપાઓ ઘરમાં ગુજરાતી અને ઉર્દુ અને મારવાડી છીપાઓ તેમની મારવાડી બોલી બોલે છે ગુજરાતી છીપાઓમાં પુરૂષો ધોતી પહેરે છે, તે સિવાય તેમનામાં પુરૂષો અને સ્ત્રીઓ ઉતરતા વર્ગના મુસલમાનોનો સાધારણ પહેરવેશ પહેરે છે મારવાડી છીપાઓ માથે રાતી અથવા વિવિધ રંગોની પાઘડી, હિન્દુ ઢબનો કોટ અને ધોતી પહેરે છે તેમની સ્ત્રીઓ હિન્દુ સ્ત્રીઓ માફક રાતી 'ઓઢણી', નીચી, ઢીલી, પીઠ વિનાની મારવાડી ચોળી, અને નીચો, ભરાવદાર, કમરેથી જરા નીચો રહેતો ઘાઘરો પહેરે છે તેઓ સુતરાઉ કપડાં છાપે છે ગુજરાતીઓ શાન્ત પણ મારવાડીઓ કજીયાખોર હોય છે ગુજરાતી કે મારવાડી છીપાઓએ પ્રમાણિકતા માટે નામ મેળવ્યું નથી બન્ને જાતના છીપાઓ એટલી કરકસર કરે છે કે તેમને કંજુસ કહી શકાય તેમની સ્થિતિ સુખી છે મારવાડી છીપાઓએ થોડા વર્ષોમાં હારી લોટામાંથી ગાદી તકિયાની સ્થિતિ પ્રાપ્ત કરેલી છે તેઓ મઝહબે સુન્ની છે અને જો કે તેમનામાંથી થોડા જ કુરઆને કરીમ પઢી જાણે છે, છતાં તેઓ નમાઝ પઢવાની કાળજી રાખે છે તેમના કોઈ ખાસ પીરઝાદા નથી અને તેમનામાં કોઈ ખાસ રીત રિવાજો નથી. જ્યાં જ્યાં તેમની વસ્તી હોય છે ત્યાં ત્યાં તેમની જમાતનું બંધારણ સારૂં હોય છે અને તેમાં તેમનો સૌથી મોટો જમાતનો મુખી હોય છે ગુજરાતીઓ કે મારવાડીઓ તેમના છોકરાંને નિશાળે મોકલતા નથી

છોકરાંને નિશાળે મોકલે છે અને કેટલાક અંગ્રેજી પણ શીખે છે તેઓ આગળ ધપતી કોમ છે, અને તેમનામા કેટલાક સારી પદવીએ પહોંચ્યા છે

તેમનામાના એક ઇ સ ૧૮૯૮મા લુણાવાડા સ્ટેટમા સુપ્રિન્ટેન્ડન્ટ હતા અને બીજા એક, જેઓ થોડા વખત ઉપર ગુજરી ગયેલા છે, તે સારા ઉર્દુ કવિ હતા *

## ચુનારા

ચુનો બનાવનારા ચુનારા આખા ગુજરાતમા નાની નાની સખ્યામા મળે છે, તેઓ હિન્દુઓના ઉતરતા વર્ગોમાથી મુસલમાન થયેલા છે તેમની માતૃભાષા ગુજરાતી છે પુરૂષો ત્રણ ખુણાની પાઘડી, કાચનીઓવાળુ અંગરખુ અને ધોતી પહેરે છે, સ્ત્રીઓ હિન્દુ પહેરવેશ પહેરે છે તેઓ ચુનો બનાવે છે અને કડિયા કામ કરે છે સ્ત્રીઓ ઘરકામ કરે છે તેઓ ધાર્મિક વિચારના નથી.માધિયા એદી અને બદચાલના હોય છે એક કોમ તરીકે તેઓ સુખી સ્થિતિના છે અને પૈસા બચાવી શકે છે તેઓ નામના સુન્ની હોય છે પણ મઝહબ બાબત કઇ જાણતા હોતા નથી મરણ પ્રસંગોએ તેમની સ્ત્રીઓ રડે કુટે છે તેઓ માત્ર પોતાની કોમમા જ પરણે છે તેમની જમાતનુ બધારણ હોય છે, પરતુ તેમા કોઇ પટેલ હોતો નથી તેઓ તેમના છોકરાને ભણાવતા નથી, તેમ તેમની સ્થિતિ સુધારવા કઇ કોશિશ કરતા નથી

## ચુડીવાળા

ચુડીઓ બનાવનારા ચુડીવાળા ગુજરાતના બધા ભાગોમા મળે છે તેઓ તે જ નામની હિન્દુ જ્ઞાતિમાથી મુસલમાન થયેલા [illegible] તેઓ

(* અમદાવાદના જાણીતા એડવોકેટ મી ઇસ્માઇલ ઇબ્રાહીમ ચુદરીગર બી એ, એલએલ, બી અને હાલ (૧૯૩૮) બૉમ્બે લેજીસ્લેટીવ એસેમ્બ્લીના મેમ્બર આ કોમમાથી છે (ભ ષાન્તર કર્તા)

ઘરમાં ઉર્દુ બોલે છે. તેઓ મધ્યમ કદના, એકવડા બાંધાના અને વિવિધ વર્ણના હોય છે તેઓ માથે હજામત કરાવતા નથી અને દાઢી રાખે છે. તેમની સ્ત્રીઓ મધ્યમ કદની, ખુલતા વર્ણની અને દેખાવડી હોય છે. તેમનામા પુરુષો અને સ્ત્રીઓ બન્ને ગુજરાતના દક્ષિણ ભાગના ગરીબ મુસલમાનો માફક પહેરવેશ પહેરે છે. તેઓ કાચની, લાખની અથવા પતરાની ચુડીઓ બનાવે છે પતરાની કેટલીક ચુડીઓ પીત્તળ અથવા સોનાની કિનારીવાળી હોય છે તેવી ચુડીઓ ત્રણ જાતની જોડીમા ચાર આનાથી ચાર રૂપિયાની કીમતે વેચાય છે. ચુડીઓ વેચવા તેમની સ્ત્રીઓ જાય છે. પુરુષો પ્રમાણિક, મહેનતુ, શાન્ત, મિતાહારી અને ત્રેવડવાળા હોય છે. તેઓ મઝહબે સુન્ની હોય છે. તેમનામાના કેટલાક કુરઆન પઢી જાણે છે અને નમાઝ પઢે છે. તેઓ ગરીબ અને કેટલાક કરજદાર હોય છે તેમનામા કોઇ ખાસ રિવાજો નથી. તેઓ બીજા મુસલમાનોમા પરણે છે. તેમની જમાતનુ બંધારણ ઠીક હોય છે, પરંતુ તેમનામા કોઇ પટેલ હોતો નથી. તેમનામાથી જુજ માણસો તેમના છોકરાને ગુજરાતી શીખવે છે અને કોઇ જ અંગ્રેજી શીખવતા નથી. તેમનામાથી કોઇ ઉંચી પદવીએ પહોચ્યા નથી

## ઘાંચી

ઘાણી કરનારા ઘાંચીઓ ગુજરાતના બધા ભાગોમા, ખાસ કરીને ઉત્તર ભાગમા મળે છે. તેમને કેટલીક જગ્યાએ (કપડવણજ અને ગોધરામા) ઘાંચી અને કેટલીક જગ્યાએ (ખેડા જીલ્લામા) ઘાંચી વ્હોરા કહે છે, અહીં 'વ્હોરા' ઉપનામ દેખીતી રીતે અસલ હિન્દુ કોમોમાથી મુસલમાન થયેલા, તેના સામાન્ય અર્થમા વપરાયાનુ લાગે છે, તેઓ હિન્દુઓની પિંજારા અને ઘાંચી જ્ઞાતિઓમાથી મુસલમાન થયેલાનુ કહેવામા આવે છે. મુસલમાન પિંજારા માફક તેઓ પોતાને 'મન્સુરી,' એટલે મહાન સુફી હઝરત મન્સુર (૨૯)ના અનુયાયીઓ કહવડાવે છે.

---

(અમદાવાદના ખા સા ડૉ. અલી મહમદ મન્સુરી, તેઓ

હોય છે. તે સિવાય બીજી સ્ત્રીઓ ઇસ્લામ વિશે અજ્ઞાન હોય છે,

સુન્ની વ્હોરા, પિંજારા અને કસ્બાતીઆ માફક તેમનાં નામ વિચિત્ર પ્રકારનાં હોય છે; જેવાં કે ઇબ્રાહીમને બદલે ઇબલા, ડોસાને બદલે ડોસલા અથવા ડોહલા, મોહમ્મદને બદલે મોમદા, યુસુફને બદલે ઇસબ, ફાઝિલને બદલે ફઝલા અને ફાતેમાને બદલે ફતુ અથવા ફતલી. તેઓ હિન્દુ નામ પણ પાડે છે; જેવાં કે જીવી, આનંદીબાઇ, ધનબાઇ. લગ્ન પ્રસંગોએ, હિન્દુ સ્ત્રીઓ માફક, તેમની સ્ત્રીઓ વરરાજા સાથે કન્યાને ઘેર ગાતી ગાતી જાય છે; અને લગ્નવરાઓમાં તેમનાં જમણ સાધારણ રીતે હિન્દુ વાનીઓનાં હોય છે. મોડાસામાં હિન્દુ સ્ત્રીઓ માફક તેમની સ્ત્રીઓ હાથીદાંતની પ્હોળી ચુડીઓ થોકબંધ ખભા સુધી પ્હેરે છે. મરણ પ્રસંગોએ તેમની સ્ત્રીઓ રડે કુટે છે.

તેઓ પોતાની કોમમા જ અથવા પિંજારામાં પરણે છે. તેમની જમાત જુદી હોય છે, અને તેમની જમાતનો પટેલ તેઓ જ ચુંટી કહાડે છે. તેમણે તેમનાં છોકરાંને ગુજરાતી ભણાવવું અને કેટલાકે અંગ્રેજી ભણાવવું શરૂ કર્યું છે. તેમનામાના કેટલાક તવંગર છે, પરંતુ કોઇ ઉચ્ચ પદવીએ પ્હોચ્યા નથી.

## કાગઝી

કાગળ બનાવનારા કાગઝીઓ ઉત્તર ગુજરાતમાં મોટી સંખ્યામાં મળે છે. તેઓ હિન્દુઓમાંથી મુસલમાન થયેલા હોવાનુ કહેવાય છે. સામાન્યતઃ તેઓ કદાવર, માંસાળા, ઘઉંવર્ણા અને ઘાટીલા હોય છે. કેટલાક માથાના આગલા ભાગમાં અને કેટલાક આખે માથે હજામત કરાવે છે અને થોડા જુવાન માણસો માથાના વાળ વધવા દે છે. બધા જ દાઢી રાખે છે. સ્ત્રીઓ મધ્યમ કદની, ઘાટીલી, ઘઉંવર્ણી અને સારી મુખકળાવાળી હોય છે પુરૂષો મોટી, ઢીલી બાંધેલી, ગોળ, રાતી અથવા સફેદ પાઘડી, સાધારણ કોટ અથવા અંગરખાં, ઉંચા

'ચોરણા' અને જોડા પ્હેરે છે. સ્ત્રીઓ, ઘરમાં, બીજી મુસલમાન સ્ત્રીઓ માફક, લાંબાં 'હેરણ' અને ઇજારો અને, બ્હાર જવામાં, તે ઉપર ઓવરકોટ જેવી 'પીશવાઝ' પ્હેરે છે.

અમદાવાદ, જે મજબુત, જાડા દેશી કાગળો* માટે લાંબા વખતથી જાણીતું છે, તે કાગળો તેઓ બનાવે છે. સ્ત્રીઓ તેમાં મદદ કરે છે અને ઘરકામ કરે છે. પુરૂષો શાન્ત, પ્રમાણિક, મહેનતુ, મિતાહારી પણ કંઇક મોજશોખના શોખીન હોય છે. અગાઉ તેમનો ધંધો આબાદ હતો, પરંતુ છેલ્લાં થોડા વર્ષોથી તેમના કાગળોની માંગ ઘટી ગયેલી છે. ×

તેઓ મઝહબે સુન્ની હોય છે અને તેમનામાંના ઘણા, પુરૂષો અને સ્ત્રીઓ બન્ને, કુરઆને મજીદ પઢી જાણે છે અને નમાઝ પઢવાની કાળજી રાખે છે. તેઓ અમદાવાદના ચીશ્તી પીરઝાદાઓના મુરીદો છે. અને તેમને તેઓ ઘણું માન આપે છે. તેમના રીત રિવાજો સાધારણ મુસલમાનોના રિવાજો જેવા જ છે. તેઓ પોતાની કોમમાં જ પરણે છે, અને તેમના પીરઝાદાઓની સરપરસ્તી નીચે તેઓ નિરાળી જમાત તરીકે રહે છે. તેમનામાંના કેટલાક તેમના છોકરાઓને ગુજરાતી અને અરબી અને જુજ અંગ્રેજી શીખવે છે. તેમનામાંથી કોઈ ઉંચી પદવીએ ચઢેલા નથી.

## કડિયા

કડિયાકામ કરનારા કડિયાઓ ગુજરાતના બધા ભાગમાં મળે

* બર્ડની મિરઆતે અહમદીમાં પૃ. ૧૦૮ ઉપર નોંધ છે કે દોલતાબાદ કે કાશ્મીરના કાગળો અમદાવાદના કાગળો જેટલા સફેદ કે સ્વચ્છ હોતા નથી.

× વેપારીઓ તેમના ચોપડા અમદાવાદી કાગળોના બાંધે છે, તે સિવાય આ કાગળો માટે હવે બીજી કોઇ માંગ જણાતી નથી. (ભાષાન્તર કર્તા)

છે તેઓ તે જ નામની હિન્દુ જ્ઞાતિમાથી મુસલમાન થયેલા છે ગુજરાતના ઉત્તર ભાગમા તેમની ઘરની બોલી ગુજરાતી અને દક્ષિણ ભાગમા ઉર્દુ હોય છે તેઓ ઉંચા મજબુત શ્યામ અને પ્રામાણિક હોય છે ઉત્તર ભાગમા તેઓ માથે વાળ રાખે છે અને દક્ષિણ ભાગમા માથે હજામત કરાવે છે બધા લાબી દાઢી રાખે છે ઉત્તર ગુજરાતમા પુરૂષો મુસલમાની પાઘડી જુવાન માણસો રાતી અથવા કીરમજી અને વૃદ્ધ માણસો સફેદ રગની, હિન્દુ ઢબનો કોટ ધોતી અને જોડા પહેરે છે દક્ષિણ ગુજરાતમા તેઓ પહોળા પટ્ટાની ગોળ, સાધારણ રીતે રગીન પાઘડી હિન્દુ ઘાટનો કોટ અને ઉંચી ઢીલી મુસલમાની ઘાટની સુરવાળ અને જોડા પહેરે છે તેઓ કડિયા કામ કરે છે ઉત્તર ભાગમા તેમની સ્ત્રીઓ હિન્દુ સ્ત્રીઓ જેવો અને દક્ષિણ મા મુસલમાન સ્ત્રીઓ જેવો પોશાક પહેરે છે સુરતમા તેમણે ઓરડાઓની દિવાલો શણગારવાની કળા માટે નામ મેળવેલુ છે તેમની સ્ત્રીઓ ઘર કામ કરે છે તેઓ શાન્ત પ્રામાણિક મિતાહારી, મહેનતુ પણ કઇક કરકસર વિનાના હોય છે તેમની સ્ત્રીઓને જાહેરમા નીકળવાની છુટ હોય છે તેઓ ગરીબ હોય છે અને કરજમાથી મુક્ત હોતા નથી તેઓ મઝહબે સુન્ની છે તેમનામાના કેટલાક કુરઆને કરીમ પઢી જાણે છે અને લગભગ બધા જ નમાઝ પઢવાની મરજી રાખે છે તેઓ પીરાણાવાળા પીર ઇમામશાહના એક વશજના અનુયાયીઓ છે અને તે પીરઝાદાને તેઓ ઘણા કિંમત હોય છે તેમના રીત રિવાજોમા કઇ વિશિષ્ટતા નથી તેઓ માત્ર પોતાની કોમમા જ પરણે છે અને તેમના પીરઝાદાની સરપરસ્તી નીચે તેઓ ઈલાયદી કોમ તરીકે રહે છે તેઓ તેમના છોકરાને ગુજરાતી કે અગ્રેજી ભણાવતા નથી તેમનામાથી કોઇ ઉંચી પદવીએ ચઢેલા નથી

## કસાઇઓ

ગોશ્ત તૈયાર કરનાર કસાઇઓ ગુજરાતના બધા ભાગોમા મોટી સખ્યામા મળે છે તેમનામા બે વર્ગ છે ગાયનુ ગોશ્ત

તૈયાર કરનારા 'ગાય-કસાઇ' અને ઘેટાં બકરાનું ગોશ્ત તૈયાર કરનારા 'બક્કર-કસાઇ'. બન્ને વર્ગ પોતાને રજપૂત ઉત્પત્તિના માને છે. ગાય-કસાઈઓ બક્કર-કસાઇઓ સાથે લગ્ન વ્યવહાર રાખતા નથી. તેઓ ઉંચા, મજબુત બાંધાના અને સાધારણ વર્ણના, અને તેમની સ્ત્રીઓ રૂપાળી અને સારી મુખકળાવાળી હોય છે. તેઓ ખાવે પીવે એટલા પુષ્ટ હોય છે કે એક હિન્દુસ્તાની કહેવત છે કે 'કસાઇકી બેટી દસ બરસમેં બચ્ચા જનતી હય'. શહેરોમાં તેમની ઘરની બોલી ઉર્દુ અને ગામડાંમાં ગુજરાતી હોય છે. પુરૂષો સાધારણ પાઘડીઓ, કેટલાક કીમતી અને ભપકાદાર પાઘડીઓ, કોટ, ઉરેબ સુરવાળો અને જોડા પ્હેરે છે. શહેરોમાં તેમની સ્ત્રીઓ મુસલમાની અને ગામડાંમાં હિન્દુ પ્હેરવેશ પ્હેરે છે. ભઠિયારા માફક તેઓ ઘરેણાં પ્હેરવાના શોખીન હોય છે. મોટી ઉમરની સ્ત્રીઓ જાનવરોના હલકા અને નાના ભાગ વેચવામાં મદદ કરે છે. કરકસર સિવાય કસાઇઓમાં બીજા કોઈ સારા ગુણ હોવા નથી. કહેવત છે કે 'ના દેખા હો બાગ તો દેખ બિલાઇ, ના દેખા હો ઠગ તો દેખ કસાઇ' તેમની સ્ત્રીઓ ગાળો દેવામાં પારંગત હોવા માટે નામચીન છે. તેઓ સુખી સ્થિતિના છે, અને ઘણાખરા પૈસા બચાવી શકે છે. તેઓ મઝહબે સુન્ની છે. તેમનામાં પુરૂષો અને સ્ત્રીઓ બન્નેમાંથી થોડાં કુરઆને શરીફ પઢી જાણે છે અને નમાઝ પઢવાની કાળજી રાખે છે. તેમનામાં કોઈ અસાધારણ રીત રિવાજ હોતા નથી. તેઓ માત્ર પોતાની કોમમાં જ પરણે છે. તેમની જમાતનું બંધારણ સારૂં હોય છે અને તેનો પટેલ હોય છે. તેમની જમાતનું ફંડ હોય છે. તે તેઓ મસ્જિદો, મુસાફરો અને મિસ્કીનો માટે ખર્ચે છે. જુજ અપવાદ સિવાય તેઓ નિરક્ષર હોય છે. તેમનામાથી કોઇ ઉચ્ચ પદવીએ પ્હોંચ્યા નથી.

## ખરાદી

લક્કડ કામ કરનારા ખરાદીઓ આખા ગુજરાતમાં નાની સંખ્યામાં અને અમદાવાદમાં મોટી સંખ્યામાં મળે છે. અમદાવાદના

ખરાદીઓ તે જ નામની હિન્દુ જ્ઞાતિમાંથી મુસલમાન થયેલા કહેવાય છે. સુરત અને બીજાં સ્થળોએ તેઓ મિશ્ર વર્ગ હોય તેમ લાગે છે, તેઓ સરેરાશ કદના અને સામાન્ય વર્ણના હોય છે, અને તેમના દેખાવમાં કોઈ વિશિષ્ટતા નથી. તેમની સ્ત્રીઓ દેખાવડી હોવાનું કહેવાય છે. સ્ત્રી પુરૂષો બન્ને મુસલમાની પ્હેરવેશ પ્હેરે છે, તેઓ ધંધે ખરાદી હોય છે. તેમની સ્ત્રીઓ તેમને તે કામમાં મદદ કરતી નથી. તેઓ શાન્ત અને મિતાહારી હોય છે, પણ પ્રમાણિકતા કે કરકસર માટે તેમણે ઘણું સારૂં નામ મેળવેલું નથી. એક વર્ગ તરીકે તેઓ સુખી સ્થિતિના છે. તેઓ મઝહબે સુન્ની અને ધાર્મિક વૃત્તિવાળા છે અને ઘણાખરા કુરઆને કરીમ પઢી જાણે છે. તેમના રીત રિવાજો સાધારણ મુસલમાનોના જેવા જ હોય છે. તેઓ માત્ર પોતાની કોમમાં જ પરણે છે. તેમની જમાત હોય છે પણ તેમાં પટેલ હોતો નથી. તેઓ છોકરાંને ગુજરાતી કે અંગ્રેજી ભણાવતા નથી. તેમનામાંથી કોઇ ઉચ્ચ પદવીએ પ્હોંચ્યા નથી.

## ખાટકી

ચામડાં કેળવનારા ખાટકીઓ આખા ગુજરાતમાં સંખ્યાબંધ છે. તેમના બે વર્ગ છે · ખાટકીઓ અને ઢાલગરો (મૂળ, ઢાલ બનાવનારા) તેઓ કસાઇઓના જ વર્ગના છે અને તેમની સાથે લગ્ન વ્યવહાર રાખે છે. તેઓ કસાઇઓ જેવા સુખી સ્થિતિના નથી, પરંતુ દેખાવ, બોલી અને ચારિત્ર્યમા તેઓ કસાઇઓ જેવા જ હોય છે. તેઓ બકરા ઘેટાના ચામડાં કેળવે છે, અને ગામડાંમાં મટન (બકરાં ઘેટાંનું ગોસ્ત) વેચે છે. તેઓ ગામડાંમા ફરી ચામડાં ભેગાં કરે છે અને તેમને કેળવ્યા પછી તેઓ તે ચામડાં ચામડાંના મોટા વેપારીઓને વેચે છે. તેમની સ્ત્રીઓ ચામડાં કેળવવાના કામમાં તેમને મદદ કરે છે.

## લુહારો

લોખંડ કામ કરનારા લુહારો ગુજરાતના પશ્ચિમ ભાગમાં ઘોઘામાં અને કાઠિયાવાડમાં મળે છે, તેઓ સિન્ધમાંથી આવેલા છે પુરુષો કંઇક નીચા, નમળા બાંધાના અને શ્યામ હોય છે તેઓ માથાના વાળ સાધારણ લાંબા અને દાઢી ટુંકી પણ કંઇક ભરાવદાર રાખે છે સ્ત્રીઓ શ્યામ હોય છે ઘરમાં તેઓ ગુજરાતી બોલે છે પુરુષો મેમણો માફક માથે મુસલમાની પાઘડી, કોટ અને સુરવાળો પહેરે ▪ સ્ત્રીઓ હિન્દુ પહેરવેશ પહેરે છે, તેઓ છરીઓ, સુડીઓ, લોખંડના ઓજારો, ભાવના લોખંડના ફળ અને ખંજરો બનાવે છે, તેમની સ્ત્રીઓ ઘરકામ કરે છે તેઓ શાન્ત, મહેનતુ, કરકસરીઆ અને એકંદરે સુખી સ્થિતિના છે તેઓ મઝહબે સુન્ની છે કેટલાક કુરઆને મજીદ પઢી જાણે છે અને નમાઝ પઢવાની કાળજી રાખે છે તેમનામાં કોઇ ખાસ રીત રિવાજ નથી તેઓ બીજા મુસલમાનો સાથે લગ્ન સબંધ રાખે છે તેમનામાં જમાતનું બંધારણ કે પંચ નથી તેઓ છોકરાંને ગુજરાતી શીખવે છે પણ અંગ્રેજી શીખવતા નથી તેમનામાંથી કોઇ ઉચ્ચ પદવીએ પહોંચ્યા નથી

## મનીઆરો

હાથીદાંતની બંગડીઓ બનાવનારા મનીઆરો મુખ્યત્વે અમદાવાદમાં અને કાઠિયાવાડમાં, અને થોડા સુરત અને ભરૂચમાં મળે છે તેઓ હિન્દુઓમાંથી મુસલમાન થયેલા છે તેઓ ઘઉંવર્ણા અને દેખાવડા હોય છે કેટલાકની ઘરની બોલી ગુજરાતી અને બીજાની કચ્છી હોય છે પુરુષો મોટી ઢીલી પાઘડી કોટ અને ધોતી અથવા લીલી ઓવાળા સુતરાઉ કપડાની ઘણી ઢીલી સુરવાળો પહેરે છે ઉત્તર ગુજરાત અને કાઠિયાવાડમાં તેમની સ્ત્રીઓ હિન્દુ પહેરવેશ પહેરે છે તેઓ ગૌરાંગિ રંગથી વધારે સુંદર દેખાવા સાધારણ રીતે કાળી સાડીઓ

પ્હેરે છે. પુરૂષો ચુડીઓ અને હાથીદાંતની બીજી ચીજો બનાવે છે. સ્ત્રીઓ ઘરકામ કરે છે. પુરૂષો શાન્ત, મહેનતુ અને ત્રેવડવાળા હોય છે. તેઓ સુખી સ્થિતિના છે અને પૈસા બચાવી શકે છે.

તેઓ મઝહબે સુન્ની છે. તેમનામાંના કેટલાક કુરઆને મજીદ પઢી જાણે છે અને નમાઝ પઢવાની કાળજી રાખે છે. તેમના કોઇ પીરઝાદા નથી. પરંતુ તેઓ અમદાવાદના મશહૂર પીર હઝરત શાહ આલમ સાહેબ (રહ) ને માને છે. ઘાંચી સ્ત્રીઓ માફક મનીઆરોની સ્ત્રીઓ પણ લગ્નનાં ગીત ગાય છે અને મરણ પ્રસંગોએ રડે કુટે છે.

તેઓ માત્ર પોતાની કોમમાં જ પરણે છે. તેમની જુદી જમાત અને પટેલ હોય છે. તેમનામાંના થોડા જ છોકરાંને ગુજરાતી શીખવે છે અને કોઇ અંગ્રેજી શીખવતા નથી. * ગુજરાતના કેટલાક મનીઆરો મુંબઈમાં હાથીદાંતના વેપારમાં ઘણા શ્રીમંત થયેલા છે.

### મોમના

મોમના, ખરૂં જોતાં 'મોમિન' (ઇસ્લામમાં) ઇમાન લાવનારા, આખા ગુજરાતમાં સંખ્યાબંધ મળે છે. ઇસ્માઇલી સૈયદોના જે ખાનદાનમાં ઈ. સ. ૧૪૪૯ માં પીરાણા** વાળા પીર હઝરત ઈમામશાહ (રહ) સૌથી વધારે વિખ્યાત થયેલા છે, તે પીરોએ મોમનાઓને

* અમદાવાદના વતની અને સુરતની સરકારી હાઇસ્કુલના મરહૂમ હેડ માસ્તર (૧૯૨૬–૧૯૩૬) મી. નૂરમોહમ્મદ અબ્દુલ ખલીફ, બી. એ., એસ ટી સી ડી, આ કોમમાંથી હતા (ભાષાન્તર કર્તા)

** પીરાણા અમદાવાદથી અગ્નિ ખુણામાં ૧૦ માઇલ ઉપર છે. પીરાણામા જે રોઝાઓ છે, તેમની વિગતો અમદાવાદના Statistical Account માં પીરાણાના મથાળા નીચે આપેલી છે ત્યા મુખ્ય પાંચ રોઝાઓ છે ૧. હઝરત ઇમામશાહ (રહ)નો, તેમને મુખ્યત્વે

હિન્દુઓની ઘણી જ્ઞાતિઓમાંથી × ઇસ્લામમાં લાવી, શીઆ મઝહબમાં દાખલ કર્યા હતા.

તેઓ તેમનાં મુખ્ય મથકો ઉપરથી રાધનપુરી, ધાંધારી અથવા પાલનપુરી અને તેમના મુખ્ય પીરજાદાઓના નામ ઉપરથી મશાયખશાહી, નૂરશાહી અને મહમૂદશાહી કહેવાય છે, છતાં બધા જ ઇમામશાહી મુસલમાનો છે ખાનદેશના મતિયાઓ સાથે ગુજરાતના મોમનાઓએ પણ મત ના શતકના અંતમાં ઇ સ ૧૬૯૧માં, બંડ કર્યું હતું, અને તેમણે ભરૂચ શહેર સર કરી, થોડો સમય તે પોતાને કબજે રાખ્યું હતું જુઓ વૉટસનનો ગુજરાતનો ઇતિહાસ, પૃ ૮૨

---

હિન્દુઓ માનતા હોવાનું કહેવાય છે ૨ હઝરત બાવા મોહમ્મદશાહ (રહ)ને તેમને શેખ અથવા ખોખડાઓ માને છે, ૩ સુ ભાઇ'ને તેમને ભ્યારીઓ અને બીજા હિન્દુઓ માને છે, ૪ બાકરઅલી'ને તેમને મુખ્યત્વે હિન્દુઓ માને છે, અને ૫ હઝરત નૂરશાહ (રહ) ને તેઓ નૂરશાહી મોમનાના સીધા પીર છે

જેમના નામ ઉપરથી મશાયખશાહી મોમના કહેવાય છે, તે પીર હઝરત મશાયખ (રહ) અમદાવાદમાં અને મહમૂદશાહી મોમનાના પીર ઘોઘે । પામે ભડીઆદમાં દફન થયેલા છે

× તેમના મુસલમાન થવા સબંધે બે કથનીઓ છે પ્રથમ, એ વર્ષ વરસાદ વિનાના વિત્યા પછી પીર ઇમામશાહે વરસાદ વરસાવ્યો હતો તેથી ઘણા હિન્દુ એકતો મુસલમાન થયા હતા અને બીજી કે ઘણા હિન્દુ જાત્રાળુઓ પીરાણા થઇને કાશીવિશ્વનાથની જાત્રા માટે જતા હતા પીર ઇમામશાહે તેમને કાશી લઇ જવાનું માથે લીધું હતું તેઓ ખુશ થયા હતા પીરે આંખ મીચતામાં તેમને એ જાત્રાના પવિત્ર ધામમાં મુકી દીધા હતા તેમણે ત્યાં માનતાઓ કરી હતી અને ગંગાજીમાં સ્નાન કર્યું હતું પરંતુ તેમણે આંખો ખોલી ત્યારે તેઓ પીરાણામાં જ હતા

પુરૂષો કદમાં નીચા, કંઇક સ્થૂળ, ઘઉંવર્ણા અને સારી મુખ-કળાવાળા હોય છે. ઘણાખરા માથે હજામત કરાવે છે અને દાઢી રાખે છે; પરંતુ અમદાવાદી મોમનાઓ માથે હિન્દુઓ જેવી ચોટલી રાખે છે અને દાઢી રાખતા નથી. સ્ત્રીઓ સારા બાંધાની, ઘઉંવર્ણી અને સારી મુખકળાવાળી હોય છે. અમદાવાદી મોમના વાણીઆશાહી પાઘડી પ્હેરે છે અને પ્હેરવેશની દરેક બાબતમાં તેઓ હિન્દુઓની નકલ કરે છે. બીજા મોમનાઓ ત્રણ ખુણાની મુસલમાની પાઘડી અને કોટ અને હિન્દુઓની ધોતી અથવા એટલી ઢીલી સુરવાળો પ્હેરે છે કે તેમને 'ઘાઘરીઆ' વ્હોરાઓ+ કહેવામાં આવે છે. સુન્નતના મોમનાઓની જુજ સ્ત્રીઓ સિવાય બીજા મોમનાઓની સ્ત્રીઓ હિન્દુ પ્હેરવેશ પ્હેરે છે. લગભગ બધા જ ગોશત ખાય છે, પરંતુ તેઓ કપડાં વણવાનો ધંધો કરતા હોવાથી, અને તે કારણે તેમને હિન્દુઓ સાથે સંસર્ગ હોવાથી, તેમની લાગણીઓ નહિં દુઃખાવવાના હેતુથી, તેઓ તેમના નાતવરાઓમાં ગોશત વાપરતા નથી.

પુરૂષો રેશમી અથવા સુતરાઉ કપડા વણે છે, રંગે છે, વેચે છે અથવા ખેતી કરે છે. ખેડા અને ઉત્તર ગુજરાતના બીજા ભાગોમા આ વણકર મોમનાઓમાંથી ઘણા એક વખત ખેતી કરતા હતા. તેમની સ્ત્રીઓ કપડાં વણે છે અને સુતર તૈયાર કરે છે. તેઓ ઝાઝા પ્રમાણિક કે સત્યવક્તા હોતા નથી; પરંતુ મહેનતુ, મિતાહારી, સુઘડ અને કંજુસ કહી શકાય એટલી હદ સુધીના કરકસરીઆ હોય છે. તેમની સ્ત્રીઓ જાહેરમાં નીકળે છે.

મોમના મઝહબે શીઆ છે. અમદાવાદી મોમના સિવાય બીજા મોમના કુતુબુદ્દીનનુ ગુજરાતી કુરઆન પઢે છે; અને ઇબાદતમા તેમના પીરના નામની તસ્બીહ્ પઢે છે. અમદાવાદી મોમનાઓ કુરઆને શરીફને

+ અહીં 'વ્હોરા' ઉપનામ અશસ્ત્ર હિન્દુ જ્ઞાતિઓમાથી થયેલા મુસલમાનોના અર્થમાં વપરાયલું લાગે છે. જુઓ પૃ. ૬૮-૫ટનોટ.

ઉત્તર ગુજરાતમાં મુલતાની પઠાણો અથવા સાદા મુલતાનીઓ છે, જેઓ તેમના નામને છેડે 'ખાન'નો લકબ ઉમેરે છે. તેઓ લશ્કરી સિપાહીઓ, દ ફુઓ અથવા ૫ ચુ ણુ નોકરો હોય છે. તેમના શરીર અને ચહેરો ભારે હોય છે તે ઉપરથી તેમની ઉત્તર હિન્દુસ્તાનની ઉત્પત્તિની સાબિતી મળે છે. બનતા સુધી તેઓ પોતાની કોમમાં જ પરણે છે. તેઓ કહે છે કે તેઓ મૂળ મુલતાનથી આવેલા હતા.

ઉત્તર ગુજરાતના મુલતાનીઓ ઉર્દૂ બોલે છે. પુરુષો મધ્યમ વર્ગના મુસલમાનો જેવો પહેરવેશ અને સ્ત્રીઓ સાડી, ચણિયા પહેરે છે. તેમની માતૃભાષા ઉર્દૂ છે, પણ તે તેઓ ખાસ લઢણ (accent)થી બોલે છે. પુરુષો એકવડા બાંધાના, તેમાંના ઘણા કમરમાંથી જરા વાંકા વળેલા અને શ્યામવર્ણા અથવા રતુમડા, ઝયતુનના રંગના પણ સારી મુખાકૃતિવાળા હોય છે, તેમની સ્ત્રીઓ પાતળી અને ઘઉંવર્ણી હોય છે.

તેમના મકાનો નાના અને ફક્ત એક માળના, હમેશાં આગળ પ્રવેશવાળા હોય છે. તે પ્રવેશોમાં સ્ત્રીઓ અને પુરુષો સાથે બેસી કામ કરે છે. ઘરમાં રાચરચીલામાં કંઈ જ હોતું નથી, ફક્ત એક પથારી કે ખાટલો, કેટલીક ચટાઈઓ અને સ્ટુલો (stools) અને થોડાં રાંધવાનાં વાસણો હોય છે. તેમના ખોરાકમાં કોઈ વિશિષ્ટતા હોતી નથી. પુરુષો મુસલમાનોના ઉતરતા વર્ગો જેવો પોશાક પહેરે છે. તેમની સ્ત્રીઓ રાતો, ગુલાબી 'દુપટ્ટો' (ઓઢણી), નાની 'પીશવાઝ'* અને ઇજાર પહેરે છે. તેઓ કોઈ ખાસ દાગીના પહેરતા નથી.

---

*આ સ્ત્રીઓ જે પીશવાઝો પહેરે છે તે બીજી મુસલમાન સ્ત્રીઓની પીશવાઝો કરતાં કેટલીક બાબતોમાં જુદા પ્રકારની હોય છે. તેમાં પૂરતી સંખ્યામાં કળીઓ કે પ્લેટો હોતી નથી. અને તેઓ ચોળીઓ પહેરતા નથી, તેથી આ પીશવાઝો ચોળીઓની પણ ગરજ સારે તેવી રીતે તે સીવવામાં આવેલી હોય છે.

તેમની સ્ત્રીઓ ધણીઓના મરણ પછી બીજી મુસલમાન વિધવાઓ માફક તેમની બંગડીઓ ભાગી નાખે છે, પરંતુ તેમનાથી વિરૂદ્ધ રીતે તેઓ માથે રાતા ઓઢણા ઓઢવાનાં ચાલુ રાખે છે.

તેઓ મહેનતુ અને કરકસરીઆ હોય છે, પરંતુ પ્રમાણિકતા માટે તેમણે સારૂ નામ મેળવેલુ નથી. તેમનામાંના ઘણાખરા ચામડાંનું કામ કરે છે. બુટ બનાવવામા, સાધારણ સીવણ પદ્ધતિ વિરૂદ્ધ, તેઓ પ્રથમ ચામડાની ઉંધી બાજુ સીવે છે, અને પછી તેને ઉલટાવી નાખે છે ખાસ કરીને સ્ત્રી વર્ગમા તેમના સીવેલા જોડાઓની ઘણી માંગ હોય છે. તેઓ ગરીબ હોય છે, છતા તેમનામાંના થોડા જ દેવાદાર હોય છે.

તેઓ મઝહબે સુન્ની હોય છે, પરંતુ ઇસ્લામ માટે લાપરવા હોય છે. તેમના કોઇ ખાસ રીત રિવાજો કે મઝહબી અકીદાઓ નથી. મુસલમાનોમા તેમનુ સ્થાન ઉતરતુ છે. તેઓ નિરાળી કોમ છે અને માત્ર પોતાની કોમમા જ પરણે છે. તેમનામા જમાતનુ બંધારણ નથી, તેમ નાત પટેલ પણ હોતો નથી. તેમનામા ભાગ્યે જ કોઈ લખી વાચી જાણે છે, અને તેમનામાથી ઘણા થોડા છોકરાને નિશાળે મોકલે છે.

## નાળબંધ

ઘોડાના નાળ જડનાર નાળબંધ બધા જીલ્લાઓમા મળે છે પુરૂષો ઘોડાના નાળ જડે છે અને સ્ત્રીઓ રૂ કાતે છે. તેઓ બીજા મુસલમાનો સાથે લગ્ન વ્યવહાર રાખે છે અને તેમનો દેખાવ, બોલી અને પ્હેરવેશ બીજા મુસલમાનો જેવા જ હોય છે તેમની જમાતનું જુદું બંધારણ હોતુ નથી, તેમ તેમનામા નાત પટેલ હોતો નથી. તેઓ કરકસરીઆ અને સુખી સ્થિતિના હોય છે, પરંતુ સ્વચ્છતા, પ્રમાણિકતા કે મિતાહાર માટે તેમણે ઘણુ સારૂ નામ મેળવેલુ હોતુ

કહેવાય છે. મારવાડી સલાટો-મારવાડ અને ગુજરાત વચ્ચે આવજા કર્યા કરે છે, તે સિવાય તેમનામાં કોઈ પેટા વિભાગ નથી. તેઓ મજબુત અને માંસાળા હોય છે, અને તેમના દેખાવમાં કોઇ વિશિષ્ટતા હોતી નથી.

ધંધે પત્થર ઘડનાર હોવા છતાં, તેમનામાં કેટલાક કુશળ કોતરકામ કરનારા હોય છે, એટલે સુધી કે તેઓ પ્રાચીન, નાજુકમાં નાજુક શીલ્પકામ અને કોતરકામ મૂળ જેવું કરી આપી શકે છે.

તેઓ ઉર્દુ બોલે છે, અને સ્ત્રી પુરૂષો બન્ને મુસલમાની પ્હેરવેશ પ્હેરે છે. સ્ત્રીઓ પુરૂષોને તેમના કામમાં મદદ કરતી નથી. તેઓ શાન્ત અને મહેનતુ હોય છે, પરંતુ ખાસ મિતાહારી હોતા નથી અને કંઇક કરકસર વિનાના હોય છે. એક કોમ તરીકે તેઓ કંઇક ખરાબ સ્થિતિમા છે. તેમના રીત રિવાજો સામાન્ય મુસલમાનોના રિવાજો જેવા જ છે, તેઓ નામના સુન્ની હોય છે, પરંતુ ધાર્મિક વૃત્તિવાળા હોતા નથી. તેમનામાથી થોડાક કુરઆને શરીફ પઢી જાણે છે. તેઓ બીજા મુસલમાનો સાથે પરણે છે. પરંતુ તેમની જમાતનું જુદું બંધારણ હોય છે અને તેમાં પટેલ હોય છે. તેઓ તેમનાં છોકરાંને ભણાવતા નથી. તેમનામાંથી કોઇ ઉચ્ચ પદવીએ ચઢયા નથી.

## સોની

સોનું ઘડનાર સોનીઓ કચ્છ, કાઠિયાવાડ અને અમદાવાદમાં નાની સંખ્યામાં મળે છે. તેઓ એ જ નામની હિન્દુ જ્ઞાતિમાંથી મુસલમાન થયેલા છે. પુરૂષો ઘઉંવર્ણા અને સ્ત્રીઓ રૂપાળી હોય છે. તેઓ ઉર્દુ બોલે છે. પુરૂષો ત્રણ ખુણાની પાઘડી, અંગરખાં અને ઉંચી સુરવાળો પ્હેરે છે. સ્ત્રીઓ હિન્દુ પ્હેરવેશ પ્હેરે છે.

તેઓ બધા સોના ચાંદીનું કામ કરે છે, પરંતુ તેમાં હલકી ધાતુઓ ભેળવવા માટે તેમણે બદનામ મેળવેલું છે. તેમની સ્ત્રીઓ પુરુષોને તેમના કામમાં સહાય કરે છે, પરંતુ તેમની પુત્રીઓને તેઓ કયાં પરણાવશે, તે તેઓ જાણતા નહિં હોવાથી, તેઓ તેમની સ્ત્રીઓને તેમનો હુન્નર શીખવતા નથી.

તેઓ મહેનતુ અને મિતાહારી હોય છે, પણ ઝાઝી ત્રેવડવાળા હોતા નથી, એક વર્ગ તરીકે તેઓ સુખી સ્થિતિમાં છે.

મઝહબે સુન્ની હોઇ, કેટલાક કુરઆને શરીફ પઢી જાણે છે અને નમાઝ પઢવાની કાળજી રાખે છે. તેઓ હઝરત પીરાનપીર (રહ.)-ની ઔલાદના સૈયદ પીરઝાદાઓના મુરીદો હોય છે. મરણ પ્રસંગોએ તેમની સ્ત્રીઓ રડે કુટે છે. તે સિવાય તેમનામાં કોઇ ખાસ રીત રિવાજો નથી. તેમની જમાતનું જુદું બંધારણ નથી, તેમ તેમનામાં નાત પટેલ હોતો નથી. તેઓ તેમનાં છોકરાંને ગુજરાતી શીખવે છે, પરંતુ અંગ્રેજી શીખવતા નથી. તેમનામાંથી કોઇ ઉચ્ચ પદવીએ પહોંચ્યા નથી.

## તાઈ

રેશમી કપડાં વણનાર તાઇ ગુજરાતના બધા ભાગોમાં મળે છે. તુર્કસ્તાન અને અરબસ્તાન વચ્ચે આવેલા તાઇ નામના ગામના નામ ઉપરથી તેઓ પોતાની કોમનું નામ પડયુ હોવાનુ કહે છે. હઝરત ઇદરીસ (અલ.) પેગમ્બર સાહેબે તેમને વણતા અને સીવતાં શીખવ્યાનો તેમનો દાવો છે. ઈસ્લામના હઝરત પેગમ્બર સાહેબ (સલ.)ના જન્મ પહેલાં તરત જ થઇ ગયેલા અને જેમનુ નામ અરબસ્તાનમાં ઉદારતા માટે કહેવત રૂપ થઇ ગયેલું છે, તે મશ્હૂર હાતિમ તાઇની ઔલાદમાંથી તેઓ હોવાનું કહે છે.

ગુજરાતમાં તેઓ મિશ્ર વર્ગ છે. તેમનામાંના કેટલાક આશરે હજારેક વરસ ઉપર સિન્ધથી આવેલા પરદેશીઓ છે અને બીજા

ગુજરાતી હિન્દુઓમાંથી મુસલમાન થયેલા છે. તેઓ મધ્યમ કદના, નબળા બાંધાના, ખુલતા વર્ણના અને ઠીક મુખકળાવાળા હોય છે. તેઓ દાઢી રાખે છે અને માથે હજામત કરાવે છે, અને બીજા ઉતરતા વર્ગના મુસલમાનોથી ભાગ્યે જ જુદા પાડી શકાય તેવા હોય છે. તેમની સ્ત્રીઓ દેખાવડી અને ધાટીલી હોય છે. ઘરમાં કેટલાક ઉર્દુ અને કેટલાક ગુજરાતી બોલે છે. પુરૂષો તંગ સુરવાળો પ્હેરે છે, તે સિવાય તેમના પ્હેરવેશમાં કોઈ વિશિષ્ટતા નથી, સુરત જીલ્લાના વલસાડના તાઇ લોકો પોતે અરબ ઓલાદના હોવાનો દાવો કરે છે, અને કાયસ્થના જેવી પાઘડી, અંગરખાં, મોમનાઓ જેવી સુરવાળો અને જોડા પ્હેરે છે. મોટાં શહેરોમાં તેમની સ્ત્રીઓ મુસલમાની અને ગામડાંમા હિન્દુ પ્હેરવેશ પ્હેરે છે. વલસાડમાં કેટલાંક કુટુંબો શણનો અને નાખ્યાં પીરવાનો ધંધો કરે છે, તે સિવાય બાકીના બધા સુતરાઉ સાડીઓ અને પાઘડીઓ વણે છે. તેઓ શાન્ત, પ્રમાણિક, મહેનતુ અને સ્થિરતાથી કામ કરનારા હોય છે. પરંતુ તેમના કામનું મહેનતાણું ઓછું મળે છે, તેથી તેમનામાંના ઘણાખરા ગરીબ હોય છે.

તેઓ મઝહબે સુન્ની છે અને ખાસ કરીને અમલદાર અને સુન્નતમા તેઓ ઇસ્લામના પાબંદ હોય છે અને પાંચે વખતની નમાઝ મસ્જિદોમાં પઢે છે. તેમના રીત રિવાજ સામાન્ય મુસલમાનોના રિવાજો જેવા હોય છે. તેઓ પોતાની કોમમાં જ પરણે છે. તેમની જમાતનું જુદું બંધારણ હોય છે અને તેમાં તેમનો પોતાનો પટેલ હોય છે. કેટલાક તેમનાં છોકરાંને મુલ્લાં પાસે કુરઆને શરીફ પઢવા મોકલે છે. પરંતુ એક વર્ગ તરીકે તેઓ નિરક્ષર છે.

## વિભાગ ૫

### નોકરીઓ કરનારા

નોકરીઓ કરનારી અગિયાર કોમો છેઃ- ૧. બહુરૂપીઆ, ૨. ભાંડ, ૩. ભટી, ૪. ભવૈયા, ૫. ગંધ્રપ, ૬. કમાલીઆ, ૭. મદારી, ૮. મીર અથવા મીગમી, અને ૯. ગાનાર વગાડનાર તાંસચી. તે ઉપરાંત, ૧૦. લશ્કરી નોકરીઓ અને ચોકીદારોનું કામ કરનાર સિપાહીઓ અને ૧૧. ખાનગી કુટુંબોમાં નોકરીઓ કરનારા તુર્કી હજામો છે.

### બહુરૂપીઆ

ઘણાં સ્વાંગ ધારણ કરનારા બહુરૂપીઆ નાટક કરનારી આઠ કોમોમાંથી એક છે. તેઓ આખા ગુજરાતમાં નાની સંખ્યામાં મળે છે. તેઓ મિશ્ર વર્ગ છે. ઘરમાં તેઓ હિન્દુસ્તાની બોલે છે, અને નાટક કરતા હોય તે સિવાય, તેઓ સાધારણ મુસલમાનોનો પહેરવેશ પહેરે છે. તેઓ ગારૂડી વાણી બોલે છે (are ventriloquists); અર્થાત, તેઓ પોતે બોલતા હોય છતાં આપણને એમ લાગે કે કોઈ બીજો બોલે છે; અથવા, તેઓ પાસેથી બોલતા હોય અને આપણને એમ લાગે કે કોઇ દૂરથી બોલે છે. તેઓ મ્હોકળા એવી રીતે સજે છે કે તેમના મ્હોનો એક તરફનો ભાગ પુરૂષ જેવો અને બીજી તરફનો ભાગ સ્ત્રી જેવો લાગે છે; અને તેમની ગરદન તેઓ એટલી ત્વરાથી ફેરવી શકે છે કે તેઓ એક માણસ હોવા છતાં બે માણસ હોય એમ આપણને લાગે છે. તેમની સ્ત્રીઓ આ પ્રમાણે સોંગ સજતી નથી, પરંતુ ઘરકામ કરે છે પુરૂષો સ્વચ્છ, પ્રમાણિક, કુશળ અને ધાર્મિક વૃત્તિવાળા, પરંતુ કંઇક સુસ્ત અને કરકસર વિનાના હોય છે. તેમની સ્ત્રીઓ જાહેરમા નીકળતી નથી. તેઓ ગરીબ હોય છે, છતાં કરજદાર હોતા નથી. મઝહબે સુન્ની, તેમનામાથી થોડા કુરઆનને શરીફ પઢી જાણે છે અને નમાઝ પઢવાની કાળજી રાખે છે. તેઓ પીરઝાદાઓને

અનુસરે છે તેઓ ભિન્ન કોમ તરીકે રહેતા નથી અને તેમનામાં કોઇ નાત પંચ હોતો નથી

## ભાંડ

મશ્કરા ભાંડ બધી જ કોમોમાંથી હોય છે પરંતુ મુખ્યત્વે વાયવ્ય પ્રાન્તોમાંથી નવા આવનારા ગુજરાતના બધા મોટા શહેરોમાં મળે છે તેમના દેખાવમાં ઘણો ફેર હોય છે તેઓ ઉર્દુ બોલે છે અને સાધારણ મુસલમાનોનો પહેરવેશ પહેરે છે તેઓ ગાય છે, નાચે છે અને નાટકો કરે છે તેમ કરવા માટે તેઓ આશરે દશ દશના તાયફા—ટોળીઓ થઇને જાય છે દરેક તાયફાનો આગેવાન 'જમાદાર' કહેવાય છે અને દરેક તાયફામાં અકેક મશ્કરો હોય છે તેઓ નાટકો ભજવતા નથી, પરંતુ વાર્તાઓ અને સમાજ ઉપર મર્માળા અને વિચિત્ર અને તેટલા જ અસભ્ય કટાક્ષ વચનો કહે છે બે વાર્તાઓના વચલા ગાળામાં મશ્કરો ચાળા કરે છે અને 'જમાદાર' ગાય છે અથવા નાચે છે, કેટલીક વખત ઘણી પ્રવીણતાથી તેમ કરે છે, અને તે વખતે તેમના તાયફાના બીજા માણસો તબલા સારંગી વગાડે છે જ્યારે જમાદાર નાચ કરે છે ત્યારે તે 'ઓઢણું' ઓઢે છે પોતાના પુરૂષના કપડા ઉપર ઔરતની 'પીશવાઝ' પહેરે છે અને પગે ઘુઘરા બાંધે છે તેમની ભવાઈ માટે તેમને રૂા ૧૫ થી રૂા ૧૦૦ સુધી મળે છે તેમાંથી અર્ધો હિસ્સો તેમના જમાદારને મળે છે અને બાકીનો અર્ધો હિસ્સો તાયફાના બીજા માણસો વહેંચી લે છે તેઓ એદી અને રમત ગમતના શોખીન હોય છે અને પ્રમાણિક કે મિતાહારી હોતા નથી તેમનામાં કેટલાક સુન્ની અને બીજા શીઆ હોય છે તેઓ સાધારણ ધાર્મિક વૃત્તિવાળા હોય છે અને તેમનામાંથી જુજ માણસો કુરાનને શરીફ પઢી જાણે છે તેમનામાં કોઇ ખાસ રીત રિવાજ નથી તેમના 'તાયફા' હોય છે તે સિવાય તેઓ છવાયદી કોમ નથી તેઓ છોકરાંને ઉર્દુ પઢાવે છે તેમનામાંથી જુજ માણસો ફારસી અને અરબી સારૂ પઢેલા હોય છે

## ભટ્ટી

ભટ્ટીઓ મૂળ રજપૂતો છે. સુલતાન મહમુદ ગઝનવી (ઇ. સ. ૧૦૦૧-૧૦૩૦) એ કરેલી એક ચઢાઇમાં તેમને મુસલમાન કરી, દિલ્હી અને સતલજ નદી વચ્ચેના ભટીન્ડા નામના ગામમાં તેમને વસાવ્યા હતા. ગુજરાતના ભટ્ટીઓ બીજા મુસલમાનો સાથે આંતરલગ્ન સંબંધથી એટલા મિશ્રિત થઈ ગયેલા છે કે તેમનામાં મુખમુદ્રા, પ્હેરવેશ, રીત રિવાજ કે ચારીત્ર્યની કોઇ વિશિષ્ટતા રહેલી નથી. તેઓ ઉત્તર ગુજરાતમાં પટાવાળા અથવા ગામડાંમાં પસાયતાની નોકરીઓ કરે છે.

## ભવૈયા

ફરતા રહી ભવાઇ કરનારા ભવૈયા આખા ગુજરાતમાં મળે છે. તેઓ તે જ નામની હિન્દુ જ્ઞાતિમાંથી મુસલમાન થયેલા છે. પુરૂષો સાધારણ કદના અને શ્યામ હોય છે. તેઓ દાઢી મુંછ મુંડાવે છે, પણ માથાના વાળ વધારે છે. તેમની સ્ત્રીઓ સુન્દર હોય છે. તેઓ ઉર્દુ બોલે છે. ખાનગી જીવનમાં તેઓ મુસલમાની પ્હેરવેશ પ્હેરે છે. અને જ્યારે તેઓ ભવાઈ કરતા હોય છે ત્યારે તેઓ મુસલમાન સ્ત્રીઓ કે પુરૂષો જેવો પ્હેરવેશ પ્હેરે છે. સ્ત્રીઓ મુસલમાની પ્હેરવેશ પહેરે છે. પુરૂષો પુરૂષ વર્ગ સમક્ષ નાચે છે અને ભવાઇ કરે છે; તેમની સ્ત્રીઓ સ્ત્રી વર્ગ સમક્ષ ગાય છે. સ્ત્રી પુરૂષો બન્ને વ્યભિચારી જીવન ગાળે છે. એક કોમ તરીકે તેઓ ગરીબ છે અને કેટલાક દેવાદાર હોય છે. કોઇ કુટુંબમાં પુત્ર જન્મ્યો હોય છે ત્યાં તેઓ જાય છે અને બક્ષિશ માગે છે. મઝહબે સુન્ની, તેમનામાંના થોડા કુટુંબોને શરીફ પદી જાણે છે કે નમાઝ માટે કાળજી રાખતા હોય છે. તેમનામાંના થોડાને પીરઝાદા હોય છે. તેમનામાં કોઇ ખાસ રીત રિવાજ નથી. તેઓ પોતાની કોમમાં જ પરણે છે. તેમની જમાતનું બંધારણ હોય છે પણ તેમાં પટેલ હોતો નથી. તેમનામાંના ઘણા થોડા તેમનાં છોકરાંને ભણાવે છે; અને તેમનામાંથી કોઇ ભવૈયાથી વધારે ઉચ્ચ સ્થિતિએ પ્હોંચ્યા નથી.

## ગંધ્રપ

ગાનારા ગંધ્રપો આખા ગુજરાતમાં મળે છે. તેઓ તે જ નામની હિન્દુ જ્ઞાતિમાંથી મુસલમાન થયેલા છે. પુરુષો મધ્યમ કદના, મજબુત બાંધાના, ઘઉંવર્ણા અને સારી મુખકળાવાળા અને સ્ત્રીઓ સુન્દર હોય છે. તેઓ ગુજરાતી બોલે છે. પુરુષો ત્રણ ખુણાની પાઘડી, હલકા કપડાનો કોટ અને ઉંચી, તંગ સુરવાળો પ્હેરે છે; સ્ત્રીઓ સાડીઓ અને ચણિયા પ્હેરે છે.

સુકી મોસમોમાં તેઓ ગામડે ગામડે ફરે છે અને ચોમાસામાં તેઓ ગુજરાતના વાથ્ય ભાગમાં તેમનાં ગામોમાં જાય છે અને ત્યાં ખેતી કરે છે. તેઓ છથી દશની ટોળીઓમાં મુસાફરી કરે છે. તેમની છોકરીઓ ગાય છે અને નાચે છે. તે વખતે તે ટોળીના પુરુષો તબલા સારંગી વગાડે છે. તેમની સ્ત્રીઓ જાહેરમાં ગાતી નાચતી નથી. એક કોમ તરીકે તેઓ સુખી સ્થિતિમાં છે અને કેટલાક પૈસા બચાવી શકે છે.

તેઓ મઝહબે સુન્ની હોય છે, તેમનામાંના જુજ માણુસો કુરઆને શરીફ પઢી જાણે છે અને નમાઝ પઢવાની કાળજી રાખે છે. તેમને પીરઝાદા હોય છે.

તેમની છોકરીઓ ધંધાદારી તવાયફ અને વેશ્યાઓ થાય છે, તેથી પુરુષો તેમની પોતાની કોમમાં કદી પરણતા નથી. તેઓ ગરીબ મુસલમાનોમાંથી અને કેટલાક વખત કોળીઓમાંથી સ્ત્રીઓ પરણે છે. તેવે પ્રસંગે તેઓ તે સ્ત્રીઓનાં મા બાપને રૂ. ૫ થી ૧૦ આપે છે. ગંધ્રપ માબાપો તેમની પુત્રીઓની કમાણી ઉપર જીવે છે.

તેમની જમાતનું બંધારણ હોય છે અને તેમાં પટેલ હોય છે. તેઓ સાધારણ રીતે ચોમાસામાં ધમ પ્રસંગોએ ભેગા થાય છે. તેઓ છોકરાંને ભણાવતા નથી. તેમની હાલત સુધરવાની કોઇ નિશાની જણાતી નથી.

## કમાલીઆ

પૂર્ણતાએ પ્હોંચેલા કમાલીઆ બહુચરાજીના પૂજારી કનોજીયા બ્રાહ્મણોમાંથી છે. તેમને દિલ્હીના શહેનશાહ અલાઉદીન ખીલજીએ ઇ. સ. ૧૨૯૭માં મુસલમાન બનાવ્યા હતા. જ્યારે તેઓ ઇસ્લામમાં દાખલ થયા ત્યારે તેમના મુખીને 'કમાલ'-સંપૂર્ણનો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો, તે ઉપરથી તેમની કોમનું નામ 'કમાલીયા' પડેલું છે. જ્યારે તેઓ બહુચરાજી જાય છે ત્યારે તેઓ તે દેવીના નામથી ભીખ માગે છે. તેઓ સુન્નત કરાવતા નથી. તેઓ મૈયતની છાતી ઉપર ડામ દે છે અને તેને દફન કરે છે, તે સિવાય તેમની બીજી ક્રિયાઓ હિન્દુઓની હોય છે. તેમનામાંના કેટલાક પરણેલા હોવાનું કહેવાય છે અને તેમને છોકરાં હોય છે; પરંતુ બીજાઓ હિજડા તરીકે ગુજરાન કરે છે.

કમાલીઆ માટે મિરઆતે અહમદીની ફારસી આવૃત્તિના પુ. ૨ ના પૃ. ૯૮ ઉપર કહેલું છે કે અમદાવાદથી ઉત્તરે ચાળીસ માઇલ ઉપર ચુણુવાલ પરગણામાં, પાટણ તાબે સંખનપુર ગામમાં, તેમનું એક મંદિર છે. તેમાં મૂર્તિ નથી, પણ પશ્ચિમ તરફની દિવાલમાં એક બારી અથવા મેહરાબ છે. તેને તેઓ ભવાની માતાના એક નામ બહુચરાના નામથી ઓળખે છે. આ મેહરાબ માટે ઘણી કથનીઓ કહેવાય છે, તે એટલી બધી લાંબી છે કે તે અહીં વર્ણવી શકાય તેમ નથી. આ મંદિર માટે સૌથી વધારે આશ્ચર્યકારક ઘટના તો ત્યાંના પૂજારીઓની છે. તેમના બે વર્ગ છે: પાવૈયા અને કમાલીઆ. પાવૈયા એટલે જે હિજડાઓએ સ્ત્રીઓનો પ્હેરવેશ અને તેમની રીતભાત અંગિકાર કરેલી હોય છે તે. કમાલીઆ લશ્કરી માણસો હોય છે. તેઓ બહુચરા માતાનું ત્રિશુળનું નિશાન રાખે છે.

બન્ને વર્ગ નામના મુસલમાન હોય છે;. પરંતુ તેમના ઇસ્લામ કરતાં બેવફાઇ વધારે સારી હોય છે. આ તરફના ડાકુ અને લુંટારા રજપૂતો અને કોળીઓ આ લોકોને એટલુ બધું માન

આપે [redacted] કે કોઈ જાન કે સંઘ સાથે તેઓ વળાવા તરીકે હોય છે તો તેઓ તેને લુંટતા નથી. કુકડો અને મોર આ દેવીનાં વાહન હોવાથી, તેના મંદિરમાં આ પક્ષિઓ ભેટ મુકવામાં આવે છે; અને ત્યાં આ પક્ષિઓને કોઇ કંઇ ઈજા કરી શકતા નથી. બહુચરા દેવીના મંદિરમાં પાડાઓનો ભોગ આપવામાં આવે છે અને પૂજારીઓ તે ભોગના રક્તથી પોતાને લલાટે તિલક કરે છે. ઘણા યાત્રાળુઓ આ મંદિરની માનતા માને છે, અને તેમની ઇચ્છાઓ પૂર્ણ થતા સુધી તેઓ ત્યાં ઉપવાસ કરે છે. આ મંદિરમાં આવી માનતાઓને પરિણામે ઘણા આંધળા માણસો ફરી દેખતા થયેલા છે. બીજા કેટલાક કોઈ મુગદ્દ બર આવવા, અથવા દાખલા તરીકે ઘોડો મેળવવા, પ્રાર્થના કરે છે અથવા માનતા માને છે તો તેમને તે વસ્તુ મેળવવા અમુક વ્યક્તિ પાસે જવા સ્વપ્નમાં સૂચના કરવામાં આવે છે. જેની પાસે આવી માનતા માનનારને જવાનું કહેવામાં આવે છે તેને પણ એ જ પ્રકારનું સ્વપ્ન આપી તે માગનારને ઓળખવાની નિશાની તેને આપવામાં આવે છે અને તેને શું આપવાનુ છે તે પે તેને તે સ્વપ્નમાં જણાવવામાં આવે છે.

## મદારી

પીર શાહ મદારના અનુયાયીઓ મદારીઓને 'બાજીગર' એટલે રમત ગમત અથવા હાથ ચાલાકીના ખેલ કરનાર પણ કહેવામાં આવે છે. તેઓ આખા ગુજરાતમાં અને માળવામાં બબ્બે ત્રણ ત્રણ કુટુંબોની ટોળીઓમાં ફરતા રહી તેમના ખેલ કરે છે. તેઓ હિન્દુ નટ લોકોમાંથી મુસલમાન થયેલા છે. પુરુષો મધ્યમ કદના, મજબુત બાંધાના, શ્યામ અને સારી મુખકળાવાળા હોય છે. તેમની સ્ત્રીઓ સુન્દર પણ ઘણી શ્યામ હોય છે. તેઓ ઉર્દુ અને તેમની પોતાની ખાસ બોલી બોલે છે. તેમનામાં સ્ત્રી પુરુષો બન્ને હિન્દુ પહેરવેશ પહેરે છે. પુરુષો ફેંટા, બંડીઓ અને ધોતીઓ અને સ્ત્રીઓ નાનાં ઓઢણા, તંગ ચોળીઓ અને ઘેરવાળા

ચણિયા પ્હેરે છે. પુરુષો સાપ રમાડે છે, દોરડાં પર નાચે છે અને હાથ ચાલાકીના ખેલ કરે છે. સ્ત્રીઓ તેમના પુરુષ વર્ગ સાથે ઉપર કરેલા ખેલ કરતી નથી, પરંતુ સ્ત્રીઓ સમક્ષ ગાય છે અને કેટલાક વખત વેશ્યાઓ તરીકે વર્તે છે. તેઓ સુઘડ પણ સુસ્ત, વ્યભિચારી અને ચોર વૃત્તિના હોય છે.

મઝહબે સુન્ની હોવા છતાં તેઓ ઇસ્લામ વિષે કંઇ જ જાણતા હોતા નથી. પણ મુસલમાન પીરો અને હિન્દુ દેવતાઓની પૂજા કરે છે અને હિન્દુ રીત રિવાજ પાળે છે. તેઓ માત્ર પોતાની કોમમાં જ પરણે છે. તેમની જુદી જમાત અને તેમાં તેમનો પટેલ હોય છે. તેઓ છોકરાંને ભણાવતા નથી અને તેમની હાલત સુધારવા કોઇ કોશિશ કરતા જણાતા નથી.

## મીર અથવા મીરાસી

મીરઃ અમીરો અથવા મીરાસી· ઝમીનદારોને 'લંઘા' એટલે ગાનાર, અથવા 'ઢાવી' એટલે ઢોલ વગાડનાર અને ડોમ પણ કહેવામાં આવે છે. ડોમ નામની એક કોમ છે. તેઓ આખા ગુજરાતમાં, પણ મુખ્યત્વે ઉત્તર તરફના મોટાં શહેરોમાં મળે છે, તેઓ મૂળ બે વર્ગમાંથી છે· એક વર્ગ ગુજરાતના ભાટ લોકોમાંથી અને બીજો વર્ગ ઉત્તર હિન્દુસ્તાનના કેટલાક ભાટ લોકોની અને બીજા કેટલાક ડોમ* લોકોની ઓલાદમાંથી છે. પરંતુ બન્ને વર્ગમાં આંતરલગ્ન વ્યવહાર હોવાથી, હવે તેઓ બધા એક જ વર્ગના થઇ ગયેલા છે.

---

*ડોમ લોકોની કોમ બુંદેલખંડ, સાગર અને અયોધ્યામાં ચોતરફ પ્રસરેલી હતી પરંતુ હવે તે સાદડી વણનારા અને રસ્તા ઉપર ઝાડુ કાઢનારા ભંગીઓની સ્થિતિએ પતન થયેલી કોમ છે. તેઓ તેમના 'મીરાસી' નામ માટે તરંગી ખુલાસો કરે છે કે તેમનું નામ 'મીરાસી'– 'મીર': અમીર અને 'આસી'· પાપ કરનાર ઉપરથી પડેલું છે; કારણ કે તેમના એક પૂર્વજે એક ભંગી સાથે ભોજન કર્યું હતું. આ

પુરૂષો ઉંચા, ધાટીલા, કંઇક તામ્રવર્ણા અને સારી મુખ-કળાવાળા અને સ્ત્રીઓ ધાટીલી અને સુન્દર હોય છે. કાઠિયાવાડના મીરાસીઓ મોટો, ઢીલો બાંધેલો સાફો, ટુંકી બંડી, ઉપરથી ખુલતી અને ઘુંટણ આગળથી તંગ સુરવાળો અને સુરવાળો ઉપર કમરે વીંટેલી અને ઘુંટણ સુધી લટકતી 'લુંગી' પ્હેરે છે. બીજા બધા મીરાસીઓ ગરીબ મુસલમાનો જેવો પ્હેરવેશ પ્હેરે છે. અમદાવાદ અને સુરતમાં મીરાસી સ્ત્રીઓ મુસલમાની પ્હેરવેશ પ્હેરે છે, તે સિવાય તેમની બીજી સ્ત્રીઓ હિન્દુ પ્હેરવેશ પ્હેરે છે.

કેટલાક મીરાસીઓ પાસે જમીન હોય છે અને ચોમાસામાં તેમનામાંના ઘણા ખેતી કરે છે. સુકી મોસમોમાં, પુરૂષો એકેક, બબ્બે અથવા ત્રણ ત્રણની ટુકડીઓમા ફરતા રહી, હિન્દુઓ અને મુસલમાનો બન્નેને વાર્તાઓ અથવા કવિત કહીને અને ઢોલ, તબલા, સારંગી વગેરે વાજીંત્રો વગાડીને માગતા ફરે છે. સ્ત્રીઓ ઘેર રહે છે અને ડોમનીઓ અથવા લંધીઓને નામે મુસલમાનોને ઘેર લગ્ન અને એવા બીજા શુભ પ્રસંગોએ સ્ત્રીઓ સમક્ષ ગાવા બજાવવા જાય છે. તેઓ કરકસરીઆ પણ સુસ્ત હોય છે, પ્રમાણિક કે મિતાહારી હોતા નથી, અને તેમની ઘણી સ્ત્રીઓ હલકી નીતિની હોય છે.

તેઓ અમદાવાદના સૈયદ દાદામીયાંના ચુસ્ત મુરીદ છે. અને તેમને તેઓ માથા દીઠ વાર્ષિક એક રૂપિયો અથવા એક મણ ઘઉં

---

ખુલાસા ઉપરથી પણ કદાપિ ઉપર કરેલ અનુમાન જ પ્રાપ્ત થાય છે. જુઓ બર્ટનનું સિંધ. પૃ. ૩૦૩: ઇંગ્લિયટની વાવ્ય પ્રાન્તોની પ્રજાઓ, પુ ૧. પૃ. ૮૪૦; ખાન બહાદુર કાઝી શહાબુદીન કહે છે તે પ્રમાણે, જેવી રીતે હજામોને ખલીફા એટલે રાજાઓ, ભંગીઓને મેહતર એટલે સરદારો અને ઘરમાં કામ કરનારી છોકરીઓ નોકરોને વસીફા એટલે કુશાગ્ર, એવા માનપ્રદ લકબોથી સંબોધવામાં આવે છે, તેવી જ રીતે કદાપિ તેમનું 'મીર' નામ પડેલું હોવું જોઇએ.

આપે છે. તેઓ તેમની કોમમાં જ પરણે છે. તેઓ તેમના સૈયદ પીરઝાદાની સરપરસ્તી નીચે સારા બંધારણવાળી જમાત છે. તેમનામાંના કોઈ તેમનાં છોકરાંને ગુજરાતી કે અંગ્રેજી ભણાવતા નથી.

## સિપાહીઓ

લશ્કરમાં નોકરી કરનારા સિપાહીઓ ગુજરાતના બધા ભાગોમાં સંખ્યાબંધ રહે છે. તેઓ કંઇક પરદેશથી આવેલા લશ્કરી મુસલમાનોની ઔલાદમાંથી અને કંઇક સ્થાનિક રજપૂતોમાંથી મુસલમાન થયેલા, તેમની ચૌહાણ, રાઠોડ અને પરમારની અટકો ઉપરથી જણાઇ આવે છે. તેઓ મિશ્ર વર્ગ છે. તેઓ કાઠિયાવાડમાં ગુજરાતી અને બીજા પ્રાન્તોમાં ઉર્દુ બોલે છે. તેઓ બીજા મુસલમાનો સાથે પરણે છે અને તેમના દેખાવમાં કોઇ વિશિષ્ટતા નથી. પરંતુ માથાના વાળ અને દાઢી રાખવાની ઢબમાં તેમનામાં વિવિધ પ્રકાર જોવામાં આવે છે. કાઠિયાવાડમાં તેઓ હિન્દુ પહેરવેશ પહેરે છે, તે સિવાય બીજા પ્રાન્તોમાં સ્ત્રીઓ અને પુરૂષો મુસલમાની પોશાક પહેરે છે. તેઓ ખેતી અથવા મજુરી કરે છે, અને સરકારી નોકરીઓમાં તેઓ લશ્કરી સિપાહીઓ, પોલીસ સિપાહીઓ અને પટાવાળા તરીકે કામ કરે છે. તેમની સ્ત્રીઓ કાંતે છે, અને ગરીબ વર્ગો, જેમની સ્ત્રીઓ ખેતરોમાં કામ કરે છે, તે સિવાય તેમની બીજી સ્ત્રીઓ જાહેરમાં નીકળતી નથી. પુરૂષો મહેનતુ પણ કંઇક કરકસર વિનાના,અને મોજમજા અને નિશાના શોખીન હોય છે. એક કોમ તરીકે તેમની હાલત ખરાબ છે. મઝહબે સુન્ની, કેટલાક કુરઆનને શરીફ અને નમાઝ પઢે છે અને તેમના પીરઝાદાને માન આપે છે. તેમનામાં કોઇ ખાસ રીત રિવાજ નથી. તેઓ બીજા મુસલમાનો સાથે પરણે છે. તેથી તેમની ઇલાયદી કોમ રહેલી નથી; છતાં તેમનામાં જમાતનું બંધારણ અને નાત પટેલ હોય છે કેટલાક તેમનાં છોકરાંને ગુજરાતી અને જુજ અંગ્રેજી શીખવે છે. તેમનામાથી કોઇ ઉંચી પદવીએ પ્હોચ્યા નથી.

# વિભાગ ૬

## મજુરી કરનારા

મજુરી કરનારી ચૌદ કોમો છેઃ—૧. માલ લઈ જનારા લાવનારા વણઝારા, ૨. લાકડાં ફાડનારા ચાટલા, ૩. ભટકતા ચોરો છારા, ૪. ધુળ ધોનારા ધુળધોયા, ૫. કબરો ખોદનારા ગોરખોદિયા, ૬. બાળવાનાં લાકડાં વેચનારા કઠિયારા, ૭. માછલાં પકડનારા માછીઓ, ૮. બાગ બગીચાનું કામ કરનારા માળીઓ, ૯. અનાજ જોખનારા મપારા, ૧૦ ગાડાં હાંકનારા નાગોરી, ૧૧ દોરડાં ઉપર. ખેલ કરનારા નટ, ૧૨. પાણી ભરનારા પખાલી, ૧૩. કાચ બનાવનારા શીશગર, અને ૧૪. જાનવરોની ચોરી કરનારા ચોરી.

### વણઝારા

બનઝારા અથવા વણઝારા*, અર્થાત્ વેપારીઓ, હિન્દુસ્તાની 'વણજ : વેપાર અને આરા : કરનારા—એ ઉપરથી કહેવાય છે.

તેઓ આખા ગુજરાતમાં મળે છે. તેઓ એ જ નામની હિન્દુ જાતિમાંથી મુસલમાન થયેલા છે. જનરલ બ્રીગ્સના કહેવા પ્રમાણે (Transactions of Bombay Literary Society, પુ. ૧, પૃ. ૧૭૪) વણઝારા ગરોડ, બુરતીઆ, ચૌહાણ અને પવાર નામની ચાર રજપૂત કોમોમાથી છે.

તેઓ રખડતી કોમ છે. ચોમાસામાં તેઓ તેમનાં જાનવરોને જ્યાં પુરતો ઘાસ ચારો મળે ત્યા મુકામ કરે છે અને સુકી મોસમોમાં તેઓ મારવાડ અને ગુજરાત વચ્ચે આવજા કર્યા કરે છે.

---

*જનરલ બ્રીગ્સ (Transactions of Bombay Literary Society, પુ. ૧, પૃ. ૧૭૨) બન અથવા વન : જંગલ અને 'કાર': સ્થાન સૂચક પ્રત્યય—અર્થાત્ વનમાં રહેનારા અથવા વનમાંથી આવનારા, એવી વ્યુત્પત્તિ આપે છે.

તેઓ મધ્યમ કદના, મજબુત બાંધાના પણ એકવડા બાંધાના અને માસાળા હોય છે પુરૂષો માથાના વાળ લાંબા અને દાઢી સાધારણ લાંબી રાખે છે, તેમની સ્ત્રીઓ પણ મધ્યમ કદની, પરંતુ પુરૂષો કરતાં જરા વધારે સ્થૂળ, શ્યામ અને નિસ્તેજ દેખાવની હોય છે. તેઓ અરસ પરસ તેમની પોતાની બોલી બોલે છે, જે બીજા સાધારણ મુસલમાનો સમજી શકતા નથી

પુરુષો મારવાડી પાઘડી, કોટ અને ધોતી પહેરે છે, સ્ત્રીઓ સાડીઓ પહેરે છે તેઓ માથાના વાળમાં નવ ઈંચ લાંબી લાકડી ખોસે છે તે લાકડીનું મથાળું પ્યાલા જેવું પહોળું હોય છે તેથી તેમની સાડી માથા ઉપરથી એટલી ઉંચી રહે છે આડાં આથે તેઓ પીઠ વિનાની ચોળી, નીચો ઘેરવાળો ઘાઘરો અને ચાયવાળા પગરખાં પહેરે છે તેમના ઘરેણાં વિચિત્ર હોય છે તેઓ માથા ઉપર દરેક લમણા ઉપર અકેક નાની ચાંદીની સાંકળી પહેરે છે તે સાંકળીનો એક છેડો તેઓ માથા વચ્ચેના વાળની લટમાં અને બીજો છેડો કાન ઉપરના વાળની લટમાં ભરાવે છે તે ઉપરાંત, તેઓ નાકમાં નથ અને કાનમાં મોટી પતરાની અથવા પીતળની વાળીઓ પહેરે છે, તેમના હાથ ઉપર કાંડાથી ખભા સુધી પીતળ અથવા પતરાની પહોળી પટ્ટીઓની મધ્યમાં બંધ ચુડીઓ, હાથની આંગળીઓ ઉપર પતરાની વીંટીઓ અને પગમાં પીતળ કે પતરાની હલકી સાંકળીઓ પહેરે છે

તેઓ બળદો વેચવા લાવે છે તે ઉપરાંત, મારવાડમાંથી તેઓ ઉન અને બડચડા કામળા લાવે છે અને બદલામાં, અનાજ, મીઠું, નાળિયેર અને તંબાકુ લઇ જાય છે સ્ત્રીઓ વણઝારના બળદો હાંકે છે પ્રમાણિક ધંધા માટે તેમણે સારી નામના મેળવેલી હોય છે પરંતુ તેઓ સુસ્ત, ગંદા અને ટેવડ વિનાના હોય છે એક કોમ તરીકે તેઓ ગરીબ અને કેટલાક દેવાદાર હોય છે

તેઓ સુન્નત કરાવે છે; તેમનાં મુર્દાં દફન કરે છે; અને ઇસ્લામી શરીઅત પ્રમાણે નિકાહ કરે છે. છતાં તેઓ ઇસ્લામ વિષે કંઈ જ જાણતા હોતા નથી, પણ હિન્દુ દેવતાઓમાં માને છે. તેમનાં નામ હિન્દુશાહી હોય છે અને તેઓ કદી ગાયનું માંસ ખાતા નથી. તેઓ તેમની કોમ બ્હાર પરણે છે અને નિરાળી કોમ તરીકે રહે છે. દરેક 'ટાંડ': ટોળીમાં અલગ 'નાયક' હોય છે. તેને તેમની કોમની દિવાની સ્વરૂપની તકરારોમાં પાંચ સાત રૂપિયા સુધી દંડ કરવાનો અધિકાર હોય છે.

તેમની સ્થિતિ ગરીબ હોય છે. તેમનો જુનો વણઝારાનો ધંધો હવે નષ્ટ થયેલો છે, છતાં તેમણે કોઈ નવો ઉદ્યમ અખ્ત્યાર કરેલો નથી. તેથી તેઓ નાબુદ થતા જાય છે. મુસલમાન લશ્કરોને અનાજ પૂરૂં પાડનારા તરીકે તેમણે મોહમ્મદ તઘલક (ઇ. સ. ૧૩૪૦) થી ઔરંગઝેબ (ઈ. સ. ૧૬૫૮–૧૭૦૭) સુધી ઇતિહાસમાં સ્થાન મેળવેલું છે. અને તેમણે જ ઇ સ. ૧૭૯૧-૯૨માં શ્રીરી-ગાપટ્ટણના ઘેરા વખતે, લોર્ડ કોર્નવૉલીસના અંગ્રેજી લશ્કરને પણ અનાજ પુરૂં પાડયું હતું. જુઓ જનરલ બ્રીગ્સનાં Transactions of Bombay Literary Society, પુ.૧,પૃ.૧૮૩.

### ચાટલા

ચાટલા ઉત્તર ગુજરાતમાં પ્રસંગોપાત મળતી રખડતી કોમ છે. તેમની ઉત્પત્તિ વિશે કંઇ પત્તો મળેલો નથી. પુરૂષો નીચા કદના, ભરાવદાર, અને ઘણા શ્યામ હોય છે. તેઓ માથે લાંબા વાળ રાખે છે. સ્ત્રીઓ શ્યામ અને અનિયમિત અને કર્કશ મુખાકૃતિવાળી હોય છે. પુરૂષો જાડી, સફેદ ધોતી અને સ્ત્રીઓ સાડલા અને કેટલાક વખત ચોળીઓ પ્હેરે છે. તેઓ માંસાહારી હોય છે અને મરેલાં જનાવરોનું માંસ પણ ખાય છે. તેઓ કઠિયારા હોય છે. તેઓ જંગલમાંથી બાળવાનાં લાકડાં લાવે છે; અને તે લાકડાં તેઓ એક સ્થળેથી બીજે

રથળે લાવે છે અને લઈ જાય છે. તેઓ ગંદા, મેલા અને વ્યભિચારી હોય.છે. તેઓ તદ્દન કંગાળ હોય છે અને થોડાં ગધેડાં રાખે છે. તેમની પાસે જીંદગીની ઓછામાં ઓછી જરૂરીઆતો સિવાય બીજું કઇ જ હોતુ નથી.

તેઓ માત્ર નામના મુસલમાનો હોય છે અને ઇસ્લામ વિશે કંઇજ જાણતા હોતા નથી. તેઓ માને છે કે માણસ મરી ગયા પછી 'પીર' થાય છે. દરેક વરસે મરનારની મરણ તિથિએ, તે મરનારના કુટુંબવાળા તેમની કોમને મરનારની કબર ઉપર આમંત્ર છે, અને ત્યાં તેઓ તેમને દારૂ સાથે બકરી અને કુકડાના ગોસ્તની મિજબાની જમાડે છે તેઓ તેમના મુર્દાને ઉભી સ્થિતિમાં દાટે છે. તેથી તેમની કબરો ઉંચી અને બે ચોરસ ફીટ લાંબી પહોળી હોય છે. તે કબરો ઉપર મધ્યમાં તેઓ અર્ધો ફુટ ઉંચો એક કુંડ બનાવે છે. તેઓ નકામી કોમ છે અને તેમની સુધરવાની કોઇ નિશાની જણાતી નથી.

## છારા

છાર અથવા ધાધરીઆ પ્રસંગોપાત નાની સંખ્યામાં આખા ગુજરાતમા મળે છે તેઓ હિન્દુઓમાથી મુસલમાન થયેલા માનવામા આવે છે. તે સિવાય તેમની ઉત્પત્તિ વિશે કંઈ જ ચોક્કસ જાણવામાં આવેલુ નથી, ઉલ્ટુ ઉપરાંત, તેઓ તેમની અંદર, બીજા સાધારણ મુસલમાનો સમજી શકે નહિં તેવી બોલી બોલે છે પુરૂષો મોટા કદના, મજબુત બાંધાના, ઘણા કાળા અને અનિયમિત મુખાકૃતિવાળા હોય છે તેઓ મેલા રહે છે અને માથાના વાળ અને દાઢી વધારે છે તેમની સ્ત્રીઓ તેમના કરતાં કંઇક ઠીક, પરંતુ કાળી હોય છે પુરૂષો ધોતી અને સ્ત્રીઓ ઓઢણું, ચીંથરા જેવી ચોળીઓ અને થીગળાવાળા ઘાઘરા પહેરે છે ચોમાસામાં તેઓ એક સ્થળે ભેગા થાય છે. ત્યા તેઓ લગ્ન ક્રિયાઓ અને કુટુંબની બીજી વિધિઓ કરે છે અને તેમના કજીયા પતાવે છે સુકી મોસમની શરૂઆતમા જ તેઓ ટોળીઓમા વ્હેંચાઇ જાય છે, અને વણ-

ઝારી કૂતરા અને ગધેડાં સાથે ભીખ માગતા, ચોરીઓ કરતા અને ખોટા સિક્કાઓ ચલાવવા ફરતા ફરે છે. તેઓ ખરાબ ચાલના હોય છે. તેઓ નામના જ મુસલમાન હોય છે અને ઇસ્લામ વિશે કંઈ જ જાણતા હોતા નથી. તેમની નાતનું બંધારણ હોય છે અને તેમનો પટેલ 'નાયક' કહેવાય છે.

## ધુળધોયા

ધુળ ધોનારા ધુળધોયા આખા ગુજરાતમાં સંખ્યાબંધ છે. પરંતુ મુખ્યત્વે તેઓ નડિયાદ અને અમદાવાદમાં મળે છે. તેઓ હિન્દુઓની ખત્રી કોમમાંથી મુસલમાન થયેલા કહેવાય છે.

તેમનામાં એક કથની પ્રચલિત છે કે એક વખત તેમની વણકરી તરીકેની આવક ઘટી ગઈ હતી ત્યારે એક ફકીરે તેમને દુઆ દીધી હતી કે ભવિષ્યમાં તેમને ધુળમાંથી સોનું મળશે.

પુરુષો મધ્યમ કદના, સારા બાંધાના, ફિક્કા ચ્હેરાના, પણ ઠીક મુખાકૃતિવાળા હોય છે. તેઓ દાઢી રાખે છે અને માથાના વાળ કંઇક લાંબા વધવા દે છે. સ્ત્રીઓ સારા બાંધાની, ઘઉંવર્ણી અને સુન્દર હોય છે. ઘરમાં તેઓ ઉર્દૂ બોલે છે. સ્ત્રી પુરુષો બન્ને સાધારણ મુસલમાનો જેવો પ્હેરવેશ પ્હેરે છે.

પુરુષો સોનીઓને ત્યાંથી ધુળ અને બીજો કચરો ખરીદી લાવે છે. તે તેઓ ધુવે છે, ચાળણીથી ચાળે છે અને તેમાંથી સોના ચાંદીનાં રજકણો સંભાળપૂર્વક વીણી કહાડે છે. તેમની સ્ત્રીઓ કાંતે છે. તેઓ શાન્ત, પ્રમાણિક, સાચાબોલા, કંઇક સુસ્ત, મિતાહારી અને ઉદાર હોય છે. તેમની સ્ત્રીઓ જાહેરમાં નીકળે છે. તેમની સ્થિતિ ગરીબ હોય છે.

મઝહબે સુન્ની, તેઓ એક કોમ તરીકે ધાર્મિક વૃત્તિવાળા હોય છે; અને કુરઆને શરીફ પઢેલા હોય છે અને નમાઝ પઢે છે. તેમનામાં કોઇ ખાસ રીત રિવાજ નથી. તેઓ માત્ર તેમની કોમમાં જ પરણે છે. તેમની જમાત જુદી હોય છે અને તેમાં તેમનો પોતાનો પટેલ હોય છે. તેઓ

તેમનાં છોકરાને ઉર્દુ અને ગુજરાતી અને કેટલાક વખત અંગ્રેજી ભણાવે છે. તેમનામાંથી કોઇ ઉચી પદવીએ ચઢેલા નથી.

## ગોરખોદીઆ.

કબરો ખોદનાર ગોરખોદીઆ આખા ગુજરાતમાં નાની સંખ્યામાં મળે છે તેઓ કંઇક વિદેશી અને કંઇક સ્થાનિક હિન્દુઓમાંથી મુસલમાન થયેલા, એમ મિશ્ર ઉત્પત્તિના છે. દેખાવમાં તેઓ નીચા કદના અને શ્યામ હોય છે, તેઓ ઉર્દુ બોલે છે. પુરુષો ત્રણ ખુણાની પાઘડી, બીજા મુસલમાનો પ્હેરે છે તેવા સામાન્ય કોટ અને ઉંચી સુરવાળો પ્હેરે છે. સ્રીઓ મુસલમાની પ્હેરવેશ પ્હેરે છે. પુરૂષો કબરો ખોદે છે અને સ્રીઓ કાંતે છે તેઓ શાન્ત, મિતાહારી, ગંદા, મેલા, અને ત્રેવડ વિનાના હોય છે. સ્રીઓ સારી રીતભાતવાળી હોય છે. એક કોમ તરીકે તેઓ ગરીબ છે અને કેટલાક દેવામા ડુબી ગયેલા હોય છે મઝહબે સુન્ની, કેટલાક કુરઆને શરીફ પઢે છે પરંતુ નમાઝ પઢવામા તેઓ નિયમિત હોતા નથી. તેમનામા કોઈ ખાસ રીત રિવાજ નથી. સમાજમા તેમનુ સ્થાન ઘણુ નીચુ છે તેઓ તેમની કોમમા જ પરણે છે તેમની જમાતનુ બંધારણ નથી અને તેમનામા નાત પટેલ હોતો નથી તેઓ છોકરાંને ભણાવતા નથી તેમનામાથી કોઇ ઉંચા હોદ્દા ઉપર ચઢેલા નથી

## કડિયારા

બાળવાના લાકડા વેચનાર કડિયારા માટીના વાસણો વેચનાર કરાવીઆ કરતા વધારે પૈસાદાર હોય છે કડિયારા કરાવીઆ સાથે પરણે છે. (કરાવીઆના વર્ણન માટે જુઓ અગાઉ પૃ ૧૦૪)

## માછીઓ.

માછીઓ મુખ્યત્વે અમદાવાદમા મળે છે તેઓ હિન્દુઓની ભોઈ અને ખારવા જ્ઞાતિઓમાથી મુસલમાન થયેલા છે તેઓ ઉંચા,

તેઓ ગાડાં ફેરવે છે. રેલ્વેના જમાના પહેલાં, તેઓ માળવામાંથી માલ અને માણસો અમદાવાદ લાવતા હતા. હવે તેઓ ટુંકી મજલોની જ મુસાફરીઓ કરે છે. તેઓ મહેનતુ, કરકસરીઆ, મિતાહારી, તકરારી અને સાધારણ રીતે પ્રમાણિક હોય છે. તેમની સ્ત્રીઓ મજુરી કરે છે અને દુધ વેચે છે. તેઓ મઝહબે નામના સુન્ની હોય છે, અને એક કોમ તરીકે પુરુષ વર્ગ ધાર્મિક વૃત્તિવાળા હોતા નથી. તેમનામાંથી થોડા જ કુરઆને શરીફ પઢી જાણે છે અથવા નમાઝ પઢે છે. પુરુષોથી ઉલટી રીતે તેમની સ્ત્રીઓ નિયમિત નમાઝ પઢવાની કાળજી રાખે છે અને સાધારણ રીતે કોઈ પીરઝાદાને માને છે.

તેમનામાં કોઈ ખાસ રીત રિવાજ હોતા નથી. તેઓ માત્ર તેમની કોમમાં જ પરણે છે. તેઓ જુદી કોમ તરીકે રહે છે. તેમની જમાતનું જુદું બંધારણ અને તેમાં લોકો તરફથી ચુંટેલો પટેલ હોય છે. તેઓ તેમના છોકરાંને ગુજરાતી કે અંગ્રેજી ભણાવતા નથી અને એકંદરે તેઓ પડતી હાલતમાં છે.

ગુજરાતના ઉત્તર ભાગમાં પાલનપુરના નાગોરીઓની સંખ્યા સૌથી વધારે છે. તેમણે ગાડાં ફેરવવાનો તેમનો મૂળ ધંધો છોડી દીધેલો છે અને હવે હથિયારો ધારણ કરવાનો ધંધો અખ્ત્યાર કરેલો છે. તેથી જો કે તેઓ પોતાને 'ખાન' કહેવડાવે છે, અને જો કે હવે તેઓ બધા એક જ કોમ તરીકે એકત્ર થયેલા છે, છતાં તેમનામાં કાઝી, મુગલ અને શેખ જેવી અટકો હોય છે, તે ઉપરથી સમજાય છે કે તેઓ એક વખત તે નામોની વિવિધ કોમોમાંથી હોવા જોઈએ. પાલનપુરી નાગોરીઓ મરણ, પરણ અને સુન્નતના પ્રસંગોએ નાતવરા કરવાના ઘણા શોખીન હોય છે. આવા જમણોને તેઓ એટલી અગત્ય આપે છે કે ત્યાંનો કોઈ પણ નાગોરી આવો એકાદ વરો કરવામાં પોતાના ઘરબાર વેચી સાટી આખી જીંદગીની કમાણી ઉડાવી દે છે. જો તે માણસ પોતે તેવો નાતવરો કરવા તૈયાર હોતો

નથી તો નાતિલા ભેગા થઇ તેને તેમ કરવા ફરજ પાડે છે. તેથી જો કે તેઓ મહેનતુ અને કરકસરીઆ હોય છે, છતાં તેમનામાંથી જુજ માણસો જ તવંગર અથવા આબાદ હોય છે અને બાકીના હમેશા શાહુકારના હાથમા રમ્યા કરે છે.

## નટ

ખેલ કરનારા નટ લોકો આખા ગુજરાતમાં નાની સખ્યામા મળે છે તેઓ રખડતી કોમ છે. તેઓ તે જ નામની હિન્દુ જ્ઞાતિમાંથી મુસલમાન થયેલા છે. પુરૂષો ઉંચા, મજબુત બાધાના, શ્યામ અને સુઘટ અવયવોવાળા હોય છે, સ્ત્રીઓ શ્યામ છતા સુન્દર હોય છે, કારણ કે સતત કસરત કરવાથી તેમના અવયવો સર્વોત્તમ રીતે ઘાટીલા થયેલા હોય છે તેઓ ઉર્દુ અને ગુજરાતી બોલે છે, અને મારવાડી અને કાઠિયાવાડી બોલીઓ સમજે છે તે ઉપરાત, તેઓ અંદર અંદર કોઇ અજબ બોલી બોલે છે તેમના રહેવાના લાંબા, નીચા, સપાટ મથાળાવાળા સાદડીઓના અથવા બરૂના ઝુંપડા તેઓ જ્યા જાય છે ત્યા તેમની સાથે લઈ જાય છે પુરૂષો સામાન્ય મુસલમાની પાઘડી અથવા ઢીલા 'ફાળીયા', બડીઓ, કોટ અને ધોતી અથવા સાધારણ સુરવાળો પ્હેરે છે, સ્ત્રીઓ હિન્દુ પ્હેરવેશ પ્હેરે છે

ચોમાસામા પચાસથી સો કુટુંબો કોઇ મધ્ય સ્થળે એકત્ર થાય છે ત્યા તેઓ તેમના કજીયા પતાવે છે અને લગ્ન અને મરણની ક્રિયાઓ કરે છે સુકી મોસમ શરૂ થતાની સાથે તેઓ આઠ દશ માણસોની ટોળીઓમા, ગધેડા, ઘેટા, બકરા, કુતરા અને મરઘા કુકડા લઇ ગાતા, નાચતા અને તંગ બાધેલા દોરડા ઉપર ચાલવાના અને બીજા કસરતના ખેલ કરતા ભીખ માગતા ફરે છે આ ખેલોમા તેમની સ્ત્રીઓ મુખ્ય ભાગ ભજવે છે તે વખતે તેઓ 'કબુતરી', 'મછલી' અને 'ભાનમતિ' કહેવાય છે તેઓ દોરડા ઉપર કબુતરો માફક ઉડે છે માછલીઓ માફક ડુબકી મારે છે અને તેમ કરવામા તેઓ કોઇ વખત

સમયસૂચકતા ગુમાવતી નથી તે વખતે પુરુષો 'ઢોલ' વગાડે છે તેઓ મહેનતુ પણ વ્યભિચારી અને અપ્રમાણિક હોય છે. તેમની સ્ત્રીઓ પણ વ્યભિચારી હોય છે

તેઓ તેમના છોકરાઓની સુન્નત કરાવે છે, તેમના મુર્દા× દફન કરે છે, અને ગોશ્ત ખાય છે, તે સિવાય તેઓ માત્ર નામના જ મુસલમાનો હોય છે અને ઇસ્લામી શરીઅત વિશે તેઓ કંઇ જ જાણતા હોતા નથી તેઓ હિન્દુ દેવતાઓની પૂજા કરે છે અને જન્મ અને લગ્ન પ્રસંગોએ તેઓ હિન્દુ ક્રિયાઓ કરાવે છે

## પખાલીઓ

પાણીની પખાલો ભરનાર 'પખાલીઓ' અને પાણીની નાની મશકો ભરનાર 'મશકીઓ' અથવા 'ભિસ્તીઓ' અથવા વધારે શુદ્ધ સ્વરૂપમા 'બેહેસ્તીઓ' અર્થાત બેહેશ્ત સ્વર્ગવાળાઓ કહેવામા આવે છે તેઓ આખા ગુજરાતમા સંખ્યાબંધ મળે છે તેઓ હિન્દુઓની પખાલીઓની જ્ઞાતિમાંથી મુસલમાન થયેલા કહેવાય છે તેમનામા બે પેટા વિભાગ છે એક ગુજરાતના ઉત્તર ભાગમા અને બીજો દક્ષિણ ભાગમા

પુરુષો નીચા કદના, મજબુત બાંધાના અને શ્યામ હોય છે કેટલાક માથે હજામત કરાવે છે અને બીજા માથે લીલી મુકી હવાથી લુખમડા થઇ ગયેલા વાળ વધારે છે તેઓ દાઢી ટુંકી રાખે છે તેમની સ્ત્રીઓ નીચા કદની અને શ્યામ હોય છે ઘરમાં તેઓ ઉર્દુ બોલે છે તેઓ ઉંચા ચોરણા પહેરે છે, તે સિવાય પુરુષો ગરીબ વર્ગના મુસલમાનો જેવો પહેરવેશ પહેરે છે મહી નદીના ઉત્તર પ્રદેશમા સ્ત્રીઓ

---

× જ્યારે કોઇ નર મરી જાય છે ત્યારે તેના કપાળ ઉપરનો થોડો ભાગ બાળવામા આવે છે, તેને 'દાગ દેના' એટલે ડામ દેવાની ક્રિયા કહેવામા આવે છે આમ કર્યા પછી તેને દફન કરવામા આવે છે, પણ તે વખતે જનાઝાની નમાઝ પઢવામા આવતી નથી

હિન્દુઓનો અને દક્ષિણ પ્રદેશમા મુસલમાનોનો પ્હે-વેશ પ્હેરે છે પુરૂષો પખાયો ભરે છે અને છોકરાના જન્મ પછી ચાળીસાના દિવસની ક્રિયાઓ માટે બરૂની અને ઘાસની નાની ટોડીઓ બનાવે છે પખાયો લઇ જવા લાવવા માટે મહી નદીના ઉત્તર પ્રદેશમા તેઓ બળદો અને દક્ષિણ પ્રદેશમા પાડા રાખે છે સ્ત્રીઓ પુરુષોને બળદો કે પાડા હાકવામા મદદ કરે છે પુરૂષો શાન્ત, પ્રમાણિક અને, સુરત સિવાયના જીલ્લાઓમા, મિતાહારી, મહેનતુ, કરકસરીઆ અને મોજમજાના શોખીન હોય છે. તેઓ સુખી સ્થિતિમા છે

મઝહબે સુન્ની, તેમનામા જુજ માણસો જ કુરઆને શરીફ પઢી જાણે છે અથવા નમાઝ પઢવાની કાળજી રાખે છે. તેમનામા કોઇ ખાસ રીત રિવાજ નથી

સુન્ની પખાલીઓ સિવાય બીજા માત્ર પોતાની કોમમા જ પરણે છે તેમની જમાતનુ બંધારણ હોય છે અને તેમા તેમનો પોતાનો ચુટી કહાડેલો પટેલ હોય છે અમદાવાદમા તેમને ભેગા થવાનો 'ચોરો' છે, ત્યા તેઓ વાતો કરવા ભેગા થાય છે, અને ગાયનના જલસા પણ તેઓ ત્યા જ કરે છે. તેઓ તેમના છોકરાને નિશાળે મોકલતા નથી અને તેમનામાથી કોઇ ઉચ્ચ પદવીએ પ્હોચ્યા નથી

## શીશગર

કાચ બનાવનારા શીશગર ખેડા જીલ્લાના કપડવણજમા અને થોડા પચમહાલમા મળે છે તેઓ હિન્દુઓમાથી મુસલમાન થયેલા છે પુરૂષો ઉચા, મજબુત બાંધાના, શ્યામ અને સારી મુખાકૃતિવાળા હોય છે. તેઓ માથાના વાળ સાધારણ ટુકા અને દાઢી લાબી રાખે છે સ્ત્રીઓ શ્યામ પણ દેખાવડી હોય છે તેઓ ઉર્દુ બોલે છે પુરૂષો અમદાવાદના સુન્ની વ્હોરાઓ પ્હેરે છે તેવી ત્રણ ખુણાની નાની પાઘડી, કોટ અને પ્હોળી સુરવાલો પ્હેરે છે, સ્ત્રીઓ સાધારણ મુસલમાનોનો

પ્હેરવેશ પ્હેરે છે તેઓ શાન્ત, મહેનતુ અને કરકસરીઆ અને થોડા અશીણી હોય છે, તે સિવાય બીજા બધા મિતાહારી હોય છે તેઓ કાચની બાટલીઓ અને બંગડીઓ અને એવી જ બીજી ચીજો બનાવે છે સ્ત્રીઓ તેમને તે કામમા સહાય કરે છે એક કોમ તરીકે તેઓ ગરીબ છે તેઓ મઝહબે સુન્ની હોય છે. તેમનામાના કેટલાક કુરઆને શરીફ પઢી જાણે છે અને નમાઝ પઢવાની કાળજી રાખે છે તેમનામા કોઈ ખાસ રીત રિવાજ નથી તેઓ માત્ર પોતાની કોમમા જ પરણે છે. તેમની જુદી જમાત અને તેમા તેમનો 'મુખી' હોય છે તેમની જમાતમાં સભાગપૂર્વક ઘડેલા નિયમો હોય છે તેમનામાના કેટલાક તેમના છોકરાને ગુજરાતી ભણાવે છે તેમનામાથી કોઈ ઉચ્ચ પદવીએ પ્હોચ્યા નથી

## થોરી

મુખ્યત્વે ઉત્તર ગુજરાતમા મળી આવતા થોરીઓ રખડતી કામ છે તેઓ હિન્દુઓમાથી મુસલમાન થયેલા કહેવાય છે સ્ત્રી પુરુષો બન્ને ઉંચા, મજબુત અને શ્યામ હોય છે તેઓ ઘરમા ગુજરાતી બોલે છે સ્ત્રી પુરુષો બન્ને હિન્દુ પ્હેરવેશ પ્હેરે છે, ચોમાસામા તેઓ ઘાસના અથવા બરુના નાના ઝુંપડા બનાવે છે તેઓ ગામે ગામ દશથી પચાસની ટોળીઓમા ફરતા રહે છે અને બળદો અને અનાજની લેવડદેવ કરે છે તેઓ લુટફાટ કરે છે, બળદો અને ઘોડા ચોરે છે, અને તેમની સ્ત્રીઓ છોકરા ઉપાડી જાય છે તેઓ ગરીબ અને ખરાબ ચાલના હોય છે તેઓ માત્ર નામના જ મુસલમાન હોય છે અને ઇસ્લામ વિશે કંઇ જ જાણતા હોતા નથી તેઓ હિન્દુ દેવતાઓની પૂજા કરે છે સ્ત્રી પુરુષો બન્ને વ્યભિચારી જીવન ગાળે છે તેઓ છોકરાઓની સુન્નત કરાવે છે અને મુર્દા દફન કરે છે લગ્ન પ્રસંગે વર કન્યાના બાપને રૂ ૨૦૦ આપે છે તેઓ માત્ર

પોતાની કોમમાં જ પરણે છે. તેમની જુદી જમાત છે અને તેમાં તેમનો પટેલ હોય છે. તેઓ તેમનાં છોકરાંને કેળવણી આપતા નથી. તેઓ સ્થાયી વસવાટ કરવાની કે નિયમિત કામ કરવાની કોઇ નિશાની દર્શાવતા નથી.



# પરિશિષ્ટ ૧

## આ પુસ્તક તૈયાર કરવામાં મૂળ સંપાદકે ઉલ્લેખ કરેલાં પુસ્તકો.

---

| કર્તા | પુસ્તક |
|---|---|
| અબ્દુલહુસેન મીરઝા | દાઉદી, વ્હોરાઓનું વૃત્તાંત |
| × | અમદાવાદ ગેઝિટીયર |
| અમીર ખુસરો | કીરાનુસ્સાદૈન |
| ” ” | તારીખે અલાઇ |
| અમીરૂદ્દીન નુઝહત, સૈયદ | નુઝહતુલ અખબાર |
| અલ મસઉદી | મુરૂજ (અરબી) |
| આરનોલ્ડ, સર જોસેફ | ખોજા કેસ (સને ૧૮૬૬) મુંબઇ (હાઈ કોર્ટ) |
| ઇબ્ને અમીર | અલ કામિલ |
| ઈબ્ન ખલ્લીકાન | ઇબ્ને કીરીઆહનું જીવન વૃત્તાંત |
| ” ” | વફીયાતુલ આયાન |
| ફ્રિયર | વાવ્ય પ્રાન્તોની પ્રજાઓ |
| ” | હિંદુસ્તાનનો ઇતિહાસ |
| એલ્ફીન્સ્ટન | ” ” |
| × | એશિયાટિક પુરાતત્વ |
| × | ઓરીઅન્ટલ ક્રીશ્ચિયન સ્પેક્ટેટર (૧૮૪૮) |
| × | ઓરીઅન્ટલ મેમોયર્સ |
| ઓવન્સ, કેપ્ટન | ભરૂચ જીલ્લાની સને ૧૮૧૮ની સર્વે |
| ઓર્વીંગ્ટન | સુરતની મુસાફરી |
| કેર | મુસાફરીઓ |

| | |
|---|---|
| કાઝી શહાબુદ્દીન (ખા. બ.) | * |
| | કુમારપાળ ચરિત્ર |
| કેમ્પબેલ | બંગાળાની એશિયાટિક સોસાઇટીનું |
| કોનોલી | " " " [જરનલ |
| કોલબ્રુક | પસ્તુગ્ણુ નિબંધોમાં સૈયદ તુરકશાહનું વૃત્તાંત |
| × | કોલોકવીઓ ડી સીંપ્લેક્સ (Colloquios de Simplex) |
| *ગાન્ટ ડફ્ફ | ખોજા કેસ, સને ૧૮૬૬ (બોમ્બે હાઇ કોર્ટ) ઇતિહાસ |
| ટૉડ, કર્નલ | પશ્ચિમ હિન્દુસ્તાનનો ઇતિહાસ |
| " " | રાજસ્થાનનો ઇતિહાસ |
| ટૉલેમી | હિન્દનો નકશો |
| ડર્મેસ્ટેટર | અફઘાનોનો વૃત્તાંત (Chants Populaires des Afghans) |
| × | તારીખે તબરી |
| × | થાણા ગેઝિટીયર |
| ફેરીશ્તા | ઇતિહાસ (ફારસી) |
| ફોરબસ | રાસમાળા |
| બરટન, કેપ્ટન | અહ્ફ લયલ વ લયલહ્ ( અરબી ) |
| " " | સિન્ધનું વૃત્તાંત |
| બર્ડ | ગુજરાત |
| બીમ્સ | હિન્દુકુશની પ્રજાઓ |
| બીદુલ્ફ | વાવ્ય પ્રાન્તોની પ્રજાઓ |
| બ્રીગ્સ | ગુજરાતનાં શહેરો |
| " | ફરીશ્તાનું વૃત્તાંત |
| બેલ્યુ | અફઘાનિસ્તાનની પ્રજાઓ |
| × | બોમ્બે ગવર્મેન્ટ સિલેકશન્સ |

| | |
|---|---|
| બોરડેઇલ | જ્ઞાતિ રિવાજો |
| બ્લૉકમૅન | આઇને અકબરી |
| માલ્કમ (સર જોહ્ન) | મધ્ય હિંદુસ્તાનનો ઇતિહાસ |
| * | મિરઆતે અહમદી |
| * | મિરઆતે સિકન્દરી |
| મિન-હાજ્-ઉસ્-સિરાજ | તબકાતે નાસિરી |
| મેજર | પ દરમા સૈકાનું વૃત્તાંત |
| મેનાર્ડ | સોનેરી મેદાનો (Prairies d' Or) |
| મેલવીલ | પ્રાંતિજનું વર્ણન (સરકારી દફતર) |
| મોહસીન ફાની | દબીસ્તાને મઝાહિબ |
| રેનો (Rein ud) | અબુલ ફિદા |
| " | હિન્દનું વૃત્તાંત (Memoire Sur L' |
| " | ઇબ્ને બતુતાની મુસાફરીઓ [Inde |
| , | વૉન હૅમરના એસ્એસીનો |
| * | વગહ મિહ્ |
| વીન્સેન્ટ | પેરીપ્લસ |
| વૉટસન, કર્નલ | ગુજરાતનો ઇતિહાસ |
| વૉપેલ | મુબઇની ભૌગોલિક સોસાયટીનું |
| સચેદીના નાનજીયાણી | ખોજા વૃત્તાંત [ભાષાન્તર |
| + | સુરત ગેઝિટીયર |
| સેલ્ (Sale) | કુરઆને શરીફનો ઉપોદ્ઘાત |
| સ્ટેન્લી | બાર્બોસાનું વૃત્તાંત |
| હેરોડોટસ | હિન્દની મુસાફરી |

નોટ –દાઉદી વ્હોરાઓ માટે ભાષાન્તર કર્તાએ ઉલ્લેખ કરેલું વધારાનું પુસ્તક–ગુલઝારે દાઉદી, કર્તા મીયાભાઇ મુલ્લા અબ્દુલ્ હુસેન

# પરિશિષ્ટ ૨

## મુસલમાનોના પેટા વિભાગ



# પરિશિષ્ટ ૩

## સુન્નીઓના ચાર ઈમામો*

| નામ | હિજરી સન | ઇસ્વી સન |
|---|---|---|
| ૧. ઈમામ આઝમ, અબુ હનીફા, નો'માન ઇબ્ન થાબિત, અલ કુફી | ૮૦-૧૫૦ | ૬૯૯-૭૬૭ |
| અબુ હનીફાના બે મુખ્ય શાગિર્દો:- | | |
| ૧. અબુ યુસુફ (યાકુબ ઇબ્ન ઈબ્રાહીમ, અલ કુફી) | ૧૧૩-૧૮૨ | ૭૩૧-૭૯૮ |
| ૨. (અબુ અબ્દુલ્લા) મોહમ્મદ ઇબ્ન હુસેન, અશ્-શયબાની | ૧૩૨-૧૮૭ | ૭૪૯-૮૦૨, |
| ૨. અબુ અબ્દુલ્લા માલિક ઇબ્ન અનસ | ૯૫-૧૭૫ | ૭૧૩-૭૯૫ |
| ૩. અબુ અબ્દુલ્લા મોહમ્મદ ઇબ્ન ઈદરીસ અશ્-શાફિઈ | ૧૫૦-૨૦૪ | ૭૬૭-૮૨૦ |
| ૪ અબુ અબ્દુલ્લા અહમદ અશ્-શયબાની અલ મર્વઝી ઇબ્ને હંબલ | ૧૬૪-૨૪૧ | ૭૮૦-૮૫૫ |

*સુન્નીઓના 'ઇમામો' સંબંધે એવો અર્થ સમજવાનો છે કે તેમણે ઇસ્લામી શરીઅતના મૂળ આધારો કુરઆને શરીફ તથા હદીસ શરીફ ઉપરથી ઇસ્લામી ધારાશાસ્ત્ર તૈયાર કર્યું હતું, જેને 'ફીકહ' કહેવામાં આવે છે.

શીઆઓ તેમના 'ઈમામો'નો અર્થ જુદી જ રીતે કરે છે. તેમના મત પ્રમાણે, ઈમામત પેગમ્બરીમાંથી અને પેગમ્બરી અલ્લાહ તા'લામાંથી ઉદ્‌ભવેલી છે. તેથી તેઓ તેમના ઇમામોને અલ્લાહ તા'લાના પ્રેરીત દુનિયા ઉપરના 'અવતારો' માને છે. સુન્નીઓ એવા અર્થમાં કે એવી માન્યતાથી તેમના ઈમામોને માનતા નથી.

સુન્નીઓ 'ઈમામત'ના મુકાબલામાં 'ખિલાફત' માં માને છે. અને તે માટે તેઓ મુસલમાનોમાંથી સહુથી વધારે નેક અને સહુથી વધારે પરહેઝગાર અને સહુથી વધારે ખુદાનો ખોફ ગખનારને પોતાના ખલીફા તરીકે બહુમતીથી ચુંટી કહાડે છે. શીઆઓના મત પ્રમાણે, ઇમામ 'મા'સુમ' ( infallible ) હોવો જોઇએ. સુન્નીઓના મત પ્રમાણે, ઇમામ તેમ હોવાની જરૂર નથી.

આ તફાવત લક્ષમાં રાખીને સુન્નીઓના મજકુર 'ઇમામો' સમજવાના છે. તેમને માટે 'ઇમામ' ઉપનામ પ્રચલિત થઇ ગયેલું છે, માટે ઉપર મથાળામાં તે શબ્દ પ્રયોગ કરેલો છે. પરંતુ તેનો અર્થ ઉપર સમજાવ્યો છે તેવો કરવાનો છે.

## પરિશિષ્ટ ૪

### બધા શિયાઓના સામાન્ય છ ઇમામો

| ઇમામ | ઇમામતની સાલો હિજરી | ઇસ્વી | રોઝો |
|---|---|---|---|
| ૧ હઝરત અલી ઇબ્ન અબુ તાલિબ અલ મુર્તઝા | ૧૧–૪૦ | ૬૩૨–૬૬૦ | નજફ |
| ૨ ઇમામ હસન ઇબ્ન અલી અલ મુજતબા | ૪૦–૪૯ | ૬૬૦–૬૬૯ | મદીના |
| ૩ ઇમામ હુસેન ઇબ્ન અલી અશ શહીદ | ૪૯–૬૧ | ૬૬૯–૬૮૦ | કરબલા |
| ૪ અલી ઇબ્ન હુસેન ઝૈનુલઆબેદીન અસ સજ્જાદ | ૬૧–૯૪ | ૬૮૦–૭૧૩ | મદીના |
| ૫ મોહમ્મદ અલ બાકિર | ૯૪–૧૧૪ | ૭૧૩–૭૩૨ | ,, |
| ૬ જાફર અલ-સાદિક જન્મ હિ ૮૦ | ૧૧૪–૧૪૮ | ૭૩૨–૭૬૫ | |

## પરિશિષ્ટ ૫

### શિયા ઇસ્નાઅશરીના બાર ઇમામો

| ઇમામ | ઇમામતની સાલો હિજરી | ઇસ્વી | રોઝો |
|---|---|---|---|
| ૧ થી ૬ પરિશિષ્ટ ૪ જુઓ | | | |
| ૭ મુસા અલ કાઝિમ | ૧૪૮–૧૮૩ | ૭૬૫–૮૦૦ | કાઝમીન |
| ૮ અલી અર્ રઝા | ૧૮૩–૨૦૩ | ૮૦૦–૮૧૮ | તુસ |
| ૯ મોહમ્મદ અલ જવાદ | ૨૦૩–૨૨૦ | ૮૧૮–૮૩૫ | કાઝમીન |
| ૧૦ અલી અલ હાદી | ૨૨૦–૨૫૪ | ૮૩૫–૮૬૮ | સામરા |
| ૧૧ હસન અલ અસ્કરી | ૨૫૪–૨૬૦ | ૮૬૮–૮૭૪ | |
| ૧૨ મોહમ્મદ અબુ અલ કાસિમ અલ મેહદી | ૨૬૦– | ૮૭૪– | |

(હમણાં અદૃશ્ય છે. તેઓ આવશે એમ [illegible] ઇમામ [illegible])

# પરિશિષ્ટ ૬

## ઇસ્માઇલી શીઆઓના સામાન્ય ૧૯ ઈમામો

તેમને વ્હોરાઓ અને ખોજાઓ બન્ને સ્વીકારે છે.

| ઇમામ | ઈમામતની સાલો હિજરી | ઈસ્વી |
|---|---|---|
| ૧ થી ૬ પરિશિષ્ટ ૪ જુઓ. | | |
| ૭. ઇસ્માઇલ ઈબ્ન જા'ફર અસ્-સાદિક | ૧૪૮–૧૫૮ | ૭૬૫–૭૭૫ |
| ૮. મોહમ્મદ | ૧૫૮–૧૯૭ | ૭૭૫–૮૧૩ |
| ૯. રઝી અબ્દુલ્લા | ૧૯૭–૨૧૨ | ૮૧૩–૮૨૮ |
| ૧૦. તકી અહમદ | ૨૧૨–૨૨૫ | ૮૨૮–૮૪૦ |
| ૧૧. હુસેન (? ઝકી અબ્દુલ્લા) | ૨૨૫–૨૬૨ | ૮૪૦–૮૭૬ |
| ૧૨. અબ્દુલ્લા અલ મેહદી (બની ફાતેમીના મિસરના પ્હેલા ખલીફા) | ૨૬૨–૩૨૨ | ૮૭૬–૯૩૪ |
| ૧૪. કાયમ બે અમર અલ્લાહ | ૩૨૨–૩૩૪ | ૯૩૪–૯૪૫ |
| ૧૪. મન્સુર બિલ્લાહ | ૩૩૪–૩૪૧ | ૯૪૫–૯૫૨ |
| ૧૫. મુઇઝુદ્દીન બિલ્લાહ | ૩૪૧–૩૬૫ | ૯૫૨–૯૭૫ |
| ૧૬. અઝીઝ બિલ્લાહ | ૩૬૫–૩૮૬ | ૯૭૫–૯૯૬ |
| ૧૭. હાકિમ અલી | ૩૮૬–૪૧૧ | ૯૯૬–૧૦૨૦ |
| ૧૮. ઝાહિરૂદીન (ઝાહિર હુસન) | ૪૧૧–૪૨૭ | ૧૦૨૦–૧૦૩૫ |
| ૧૯. મુસ્તનસિર બિલ્લાહ | ૪૨૭–૪૮૭ | ૧૦૩૫–૧૦૯૩ |

મુસ્તનસિર બિલ્લાહ પછી વારસાની તકરાર ઉઠી હતી છેવટે, ખિલાફત નાના પુત્ર મુસ્તા'લીને મળી હતી. મુસ્તા'લીનો પક્ષ લેનાર મુસ્તા'લીઓ, પાછળથી **વ્હોરાઓ** કહેવાયા છે, અને વડીલ પુત્ર નઝારનો પક્ષ લેનારા નઝારીઓ, પાછળથી **ખોજાઓ** કહેવાયા છે.

૨૦. મુસ્તા'લી

૨૦. અમીર બિલ્લાહ, મિસરના બની ફાતેમીના છેલ્લા ખલીફા ઇસ્માઇલી ફિદાઇઓએ ઇ. સ. ૧૧૨૯ મા કતલ કર્યો હતા.

## પરિશિષ્ટ ૭

### ખોજાઓના ઇમામો

| ઇમામો | ઇમામતની સાલો હિજરી | ઇમામતની સાલો ઇસ્વી |
|---|---|---|
| ૧ થી ૬ પરિશિષ્ટ ૪ જુઓ | | |
| ૭ થી ૧૯ „ ૬ જુઓ | | |
| ૨૦. નઝાર | ૪૮૭-૪૯૦ | ૧૦૯૩-૧૦૯૬ |
| ૨૧. હાદી (હસન સબ્બાહ) | ૪૯૦-૫૩૦ | ૧૦૯૬-૧૧૩૫ |
| હિન્દમાં પ્હેલા ઇસ્માઇલી ઉપદેશક નૂર સતગરને મોકલનાર ઇમામ | | |
| ૨૨. મોહતદી | ૫૩૦-૫૫૨ | ૧૧૩૫-૧૧૫૭ |
| ૨૩. કાહિર | ૫૫૨-૫૫૭ | ૧૧૫૭-૧૧૬૨ |
| ૨૪. અલાઝિક્રેહિસ્સલામ | ૫૫૭-૫૬૧ | ૧૧૬૨-૧૧૬૬ |
| (હસન બિન મોહમ્મદ બિન બુઝુર્ગ ઉમીદ) | | |
| ૨૫. ઝિયાઉદ્દીન મોહમ્મદ | ૫૬૧-૬૦૭ | ૧૧૬૬-૧૨૧૦ |
| ૨૬. જલાલુદ્દીન હસન | ૬૦૭-૬૧૮ | ૧૨૧૦-૧૨૨૧ |
| ૨૭. અલાઉદ્દીન મોહમ્મદ | ૬૧૮-૬૫૩ | ૧૨૨૧-૧૨૫૫ |
| ૨૮. રૂકનુદ્દીન ખુરશાહ | ૬૫૩-૬૫૪ | ૧૨૫૫-૧૨૫૬ |

ચંગીઝખાનના પૌત્ર હલાકુખાને ઈ. સ. ૧૨૫૫માં ઇરાનની ઇસ્માઇલી વસ્તીને કતલ કરી, તેમના સઘળા કિલ્લાઓ ઝમીનદોસ્ત કર્યા હતા. જુઓ આગાઉ પૃ. ૧૨૯.

| | | |
|---|---|---|
| ૨૯. શમ્સુદ્દીન મોહમ્મદ | ૬૫૪-૭૧૦ | ૧૨૫૬-૧૩૧૦ |
| ૩૦. કાસિમશાહ | ૭૧૦-૭૭૧ | ૧૩૧૦-૧૩૭૦ |
| ૩૧. ઇસ્લામશાહ | ૭૭૧-૮૨૭ | ૧૩૭૦-૧૪૨૮ |
| ૩૨. મોહમ્મદ | ૮૨૭-૮૬૮ | ૧૪૨૪-૧૪૬૪ |
| ૩૩. મુસ્તનસિર બિલ્લાહ (૨) | ૮૬૮-૮૮૦ | ૧૪૬૪-૧૪૭૧ |

| | | | |
|---|---|---|---|
| ૩૪. | અબ્દુસ્સલામ | ૮૮૦–૮૯૯ | ૧૪૭૬–૧૪૯૪ |
| ૩૫. | ગરીબ મીરઝા | ૮૯૯–૯૦૨ | ૧૪૯૪–૧૪૯૭ |
| ૩૬. | ભુઝ્ર અલી | ૯૦૨–૯૧૫ | ૧૪૯૭–૧૫૦૯ |
| ૩૭. | મુરાદ મીરઝા | ૯૧૫–૯૨૦ | ૧૫૦૯–૧૫૧૪ |
| ૩૮. | ઝુલ્ફિકાર અલી | ૯૨૦–૯૨૨ | ૧૫૧૪–૧૫૧૬ |
| ૩૯. | નુરૂદ્દીન અલી | ૯૨૨–૯૫૭ | ૧૫૧૬–૧૫૫૦ |
| ૪૦. | ખલીલુલ્લાહ અલી | ૯૫૭–૯૯૩ | ૧૫૫૦–૧૫૮૫ |
| ૪૧. | નઝાર અલી | ૯૯૩–૧૦૩૮ | ૧૫૮૫–૧૬૨૯ |
| ૪૨. | સૈયદ અલી | ૧૦૩૮–૧૦૭૧ | ૧૬૨૯–૧૬૬૧ |
| ૪૩. | હુસન અલી | ૧૦૭૧–૧૧૦૬ | ૧૬૬૧–૧૬૯૫ |
| ૪૪. | કાસિમ અલી | ૧૧૦૬–૧૧૪૩ | ૧૬૯૫–૧૭૩૧ |
| ૪૫. | અબુલ હુસન | ૧૧૪૩–૧૧૯૪ | ૧૭૩૧–૧૭૮૦ |
| ૪૬. | ખલીલુલ્લાહ અલી (૨) | ૧૧૯૪–૧૨૩૩ | ૧૭૮૦–૧૮૧૭ |
| ૪૭. | હુસનઅલી શાહ | ૧૨૩૩–૧૨૯૮ | ૧૮૧૭–૧૮૮૧ |
| | હિન્દમાં સ્થાયી રહેવા આવનાર પ્હેલા ઈસ્માઇલી ઇમામ; અને પ્હેલા હીઝ હાઇનેસ આગાખાન. | | |
| ૪૮. | અલી શાહ | ૧૨૯૮–૧૩૦૨ | ૧૮૮૧–૧૮૮૫ |
| ૪૯. | સુલતાન મોહમ્મદ શાહ | ૧૩૦૨– | ૧૮૮૫– |
| | હાલના હીઝ હાઇનેસ આગાખાન. | | |

# પરિશિષ્ટ ૮.

## ખોજાઓના પીર

(જેમનાં નામની ખોજાઓ તસ્બીહ પઢે છે.)

(ખોજા વૃત્તાંત, પૃ. ૨૫૬–૨૫૭ ઉપરથી)

૧ નબી મોહમ્મદ (અલ્ર)
૨. ઈમામ હુસન (? હુસેન)
૩ કાસમ શાહ
૪ અહમદ અલી
૫. નૂર સતગર
૬ ઈમામદીન
૭. મોહમ્મદ મન્સુર
૮ ગાલબદીન
૯ અબ્દુલ અઝીઝ
૧૦ મુસ્તનસિર બિલ્લાહ
૧૧ અહમદ હાદી
૧૨ કાસમ શાહ
૧૩ મોહમ્મદ
૧૪ મહમૂદ
૧૫ મહામદીન
૧૬ ખાલક દીન
૧૭ અબ્દુલ મુમન
૧૮ ઈસ્લામદીન
૧૯ અલાઉદ્દીન
૨૦. શમ્સુદ્દીન
૨૧. નઝીરદીન
૨૨ સાહેબદીન
૨૩. સદરૂદ્દીન
૨૪. હુસન કબીરૂદ્દીન
૨૫. તાજદીન
૨૬. પંદીયાદે જવામર્દી (કિતાબનું નામ છે)
૨૭. અલાઉદ્દીન
૨૯. કાસમ શાહ
૩૦. નઝીર મોહમ્મદ
૩૧. દાદુ ઉર્ફે દાઉદ
૩૨. આગા હુસન શાહ
૩૩. મોહમ્મદ
૩૪. આગા અઝીઝ
૩૫. મેગ બેગ
૩૬ આગા અલી અકબર
૩૭. આગા અલી અસ્ગર
૩૮. હસન અલી
૩૯. અબુલ કાસમ અલી
૪૦. અબુલ હસન અલી
૪૧. બીબી ફાતેમા
૪૨. આગા અલી શાહ
૪૩. આગા મોહમ્મદ સુલતાન

## પરિશિષ્ટ ૯

### ઇસ્માઇલી 'ફિદાઇઓ'એ કરેલાં ખુન

(ખોજા વૃત્તાંત, પૃ. ૧૩૦–૧૩૨ ઉપરથી)

ઈ. સ.
૧૦૯૨ નિઝામ-ઉલ-મુલ્ક, ઇરાનના શાહ મલેકશાહનો વઝીર.
૧૧૦૨ ઈરાનનો સલજુકી શાહ, અને થોડી મુદત પછી તેના બે શાહઝાદા.
૧૧૧૩ મુસિલનો બાદશાહ.
૧૧૧૪ અબુલમુઝફ્ફરઅલી, સંજરશાહનો વઝીર; અને ચકરબેગ, સંજરશાહનો કાકો.
૧૧૧૬ અહમદયલ, મરાઘાનો બાદશાહ. તેને ઈરાનના શાહ સુલતાન મોહમ્મદની હાજરીમાં કતલ કર્યો હતો.
૧૧૨૧ અમીર અફઝલ, મિસરનો વઝીર.
૧૧૨૬ કાસમ આક સિકન્દર, મુસિલ અને એલેપ્પોનો બાદશાહ
૧૧૨૭ મોહીયુદ્દીન, ઈરાનના સંજરશાહનો વઝીર.
૧૧૨૯ અમીર બિલ્લાહ, બની ફાતેમીના છેલ્લા મિસરના ખલીફા.
૧૧૩૧ તાજુલમુલ્કબુરી, દમિસ્કનો બાદશાહ.
૧૧૩૪ શમ્સુલમુલ્ક અને તેનો શાહઝાદો.
૧૧૩૫થી૧૧૩૮ ખલીફા મુસ્તરશીદ, ખલીફા રાશીદ અને આઝર બાયજાનનો બાદશાહ દાઉદ.
૧૧૪૯ ત્રિપોલીનો કાઉન્ટ રેમાન્ડ.
૧૧૫૧ કીઝિલ અરસલાન, આઝર બાયજાનનો બાદશાહ.
૧૧૯૨ જેરૂસેલમનો બાદશાહ કોનરેડ ઓફ મોન્ફર્ડ (આ ખુન ઈંગ્લેન્ડના બાદશાહ રીચર્ડની ઉશ્કેરણીથી કરવામા આવ્યાનો શક છે.)
૧૨૧૭ ઈમધાનના બાદશાહ ઓગલમીશને મારી નાખવાની કોશિશ.
૧૧૭૪-૭૬ મહાન સલાઉદ્દીન.
૧૨૭૧ બગદાદનો હાકેમ અને મુગલોની તવારીખ લખનાર અલાઉદ્દીન જુવાઇની.
૧૨૭૨ ઈંગ્લેન્ડનો રાજા એડવર્ડ, કુજેરો વખતે એક મા.

# પરિશિષ્ટ ૧૦

## દાઉદી વ્હોરાઓના દાઇઓ (વલી મુતલકો)

(ગુલઝારે દાઉદી, પૃ. ૩૯–૪૩ ઉપરથી)

| | નામ | હિજરી સન |
|---|---|---|
| ૧. | ઝુએબ બિન મુસા | ૫૩૨–૫૪૬ |
| ૨. | ઇબ્રાહીમ બિન હુસેન અલ હમીદ | ૫૪૬–૫૫૭ |
| ૩. | હાતિમ બિન ઈબ્રાહીમ અલ હમીદી | ૫૫૭–૫૯૬ |
| ૪. | અલી બિન હાતિમ શમ્સુદ્દીન | ૫૯૬–૬૦૫ |
| ૫ | અલી બિન મૌલાના મોહમ્મદ વાલીદ | ૬૦૫–૬૧૬ |
| ૬. | અલી બિન હનઝાલા | ૬૧૬–૬૨૬ |
| ૭. | અહમદ બિન મુબારિક | ૬૨૬–૬૨૭ |
| ૮. | હુસેન બિન અલી બિન મોહમ્મદ બિન વાલીદ | ૬૨૭–૬૬૭ |
| ૯. | અલી બિન હુસેન બિન અલી | ૬૬૭–૬૮૨ |
| ૧૦. | અલી બિન હુસેન બિન અલી બિન હનઝાલા | ૬૮૨–૬૮૬ |
| ૧૧. | ઇબ્રાહીમ બિન હુસેન બિન અલી બિન મોહમ્મદ અલ વાલીદ | ૬૮૬–૭૨૮ |
| ૧૨. | મોહમ્મદ બિન હાતિમ બિન હુસેન | ૭૨૮–૭૨૯ |
| ૧૩. | અલી શમ્સુદ્દીન (૨) બિન ઇબ્રાહીમ | ૭૨૯–૭૪૬ |
| ૧૪. | અબ્દુલ મુત્તલિબ નજમુદ્દીન (૧) બિન મોહમ્મદ બિન હાતિમ | ૭૪૬–૭૫૫ |
| ૧૫. | અબ્બાસ બિન મોહમ્મદ બિન હાતિમ | ૭૫૫–૭૭૯ |
| ૧૬. | અબ્દુલ્લા ફખરૂદ્દીન (૧) બિન અલી | ૭૭૯–૮૦૮ |
| ૧૭. | હસન બદરૂદ્દીન (૧) બિન અબ્દુલ્લા ફખરૂદ્દીન | ૮૦૮–૮૨૧ |
| ૧૮. | અલી શમ્સુદ્દીન (૩) બિન અબ્દુલ્લા ફખરૂદ્દીન | ૮૨૧–૮૩૨ |
| ૧૯. | ઇદરીસ ઇમાદુદ્દીન (૧) બિન હસન બિન અબ્દુલ્લા | ૮૩૨–૮૭૨ |

૨૦. હુસન બદરૂદ્દીન (૨) બિન ઈદરીસ ઈમાદુદ્દીન ૮૭૭-૯૧૮
૨૧ હુસેન હુસામુદ્દીન (૧) બિન ઇદરીસ ઈમાદુદ્દીન ૯૧૮-૯૩૩
૨૨ અલી શમ્સુદ્દીન (૪) બિન હુસેન ૯૩૩-૯૩૩
ફક્ત એક મહિનો
૨૩ મોહમ્મદ ઈઝ્ઝુદ્દીન (૧) બિન હુસન
બદરૂદ્દીન ૯૩૩ ૯૪૨
૨૪ યુસુફ નજમુદ્દીન (૨) બિન સુલયમાન ૯૪૨-૯૭૪
યમનથી ગુજરાતમા આવી સિદ્ધપુરમા ગાદી સ્થાપનાર પેહેલા
વડા મુલ્લાજી આ હેથ
૨૫ જલાલ શમ્સુદ્દીન (૫) બિન હુસન ૯૭૪-૯૭૫
આ મુલ્લાજીએ ગાદી અમદાવાદ ફેરવી હતી
૨૬ દાઉદજી બુરહાનુદ્દીન (૧) બિન અજબશાહ ૯૭૫-૯૯૯
જુઓ આગળ પૃ ૭૬ ૭૭ અને ૧૫૮૮મા આ મુલ્લાજીની વફાત
પછી ગુજરાતના વ્હોરાઓએ એક દાઉદ બિન કુતુબશાહને મુલ્લાજી તરીકે
પસંદ કરી, તે ખબર યમન મોકલી હતી દરમ્યાન, યમનના ઇસ્માઇલી
ઓએ એક સુલયમાનને વડા મુલ્લાજી નીમી, તેમને ગુજરાતમા મોકલ્યા
હતા ગુજરાતના વ્હોરાઓમાથી જે જુજ માણસોએ સુલયમાનને
સ્વીકાર્યા હતા તેઓ **સુલયમાની વ્હોરાઓ** કહેવાયા હતા બાકીના
જેમણે દાઉદ બિન કુતુબશાહનો પક્ષ લીધો હતો તેઓ **દાઉદી
વ્હોરાઓ** કહેવાયા હતા
૨૭ દાઉદજી બુરહાનુદ્દીન (૨) બિન કુતુબશાહ ૯૯૯-૧૦૨૧
૨૮. શેખ આદમ સફીયુદ્દીન (૧) બિન તૈયબશાહ ૧૦૨૧-૧૦૩૦
જુઓ પૃ. ૯૫ આ મુલ્લાજીએ પોતાના વારસ તરીકે પોતાના
પુત્રને છોડી, એક શેખ તૈયબને વડા મુલ્લાજી નીમ્યા હતા તેથી
તેમના પુત્ર ઇબ્રાહીમના પુત્ર અલીએ જુદો ફિરકો પાડયો હતો તેના
અનુયાયીઓ **અલીયા વ્હોરાઓ** કહેવાયા હતા

૨૯ અબ્દુલ તૈયબ ઝકીઉદ્દીન (૧) બિન દાઉદ
બિન કુતુબશાહ ૧૦૩૦–૧૦૪૧

૩૦ અલી શમ્સુદ્દીન (૬) બિન હુસેન બિન
ઈદ્રીસ ૧૦૪૧–૧૦૪૨

૩૧. કાસમજી ઝયનુદ્દીન બિન પીરખાન ૧૦૪૨–૧૦૫૪

૩૨ કુતુબખાન કુતુબુદ્દીન બિન દાઉદજી કુતુબશાહ ૧૦૫૪–૧૦૫૬
શાહઝાદા ઔરંગઝેબની ગુજરાતની સુબાગીરી દરમ્યાન આ
મુલ્લાજીને અમદાવાદમા કતલ કરવામા આવ્યા હતા

૩૩ પીરખાન શુજાઉદ્દીન બિન અહમદજી ૧૦૫૬–૧૦૬૫
આ મુલ્લાજીએ ગાદી જામનગર ફેરવી હતી

૩૪ ઈસ્માઈલજી બદરૂદ્દીન (૩) બિન મુલ્લા રજબ
બિન મૌલાઈ આદમ ૧૦૬૫–૧૦૮૫

૩૫ અબ્દુલ તૈયબ ઝકીઉદ્દીન (૨) બિન
બદરૂદ્દીન ૧૦૮૫–૧૧૧૦

૩૬ મુસા કલીમુદ્દીન બિન ઝકીઉદ્દીન ૧૧૧૦–૧૧૨૨

૩૭ નૂરમોહમ્મદ નૂરૂદ્દીન બિન કલીમુદ્દીન ૧૧૨૨–૧૧૩૦

૩૮ ઈસ્માઈલ બદરૂદ્દીન (૪) બિન શેખ આદમ
સફીયુદ્દીન ૧૧૩૦–૧૧૫૦

૩૯ સૈયદના ઇબ્રાહીમ વજીહુદ્દીન બિન અબ્દુલ
કાદિર હકીમુદ્દીન ૧૧૫૦–૧૧૬૮
આ મુલ્લાજીએ ગાદી ઉજ્જૈન ફેરવી હતી

૪૦ હીબ્તુલ્લાહ મુઈદ્દુદ્દીન બિન વજીહુદ્દીન ૧૧૬૮–૧૧૯૩

૪૧ અબ્દુલ તૈયબ ઝકીઉદ્દીન (૩) બિન બદરૂદ્દીન ૧૧૯૩–૧૨૦૦
આ મુલ્લાજીએ ગાદી બુરહાનપુર ફેરવી હતી
આ મુલ્લાજી એકાએક વફાત પામવાથી, અગાઉથી ચાલતી
આવેલી પ્રણાલિકા મુજબ, ઇમામ પ્રેરીત પોતાના વારસ તેઓ નીમી

શક્યા ન હતા. તેથી, તેમના અવસાન પછી, 'મશાયખો'એ મસલત કરી, તેમના વારસ તરીકે યુસુફ નજમુદ્દીનને વડા મુલ્લાંજી નીમ્યા હતા.

| | | |
|---|---|---|
| ૪૨ | યુસુફ નજમુદ્દીન (૩) બિન ઝકીઉદ્દીન<br>તેમણે ઇ. સ. ૧૭૮૫ માં ગાદી સુરત ફેરવી હતી. | ૧૨૦૦–૧૨૧૩ |
| ૪૩. | અબ્દેઅલી સયફુદ્દીન (૧) બિન ઝકીઉદ્દીન | ૧૨૧૩–૧૨૩૨ |
| ૪૪. | મોહમ્મદઇઝ્ઝુદ્દીન (૨) બિન શેખ જીવણજી | ૧૨૩૨–૧૨૩૬ |
| ૪૫. | તૈયબ ઝયનુદ્દીન (૨) બિન શેખ જીવણજી | ૧૨૩૬–૧૨૫૨ |
| ૪૬. | મોહમ્મદ બદરૂદ્દીન (૫) બિન સયફુદ્દીન | ૧૨૫૨–૧૨૫૬ |
| ૪૭. | અબ્દુલકાદિર નજમુદ્દીન (૪) બિન તૈયબ ઝયનુદ્દીન | ૧૨૫૬–૧૩૦૨ |
| ૪૮. | અબ્દુલહુસેન હુસામુદ્દીન (૨) બિન તૈયબ ઝયનુદ્દીન | ૧૩૦૨–૧૩૦૭ |
| ૪૯. | મોહમ્મદ બુરહાનુદ્દીન (૩) બિન નજમુદ્દીન | ૧૩૦૭–૧૩૨૩ |
| ૫૦. | અબ્દુલ્લાહ બદરૂદ્દીન (૬) બિન હુસામુદ્દીન | ૧૩૨૩–૧૩૩૧ |
| ૫૧. | તાહિર સયફુદ્દીન (૨) બિન મોહમ્મદ બુરહાનુદ્દીન<br>હાલના વડા મુલ્લાજી સાહેબ. તેઓ સુરત તેમ જ મુંબઇ રહે છે, છતા ગાદીનુ સ્થાન હજી સુરત ગણાય છે. | ૧૩૩૧– |

| | | |
|---|---|---|
| ૧–૨૩ | યમન | ૫૩૨– ૯૪૨ |
| ૨૪ | સિદ્ધપુર | ૯૪૨– ૯૭૪ |
| ૨૫–૩૨ | અમદાવાદ | ૯૭૪–૧૦૫૬ |
| ૩૩–૩૮ | જામનગર | ૧૦૫૬–૧૧૫૦ |
| ૩૯–૪૦ | ઉજ્જયન | ૧૧૫૦–૧૧૯૩ |
| ૪૧ | બુરહાનપુર | ૧૧૯૩–૧૨૦૦ |
| ૪૨–૫૧ | સુરત | ૧૨૦૦–<br>હજી સુધી |

# પરિશિષ્ટ ૧૧

## ગુજરાતમાં હિન્દુ મુસલમાન પ્રમાણ

(સને ૧૯૩૧ના સેન્સસ પ્રમાણે)

| જીલ્લાઓ | ક્ષેત્રફળ ચોરસ માઇલ | કુલ વસ્તી | હિન્દુ | મુસલમાન | સુન્ની | શીઆ |
|---|---|---|---|---|---|---|
| અમદાવાદ | ૩૮૪૬ | ૯૯૯૭૬૮ | ૭૭૮૫૦૦ | ૧૧૫૮૫૯ | ૯૯૯૨૭ | ૧૫૯૩૨ |
| ખેડા | ૧૬૨૦ | ૭૪૧૬૫૦ | ૬૩૩૨૪૧ | ૭૪૪૮૨ | ૬૬૮૮૦ | ૭૬૦૨ |
| પંચમહાલ | ૧૬૦૮ | ૪૫૪૫૨૬ | ૨૯૭૭૬૧ | ૩૫૪૮૬ | ૨૭૩૬૭ | ૮૧૧૯ |
| ભરૂચ | ૧૪૬૮ | ૩૩૪૧૭૦ | ૨૪૫૦૫૪ | ૮૦૫૦૨ | ૭૭૨૪૦ | ૩૨૬૨ |
| સુરત | ૧૬૫૧ | ૬૯૩૬૧૩ | ૬૧૨૯૩૫ | ૫૯૦૫૭ | ૫૨૬૩૮ | ૬૪૧૯ |

# પરિશિષ્ટ ૧૨

## ગુજરાતમાં ગુજરાતી અને ઉર્દૂ બોલનારાનું પ્રમાણ

(સને ૧૯૩૧ના સેન્સસ પ્રમાણે)

| જીલ્લાઓ | ગુજરાતી |  |  | ઉર્દૂ |  |  |
|---|---|---|---|---|---|---|
|  | કુલ વસ્તી | પુરુષો | સ્ત્રીઓ | કુલ વસ્તી | પુરુષો | સ્ત્રીઓ |
| અમદાવાદ | ૮૨૦૦૪૧ | ૪૩૦૧૭૬ | ૩૮૯૮૬૫ | ૭૨૪૪૯ | ૪૭૭૩૭ | ૨૪૭૧૨ |
| ખેડા | ૭૦૧૬૮૪ | ૩૭૩૯૪૯ | ૩૨૭૭૩૫ | ૩૫૮૮૦ | ૧૮૭૫૧ | ૧૭૧૨૯ |
| પંચમહાલ | ૪૩૪૩૨૩ | ૨૨૫૦૭૦ | ૨૦૯૨૫૩ | ૧૪૧૪૫ | ૮૦૦૯ | ૬૧૩૬ |
| ભરૂચ | ૨૮૯૪૩૭ | ૧૫૧૧૫૮ | ૧૩૮૨૭૯ | ૩૯૦૬૨ | ૨૦૬૮૯ | ૧૮૩૭૩ |
| સુરત | ૬૪૯૫૫૪ | ૩૨૪૨૬૨ | ૩૨૫૨૯૨ | ૩૧૯૬૭ | ૧૭૧૦૭ | ૧૪૮૮૦ |

# પરિશિષ્ટ

## ગુજરાતમાં હિન્દુઓમાં શિક્ષિત

(સને ૧૯૩૧ના

| જીલ્લાઓ | કુલ વસ્તી | પુરૂષો | સ્ત્રીઓ | ભણેલા | પુરૂષો | સ્ત્રીઓ |
|---|---|---|---|---|---|---|
| અમદાવાદ | ૭૭૮૫૦૦ | ૪૧૬૫૫૯ | ૩૬૧૯૪૧ | ૮૭૭૪૭ | ૭૭૭૦૪ | ૧૦૦૪૩ |
| ખેડા | ૬૩૩૨૪૧ | ૩૩૮૪૮૮ | ૨૯૪૭૫૩ | ૭૩૭૯૬ | ૬૪૭૭૯ | ૯૦૧૭ |
| પંચમહાલ | ૨૯૭૭૬૧ | ૧૫૭૧૦૬ | ૧૪૦૬૫૫ | ૨૩૧૭૫ | ૨૦૪૩૩ | ૨૭૪૨ |
| ભરૂચ | ૨૮૫૦૫૪ | ૧૨૮૪૫૮ | ૧૧૬૫૯૬ | ૩૯૩૮૦ | ૩૫૦૦૩ | ૪૩૭૭ |
| સુરત | ૬૧૨૯૩૫ | ૩૦૮૦૪૦ | ૩૦૪૮૯૫ | ૮૬૩૩૮ | ૭૩૬૬૩ | ૧૨૬૭૫ |

## ૧૩

### વર્ગનું પ્રમાણ
### સેન્સસ પ્રમાણે)

| અભણ | પુરૂષો | સ્ત્રીઓ | અંગ્રેજી ભણેલા | પુરૂષો | સ્ત્રીઓ |
|---|---|---|---|---|---|
| ૬૯૦૩૯૬ | ૩૩૮૬૫૬ | ૩૫૧૭૪૦ | ૮૦૩૪ | ૭૬૬૦ | ૩૭૪ |
| ૫૫૪૪૩૦ | ૨૭૩૭૦૩ | ૨૮૦૭૨૭ | ૫૩૬૪ | ૫૨૯૩ | ૭૧ |
| ૨૭૪૫૮૬ | ૧૩૬૬૭૩ | ૧૩૭૯૧૩ | ૧૮૩૧ | ૧૭૯૬ | ૩૫ |
| ૨૦૫૬૭૩ | ૯૩૪૫૪ | ૧૧૨૨૧૯ | ૨૩૩૪ | ૨૩૫૯ | ૭૫ |
| ૫૨૫૬૪૧ | ૨૩૩૫૧૪ | ૨૯૨૧૨૭ | ૭૦૬૧ | ૬૮૦૨ | ૨૫૯ |

# પરિશિષ્ટ

## ગુજરાતમાં મુસલમાનોમાં

(સને ૧૯૩૧ ના

| જીલ્લાઓ | કુલ વસ્તી | પુરૂષો | સ્ત્રીઓ | કુલ ભણેલા | પુરૂષો | સ્ત્રીઓ |
|---|---|---|---|---|---|---|
| અમદાવાદ | ૧૧૫૮૫૯ | ૬૫૨૩૮ | ૫૦૬૨૧ | ૧૮૦૫૯ | ૧૬૮૮૨ | ૧૧૭૭ |
| ખેડા | ૭૪૪૮૨ | ૩૯૧૧૫ | ૩૫૩૬૭ | ૯૫૪૫ | ૮૮૫૭ | ૬૮૮ |
| પંચમહાલ | ૩૫૪૮૬ | ૧૮૮૫૪ | ૧૬૬૩૨ | ૭૬૩૨ | ૬૭૯૫ | ૮૩૭ |
| ભરુચ | ૮૦૫૦૨ | ૪૧૯૭૧ | ૩૮૫૩૧ | ૧૮૫૪૨ | ૧૭૬૧૬ | ૯૨૬ |
| સુરત | ૫૯૦૫૭ | ૨૯૫૪૧ | ૨૯૫૧૬ | ૧૫૨૮૭ | ૧૨૪૯૯ | ૨૭૮૮ |

## ૧૪

### શિક્ષિત વર્ગનું પ્રમાણ

સેન્સસ પ્રમાણે)

| અભણ | પુરુષો | સ્ત્રીઓ | અક્ષરજ્ઞાન ભણેલા | પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|---|---|---|
| ૯૭૭૯૮ | ૪૮૩૫૫ | ૪૯૪૪૮ | ૧૩૬૮ | ૧૩૩૫ | ૩૩ |
| ૬૪૯૩૭ | ૩૦૨૫૮ | ૩૪૬૭૯ | ૩૬૪ | ૩૬૧ | ૩ |
| ૨૭૮૫૪ | ૧૨૦૫૯ | ૧૫૭૯૫ | ૩૦૭ | ૩૦૩ | ૪ |
| ૬૧૯૬૦ | ૬૧૯૬૦ | ૩૭૬૦૫ | ૫૭૬ | ૫૫૮ | ૧૮ |
| ૪૩૭૭૪ | ૪૩૭૭૫ | ૨૬૭૨૭ | ૧૬૭૨ | ૧૫૮૯ | ૮૩ |

# પરિશિષ્ટ

## ગુજરાતમાં મુસલમાનોની

| પેટા કોમો | અમદાવાદ | | ખેડા | |
|---|---|---|---|---|
| | પુરુષો | સ્ત્રીઓ | પુરુષો | સ્ત્રીઓ |
| અરબ ... ... | ૨૪૫ | ૧૬૩ | ૦ | ૦ |
| કસાઇ ... ... | ૩૪૬ | .૨૬૬ | ૫૧૦ | ૫૧૯ |
| ખત્રી ... ... | ૦ | ૦ | ૦ | ૦ |
| ખોજા ... ... | ૧૫૭૭ | ૧૩૯૧ | ૧૪૦ | ૧૨૧ |
| ઘાંચી ... ... | ૨૯૭૨ | ૨૮૭૫ | ૨૮૯ | ૩૦૪ |
| પઠાણ ... ... | ૬૩૪૩ | ૩૮૦૭ | ૪૮૫૪ | ૪૩૧૩ |
| પિંજારા ... ... | ૮૯૬ | ૮૬૪ | ૪૨ | ૪૮ |
| બલોચ ... ... | ૩૩ | ૩ | ૦ | ૦ |
| મકરાણી .. ... | ૨ | ૧ | ૦ | ૦ |
| મીયાણા ... ... | ૨૦૪ | ૧૮૬ | ૧૨ | ૨ |
| મુગલ ... ... | ૧૫૬ | ૭૮ | ૮૫ | ૮૧ |
| મેમણ ... ... | ૧૮૭૮ | ૯૧૮ | ૧૩૪ | ૧૨૯ |

૧૫

પેદા કોમોની વસ્તી

| પંચમહાલ | | ભરૂચ | | સુરત | |
|---|---|---|---|---|---|
| પુરૂષો | સ્ત્રીઓ | પુરૂષો | સ્ત્રીઓ | પુરૂષો | સ્ત્રીઓ |
| ૩૨ | ૧૫ | ૧ | ×¦ | ૨૧ | ૧૮ |
| ૧૦૩ | ૮૦ | ૧૦૬ | ૬૨ | ૧૯૧ | ૧૮૭ |
| • | ० | ० | ० | ૬૫' | • |
| ૬ | ૭ | ૪૬ | ૩૮ | ૧૪૯ | ૧૧૭ |
| ૫૨૧૯ | ૪૮૫૮ | ૩૨૮ | ૩૩૧ | ૬૩૧ | ૬૪૬ |
| ૧૪૪૪ | ૧૦૪૨ | ૧૭૫૦ | ૧૩૯૩ | ૧૨૦૮ | ૯૯૨ |
| ૩૨૭ | ૨૯૮ | ૮૭૯ | ૭૮૩ | ૩૭૮ | ૩૭૮ |
| • | ० | ० | • | ० | ० |
| ० | ▪ | ० | • | ▪ | • |
| • | ▪ | ० | ० | ० | ० |
| ૬૯ | ૬૧ | ૫૭ | ૭૦ | ૫૮ | ૩૯ |
| ૯૩ | ૩૬ | ૨૨૩ | ૧૬૪ | ૧૦૧૩ | ૯૫૧ |

| | | | | |
|---|---|---|---|---|
| મોમના ... ... | ૭૧૦ | ૯૧૨ | ૬૨ | ૪૭ |
| મોમિન ... ... | ૨૪૧ | ૨૯૫ | ૫૫ | ૬૬ |
| મોલેસલામ ... | ૩૬૨ | ૪૧૫ | ૨૨૮૬ | ૨૧૧૫ |
| લુહાર ... ... | ૦ | ૦ | ૭ | ૦ |
| વ્હોરા, શીઆ ... | ૬૦૮૮ | ૫૮૬૪ | ૧૧૧૧ | ૧૯૨૦ |
| ,, સુન્ની ... | ૧૧૧ | ૦ | ૪૪૮૩ | ૪૦૦૯ |
| સરાઇ (જાટ) ... | ૦ | ૦ | ૩૨ | ૨૦ |
| સિંધી (સમા) ... | ૬૪૮ | ૪૪૬ | ૧૦૯ | ૫૦ |
| ,, (સુમરા) ... | ૨૭ | ૧૦૭ | ૦ | ૦ |
| હજામ ... ... | ૫૨૦ | ૫૨૫ | ૧૪૫ | ૧૨૯ |
| બીજાઓ... ... | ૪૨૨૬૦ | ૩૧૪૯૭ | ૨૪૭૫૯ | ૨૧૪૯૪ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૧૬ | ૧૧ | ૧૩૩ | ૧૨૧ |
| ૧ | ૦ | ૦ | ૦ | ૨૬૪ | ૨૫૮ |
| ૫૯ | ૬૪ | ૨૨૬૬ | ૨૨૭૮ | ૭૧ | ૬૯ |
| ૧૬ | ૧૩ | ૦ | ૦ | ૧ | ૧ |
| ૧૫૫૫ | ૧૪૭૨ | ૫૩૧ | ૪૦૮ | ૨૩૧૫ | ૨૨૫૨ |
| ૨૩૧૩ | ૨૧૦૩ | ૨૧૮૩૪ | ૧૮૯૮૦ | ૫૩૯૯ | ૬૬૫૩ |
| ૦ | ૬ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૬ | ૧૧ | ૨૬૦ | ૧૧૯ | ૩૩ | ૨૬ |
| ૧૫ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૫ | ૬૮ | ૧૧૬ | ૧૧૫ | ૬૭૩ | ૭૭૫ |
| ૭૫૭૮ | ૬૪૯૭ | ૧૩૬૦૬ | ૧૩૭૭૭ | ૧૬૯૮૮ | ૧૬૦૩૩ |

## કર્તાનાં કાવ્યો અને લેખો
### તે ઉપર મળેલા અભિપ્રાયોમાંથી થોડાક:-

**દિવાન બહાદુર કૃષ્ણલાલ ઝવેરી–**

મૂળ છપાએલાં ત્યારે ઘણાખરા હોય અને ત્યારથી વાંચેલાં. વેનવળ, પ્રભાસ અને સોમનાથ પરના લેખો જાણે કોઈ હિન્દુ લેખકે લખેલા હોય એમ ભાસ થાય છે.x

**પ્રોફેસર અતિસુખશંકર ત્રિવેદી–**

સંગ્રહ મે સહર્ષ વાંચ્યો છે. કાવ્યોમાં સરળ ભાષા ને શુદ્ધ ઉર્મિઓ છે લેખોમા જુદા જુદા સ્થળો વિશે ઐતિહાસિક નિરૂપણ કરતા લેખો ખાસ વાંચવા જેવા લાગ્યા. તે લેખોમાથી વાચકને જાણવાનુ સારૂ મળી શકે તેમ છે ને શાળામાં ભણતા વિદ્યાર્થીઓને તે લેખો ઉપયોગી ને બોધક હકીકત પૂરી પાડી શકે તેમ છે આ પ્રયત્નને હુ ફતેહ ઇચ્છું છુ.

**પ્રોફેસર મોહનલાલ દવે–**

The varies of topics with which you have dealt in your book rouse one's interest.

**પ્રોફેસર ડા. રમણલાલ યાજ્ઞિક–**

આપના નાનકડા સંગ્રહથી બહુ પ્રસન્ન થયો. પ્રાસંગિક કવિતા પણ હૃદયના ઉંડાણમાંથી ઘણી વાર ઝરતી હોવાથી નરી સરળતા સાથે માધુર્ય ને ઉર સ્પર્શવાની કળા કેળવે છે. x

ગદ્યના સંગ્રહમા, ભાગેભાગ જ્ઞાન સભર અને સુંદર શૈલીમા હોવાથી પુસ્તકમાં ડળ તે સંગ્રહને બહુ ભાવપૂર્વક વાંચી, વિચારે તે હું ઇચ્છું છુ.

આવુ વિચારશીલ સાહિત્ય લગભગ ગાંધી શૈલીમાં પ્રસિદ્ધ કરવા માટે માન સપ્રેમ અભિનંદન સ્વીકારશો.

પ્રોફેસર વિષ્ણુપ્રસાદ ત્રિવેદી–

+ ગુજરાતી ભાષા ઉપગ્નો આપનો રાણુ જાણીતો છે.
ગદ્ય લેખો ઉપયોગી માહિતીથી ભરેલા છે દષ્ટિ પણ હેતુવાદી (rational) બનતા સુધી રખાઇ છે, તે જાણી આનંદ થાય છે.

પ્રોફેસર અનંતરાય રાવળ–

× The book speaks eloquently for your contribution to Gujarati Literature.

The poems are interesting You have got a facile familiarity with metres and versification The consistently simple and chaste language throughout and the instructive and the informative nature of its contents tend to make the book suitable for study in High Schools

સાક્ષર શ્રી રમણલાલ દેસાઈ–

× The poems are of a high order, simple yet touching The prose articles are also of great merit dealing with a large variety of topics, with story value attached to some of them They exhibit your great capacity for research too The language too, both in prose and poems, is simple, forceful and very chaste

કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર–

× મારા મત મુજબ તો તમે તમારા અન્ય વ્યવસાયમા વધારે પડતા ગુથાઇને તમારી કાવ્યશક્તિને અન્યાય કર્યો છે તમે થોડા ઘણા અનુવાદો કરીને થોડા સ્વતંત્ર પણ શુદ્ધ પ્રયો કરીને, તમારી

મ્હી ઈશ્વરને તમે સિદ્ધરે મેદી, તમને પોતાને તમ ફુરસદી કે ઈશ્વરને સેવેલ્હે ? કરેલો છે. તમને તમારા કાર્યમાં ફતેહ ને કીર્તિ મળે એ હું સદા ઇચ્છું છું.

**શ્રીયુત્ રામમોહનરાય દેસાઇ—**

વિશેષ કરીને, તમારા સંગ્રહમાંના લેખો —જેવા કે જુનાગઢ, પાટણ અને મુંબઇ, તથા શીર્ષ સમાલોચના—જેવાં કે 'વિલાયતમાં સ્નેહ', 'દેશી રાજ્યનું ન્યાયખાતું', 'બીબી ગોસીપ' વગેરે મને ઉપયોગી અને રસભર્યાં જણાયાં છે.

સામાન્યરીતે તમારી સરળ શૈલી, યોગ્ય શબ્દોની પસંદગી, નિરીક્ષણની સ્વતંત્રતા તથા આલેખનની પદ્ધતિ બહુ સુંદર છે.

અને સર્વથી પ્રશંસનીય તો મને તમારું સાંપ્રદાયિક 'ખરઘામીપણું' દીસે છે.

રિટાયર્ડ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, શ્રીમાન્ કે. એસ. વકીલ—

× The prose writings in the latter part of the book appear to me to be more interesting from the school point of view than the poetic. However it is a matter of opinion.

**શ્રીયુત્ પોપટલાલ ચુડગર, રાજકોટ—**

× Some of your poems, though composed on old style, are really inspiring and reveal your rich imagination. Your chapter on Judiciary in Indian States is certainly amusing. Throughout the book your characteristic subtle humour is as noticeable as it is enjoyable.

**માનસી**, ફેબ્રુઆરી ૧૯૩૭:-

* 'કવિતા પ્રવેશ'ના સહ-સંપાદક વાંચનપાત્ર પદ્યગદ્યના લેખક પણ છે. કાવ્યોમાં જે તત્વવિચારવિષયક ભાષાન્તરો છે તે તથા સ્વજન વિષયક ઉર્મિગીતો છે તે, તેમાંની નિષ્ઠા (sincerity) અને સાદાઈએ કરીને, આકર્ષક છે. ગદ્ય લખાણોમાં, સૌરાષ્ટ્ર અને એનાં અંગોપાંગો, દેશી રાજ્યમાંની વિચિત્રતા અને જુના મુંબઈ વિશેનાં, રસિક માહિતીભર્યું વાંચન પીરસે છે.

આ લખાણોમાં સ્થળે સ્થળે જેમ પથ્ય ઇસ્લામી સંસ્કારની છાંટ છે તેમ હિન્દુ ભાવનાઓ તથા પરંપરાના જે જ્ઞાનકણ જોવામાં આવે છે, તે અખાની ઉક્તિને જરા વિસ્તારીને આપણને આનંદથી એમ કહેવા પ્રેરે છે કે જ્ઞાનગગનને દેશકાળ તો ન હોય, પણ જાતિ કે રૂઢિગત ધર્મ પણ ન હોય અને નથી.

**બુદ્ધિપ્રકાશ**, ઓક્ટો-ડિસે ૧૯૩૬:-

ગુજરાતી વાંચકવર્ગમાં મી. કરીમ મહમદ માસ્તર જેવા બહુ થોડાક જ મુસ્લિમ લેખકો જાણીતા અને લોકપ્રિય માલુમ પડશે; એમનું લખાણ વાંચીને કોઇ એમ ન કહી શકે કે તે એક મુસ્લિમ ભિરાદરનું લખેલું છે, એવો એમનો ગુજરાતી ભાષા સાહિત્ય સાથેનો પરિચય અને અભ્યાસ છે સોરઠ પ્રદેશનાં ઐતિહાસિક સ્થળો વિશે એમણે કેટલાક નિબંધો લખેલા છે, તે જેમ માહિતીપૂર્ણ તેમ વિચારણીય માલુમ પડશે.

**પુસ્તકાલય**, જાન્યુઆરી ૧૯૩૭ :-

મુસલમાન છતાં એમનુ ગુજરાતી ભાષાનુ જ્ઞાન ઉત્તમ તથા શુદ્ધ છે.×વિષયોનું વૈવિધ્ય જણાય છે. આધ્યાત્મિક, ચારિત્રવિષયક ભૌગોલિક, વર્ણનાત્મક, સાંસારિક, ધાર્મિક વગેરે જાતનાં કાવ્યોનો આમાં સંગ્રહ જણાય છે. સ્થળવર્ણનો પણ રસમય છે × પોતે જુનાગઢમા નોકરી કરતા હોવાથી, દેશી રાજ્યની નોકરી વિશે પોતાના અનુભવો લેખ

દ્વારા પ્રસિદ્ધ કર્યાં છે. વિષયો પણ સુન્દર અને બોધક છે. નવલકથાનો નમૂનો પણ આમાં છે. આવા સંસ્કારી લેખકનાં પુસ્તકો તો તમામ પુસ્તકાલયોમાં હોવાં જોઈએ.

શારદા, નવેમ્બર ૧૯૩૬:-

ગુજરાતી સાહિત્યમાં મુસ્લિમ લેખકોમાંથી ગુજરાતી ભાષાને જો કોઈ સાક્ષર કવિ મળેલ હોય તો તે રા. કરીમ મહમદ માસ્તર છે

આ સંગ્રહમાં ગુજરાતી ભાષાના કવિતાસાહિત્યને સમૃદ્ધ કરે તેવી એકવીસ કવિતાઓ છે.

સંસ્કારી પદ્યની સાથે શિષ્ટ ગદ્યની કલા પણ લેખકને વરેલી છે. આ સંગ્રહમાંના ઓગણીસ લેખ આ કથનની સાચી સાક્ષી પૂરે તેવા છે. 'શારદા'માં આવેલા લેખોમાંના 'વેરાવળ પાટણ', 'સોમનાથ પાટણ', 'પ્રભાસ પાટણ', સૌરાષ્ટ્રની પ્રાચીનતા', વગેરે શોધખોળને લગતા લેખના ઐતિહાસિક લેખો ખૂબ વખણાયા હતા. એ લેખો આ સંગ્રહમાં છે.

ગુજરાતી સાહિત્યમાં ગદ્ય પદ્યના આ એક ઉત્તમ પુસ્તકને આવકાર આપતાં અમને આનંદ થાય છે × દરેક દરેક પુસ્તકાલય તથા સાહિત્યપ્રિય ભાઈ બહેનો આ પુસ્તકને પોતાનું કરે, એવી આશા અમે જરૂર રાખીએ છીએ.

નવચેતન, મે ૧૯૩૭:—

કાવ્યોમાં કેટલાક મૌલિક છે, જ્યારે કેટલાક અનુવાદિત છે. અંગ્રેજી કાવ્યરચનાની અસર લેખક પર પડેલી જણાઈ આવે છે. આ સંગ્રહમાંનાં કાવ્યોના ભાવો ગમ્ય અને શૈલી સરળ છે. લેખોમાં 'અમીર અબ્દુર્રહમાનખાનનું જીવનચરિત્ર,' 'શિક્ષણમાં સ્નેહને સ્થાન', 'ગાંધી મરી ગયા' 'જૂન મરે' વગેરે ધ્યાન ખેંચે એવા છે.

**સ્ત્રી બોધ**, જાન્યુઆરી ૧૯૩૭ —

કાવ્યોમાં અધળે સરળતા અને માધુર્ય છે ઘણાખરા કાવ્યો અંગ્રેજી કે ઉર્દુમાંથી અનુવાદિત છે.

**ગુણસુન્દરી** મે ૧૯૩૭ —

કાવ્યો ધ્યાન ખેંચ્યા વિના રહેતા નથી। × કાવ્યોમાં અને લેખોમાં વૈવિધ્ય છે

**સાહિત્ય**, ડીસેમ્બર ૧૯૩૬ —

વર્તમાન મુસ્લિમ લેખકોમાં કરીમ મહમદનું સ્થાન ઉંચું છે.

કાવ્યો સુરસિક હોઇ વાંચવા ગમે છે, સામાન્ય શુષ્કતાથી મુક્ત છે, × ગદ્ય લેખોનો સંગ્રહ છે, જે વાંચતા જ્ઞાનમાં વૃદ્ધિ થવાનો પૂરતો સંભવ રહે છે અભ્યાસ અને મનનચિંતન એ લેખોમાંથી તરવરી ઉઠે છે × પુસ્તકની સફળતા બદલ કર્તાને અભિનંદન આપીએ છીએ

**મુંબઇ સમાચાર** તા ૨૧ ૧૧ ૩૬ —

શુદ્ધ ગુજરાતી લખી શકતા મુસ્લીમ લેખકોમાં શ્રી કરીમ મહમદ માસ્તરનું સ્થાન મોખરે છે લેખોમાંના અનેક અભ્યાસ અને શોધનું પરિણામ છે 'દેશી રાજ્યની નોકરી' જેવી કાચના કુપ્પા જેવી છે, અને તેનું કારણ રાજાઓની અધુરી કેળવણી છે, તે તેમણે એક લેખમાં સારી રીતે સમજાવ્યું છે 'અમીર અબ્દુર્ રહેમાનખાન' વિશે તેમણે અંગ્રેજી પરથી ભાષાન્તર કરેલો લેખ વાંચવાથી કાબુલના એ માજી અમીર વિશે ઘણું જાણવાનું મળે છે બાહુબળ પર આધાર રાખનાર અંતે ફાવે છે, તે એમનું જીવનચરિત્ર વાંચતા સ્હેજે સમજાય છે 'પોણી સદી પરનું જુનાગઢ,' અને 'સોમનાથ પાટણ', 'વેરાવળ પાટણ' વગેરે લેખો લેખકનો શોધ કરી સત્ય બ્હાર લાવવાનો શોખ પુરવાર કરે છે પોતે જુનાગઢ રાજ્યની નોકરીમાં છે, છતાં પ્રાચીનકળા અને કારીગીરીના

નમૂના જાળવી રાખવામાં જુનાગઢ રાજ્ય કેટલું બેદરકાર છે, તે જણાવવાને તેઓ ચુકયા નથી. ઇતિહાસ અને સાહિત્યના શોખીનોએ આ પુસ્તક વાંચી જાળવી રાખવા જેવું છે.

સાંજ વર્તમાન, તા. ૩-૧૨-૩૬:-

ગુજરાતી સાહિત્યના જે થોડાક શુદ્ધ અને સંસ્કારી ગુજરાતી ભાષા લખનાર મુસ્લિમ લેખકો છે, તેમાંના એક શ્રી કરીમ મહમદ માસ્તર છે. આ પુસ્તકની શરૂઆતના ભાગમાં અપાયલાં કાવ્યોમાં અંગ્રેજી અને ફારસી કવિઓના પદ્યમાં અનુવાદો સારા છે. 'સંસાર સાગરને કિનારે', 'દંપતીનું પ્રથમ મિલન,' 'પ્રેમા આયન્કા,' 'સહચરી' અને 'રહેમ નગીના' નામના કાવ્યો ધ્યાન ખેંચે છે. લેખોમાં કાબુલના માજી અમીર અમાનુલ્લાખાનના દાદા મર્હુમ અમીર અબ્દુર્‌રહેમાનખાન ચમત્કારીક રીતે કેવી રીતે વાંચતા લખતા શીખ્યા હતા, તેની અજબ થવા જેવી હકીકત વિષેનો લેખ આજના નાસ્તિક વાદના જમાનામાં નસીહતપૂર્ણ નીવડશે. બીજો ધ્યાન ખેંચનારો લેખ 'દેશી રાજ્યોની નોકરી' વિષેનો છે. દેશી રાજ્યોમાં નોકરી કરતાં મોટામાં મોટા અમલદારોને પણ નહિ જેવા ગુનાસુરથી થોડાક કલાકોમાં બરતરફ કરવામાં આવે છે, વગેરે બાબતો દેશી રિયા-સતોના રંગ ઉપર રોશની નાખે છે. 'પ્રભાસ પાટણ', 'સોમનાથ પાટણ અને 'વેરાવળ પાટણ'ના ઐતિહાસિક લેખો પણ ફતોના અભ્યાસનો અચ્છો ખ્યાલ આપે છે. *

પ્રજા બંધુ, તા.૨૭-૧૨-૩૬:-

શિષ્ટ અને શુદ્ધ ગુજરાતીમાં લખનાર ગણ્યાગાંઠ્યા મુસ્લિમ લેખકો પૈકી શ્રી કરીમ મહમદ માસ્તર એક છે. તેમનાં કાવ્યોની સરળતા અને શુદ્ધ પદબંધ ધ્યાન ખેંચે તેવાં છે; અને લેખોમાં સૌરાષ્ટ્રની પ્રાચીનતા. 'પ્રભાસ પાટણ', 'સોમનાથ પાટણ', 'વેરાવળ પાટણ' વગેરે લેખો ઉપયોગી છે

**ગુજરાતી પંચ, તા. ૨૪-૧-૩૭–**

એક ઇરલામી છતાં યે ગુજરાતી ભાષા ઉપર અચ્છો કાબુ ધરાવનાર આ જાણીતા લેખકના × સાહિત્યસર્જનનો સંગ્રહ આ પુસ્તકમાં નજરે પડે છે. એમનાં કાવ્યોમાં ભાવ અને રસ છે. શૈલી વ્હેતી સરિતા સમી છે. ગદ્ય લેખો મનન અને ચિંતનનું પરિણામ છે.

**પ્રતાપ, તા. ૧૨-૧૧-૩૬–**

× ૧૯મી સદીના આરંભથી આજ સુધીના તેમના અનેક વર્ષના લેખનને વર્તમાનપત્રોએ તેમજ બધાએ વખાણ્યુ છે, ને કેટલીક કાવ્યકૃતિઓ સારી રીતે લોકાદર પામી હતી.